શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, પુ૦ ૨૭.

॥ अर्हम् ॥

# सुभाषित-पद्य-रत्नाकर

( પહેલો ભાગ )



સંગ્રાહક અને અનુવાદક:-

મુનિરાજ શ્રી વિશાળવિજયજી.

પ્રથમ આવૃત્તિ.

૧૦૦૦

વીર સં. ૨૪૬૧. ધર્મ સં. ૧૩. વિ. સં. ૧૯૯૧.

કિં. ૧-૪-૦

પ્રકાશકઃ—
દીપચંદ બાંઠીયા.
મંત્રી, શ્રીવિજયધર્મસૂરિ જૈનગ્રંથમાળા
છોટા સરાફા, ઉજ્જૈન.

: આર્થિક સહાયક :

રાધનપુર નિવાસી,

સ્વ૦ શેઠ બકોરભાઇ ઉજમશી

તથા

સ્વ૦ શેઠ જીવાભાઇ બકોરભાઈના

સ્મરણાર્થ

શ્રીયુત શેઠ કાન્તિલાલ બકોરભાઈ

મુદ્રકઃ—
શા. ગુલાબચંદ લલ્લુભાઈ.
શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ
ભાવનગર.



# પ્રકાશકનું નિવેદન.



જ્ઞાનના પ્રચારમાં, સાહિત્યના સર્જનમાં, તીર્થોના ઉદ્ધારમાં, અને જૈનશાસનની પ્રભાવનામાં પોતાના જીવનની આહુતિ આપનાર સ્વ. ગુરુદેવ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજનો સમુદાય પણ, તેઓશ્રીના જ પગલે ચાલી સાહિત્યની સેવામાં જે મોટો ફાળો આપી રહ્યો છે, એ કોઇથી અજાણ્યું નથી. એ સ્વ. ગુરુદેવના પ્રશિષ્ય, અને શાંતમૂર્ત્તિ વિદ્વાન્ મુનિમહારાજ શ્રી જયન્તવિજયજીના શિષ્ય, ગુરુભક્તિપરાયણ, મુનિરાજ શ્રી વિશાળવિજયજીનો આ પ્રથમ ગ્રંથ બહાર પાડતાં અમને ખરેખર આનંદ થાય છે.

ઉપદેશકોને અને સામાન્ય ગૃહસ્થોને પણ બે ઘડી આત્માની શાન્તિ માટે સ્વાધ્યાયનું એક અપૂર્વ સાધન બની શકે, એવો આ ગ્રંથ અને તેના બીજા ત્રણ ભાગો જરૂર લોકોને મહાઉપકારી થશે, એવી અમારી ખાતરી છે.

ચારસો ચારસો પાનાના ચાર ભાગો આ ગ્રંથના બહાર પડશે. તેમાંનો આ પહેલો ભાગ બહાર પાડવામાં આર્થિક સહાયતા આપનાર રાધનપુરનિવાસી, અને મુંબઇમાં રહેતા

શેઠ કાન્તિલાલ બકોરભાઇનો અમે અંતઃકરણુથી આભાર માનીએ છીએ. તેમજ, આર્થિક સહાયતા કરાવવામાં પ્રયત્ન કરનાર, અમારી ગ્રંથમાળાના એક સભ્ય શેઠ વૃદ્ધિલાલ મગનલાલ વીરવાડીયા અને તેમના સાથી મિત્રોનો પણુ આ તકે આભાર માનીએ છીએ. અને આશા રાખીએ છીએ કે તેઓ બાકીના ત્રણુ ભાગો માટે પણુ આર્થિક સહાયતા આપવા–અપાવવા માટે પોતાથી બનતો પ્રયત્ન અવશ્ય કરશે.

આ ઉપરાન્ત રાધનપુર વિગેરે ગામોના જે જે ગૃહસ્થો આ ગ્રંથના અગાઉથી ગ્રાહક થયા છે, તેઓનો પણુ આભાર માનીએ છીએ.

શ્રી મહોદય પ્રેસ–ભાવનગરના માલીક શ્રીયુત ગુલાબચંદ લલ્લુભાઇ શાહે, આ પુસ્તકને પ્રેસકળાની દૃષ્ટિએ સુંદર બનાવવામાં અને જલદી તૈયાર કરી આપવામાં જે લાગણી અને કાળજી બતાવી છે, તે માટે અમે તેમના આભારી છીએ.

ગુરુદેવ બાકીના ત્રણુ ભાગો જલદી બહાર પાડવાનું અને સસ્તું તથા ઉપયોગી સાહિત્ય સારા પ્રમાણુમાં પ્રસિદ્ધ કરવાનું સામર્થ્ય અર્પો એજ ઇચ્છા.

મંત્રી,

શ્રી વિ. ધ. સૂ. જૈન ગ્રંથમાળા.

ઉજ્જૈન.

જગત્પૂજ્ય-શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય—



## શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ.

જન્મ સંવત ૧૯૨૪. દીક્ષા સંવત ૧૯૪૩.
આચાર્યપદ સં. ૧૯૬૪. સ્વર્ગગમત સંવત ૧૯૭૮.

શ્રી મહોદય પ્રી. પ્રેસ-ભાવનગર.

જેણે

ઠેર ઠેર જ્ઞાનની પરબો માંડી

આખાયે જગતને

જ્ઞાનામૃતનું પાન કરાવ્યું;

જેણે

જૈન સાહિત્યનાં અણમૂલાં ગ્રંથરત્નોને પ્રસિદ્ધ કરાવીને

તેની

ખુલ્લે હાથે લ્હાણી કરી;

જેણે

શાસન સેવાના પરમ પવિત્ર યજ્ઞમાં

દેહને અર્પણ કરીને સફળ કર્યો.

— તે —

પરમપૂજ્ય ગુરુદેવ

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય,

**શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ**

ના

પરમ પવિત્ર હસ્ત કમળમાં

સાદર

**સમર્પણ.**

—ચરણરજ

મુનિ વિશાલ.

# અમારી ગ્રંથમાળાનાં ગુજરાતી પુસ્તકો.



| | | | |
|---|---|---|---|
| ૧ | વિજયધર્મસૂરિ-સ્વર્ગવાસ પછી | શ્રીવિદ્યાવિજયજી | ૨-૮-૦ |
| ૬ | વિજયધર્મસૂરિનાં વચન કુસુમો | ,, | ૦-૪-૦ |
| ૧૦ | આબૂ ( ૭૫ ફોટા સાથે ) | શ્રીજયન્તવિજયજી | ૨-૮-૦ |
| ૧૧ | વિજયધર્મસૂરિ | ધીરજલાલ ટો. શાહ | ૦-૨-૦ |
| ૧૨ | શ્રાવકાચાર | શ્રીવિદ્યાવિજયજી | ૦-૩-૦ |
| ૧૩ | શાણી સુલસા | ,, | ૦-૩-૦ |
| ૧૪ | સમયને ઓળખો ભા. ૨ જો | ,, | ૦-૧૦-૦ |
| ૧૫ | સમયને ઓળખો ભા. ૧ લો | ,, | ૦-૧૨-૦ |
| ૧૭ | સમ્યકત્વપ્રદીપ | શ્રીમંગળવિજયજી | ૦-૪-૦ |
| ૧૮ | વિજયધર્મસૂરિ પૂજા | ,, | ૦-૪-૦ |
| ૨૦ | બ્રહ્મચર્યદિગ્દર્શન | શ્રીવિજયધર્મસૂરિ | ૦-૪-૦ |
| ૨૨ | વક્તા બનો | શ્રીવિદ્યાવિજયજી | ૦-૬-૦ |
| ૨૩ | મહાકવિ શોભન અને તેમની કૃતિઓ | શ્રીહિમાંશુવિજયજી | ૦-૩-૦ |
| ૨૪ | બ્રાહ્મણવાડા | શ્રીજયન્તવિજયજી | ૦-૪-૦ |
| ૨૫ | જૈનતત્ત્વજ્ઞાન | શ્રીવિજયધર્મસૂરિ | ૦-૪-૦ |
| ૨૬ | દ્રવ્યપ્રદીપ | શ્રીમંગળવિજયજી | ૦-૪-૦ |
| ૨૮ | ધર્મોપદેશ | શ્રીવિજયયધર્મસૂરિ | ૦-૬-૦ |

:: સુભાષિત-પદ્ય-રત્નાકરના સંગ્રાહક અને અનુવાદક ::



મુનિરાજ શ્રી વિશાલવિજયજી મહારાજ.

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર.

# કિંચિદ્ વક્તવ્ય.

લગભગ વીસેક વર્ષ પહેલાંની વાત છે. સંસ્કૃત કાવ્યગ્રંથો અને ચરિત્ર ગ્રન્થોનો અભ્યાસ અને વાચન કરતાં, 'ભવિષ્યમાં વ્યાખ્યાનાદિ પ્રસંગે કામમાં આવશે' એ ઇરાદાથી કેવળ મારા જ ઉપયોગને માટે નોંધી લેવાતો 'શ્લોક સંગ્રહ' આમ બીજાઓના પણ ઉપયોગ માટે પુસ્તકાકારે બહાર પડશે, એવી સ્વપ્નમાં યે મેં આશા નહિ રાખેલી. દશેક વર્ષના મારા વાચનમાંથી આવા હજારેક શ્લોકોનો સંગ્રહ મારી પાસે થયો, એ સંગ્રહને જોનારાઓ પૈકીના ઘણા શુભેચ્છકોની એ ભલામણે વધારે સંગ્રહ કરવા તરફ મને ઉત્સાહિત કર્યો કે—'આવો સંગ્રહ જો પુસ્તકાકારે બહાર પડે તો તે ઘણા ઉપદેશકો, ઉપદેશકો જ નહિ, પરન્તુ સામાન્ય વર્ગને પણ ઉપકારી થાય.' પરિણામે અભિનવ ગ્રન્થોનું વાચન અને તેમાંથી સુંદર લાગતાં સુભાષિતોનો સંગ્રહ હું કરતો જ ગયો. મારા આ સંગ્રહમાં લગભગ ચારેક હજાર શ્લોકોનો સંગ્રહ, કે જેમાં પ્રાકૃત ગાથાઓનો પણ સમાવેશ થાય છે, થતાં તેને છપાવવા માટે તૈયારી કરી. કે જેના ફલસ્વરૂપ આજે તેમાંનો એક ભાગ જનતાની સમક્ષ મૂકવા હું ભાગ્યશાળી થયો છું.

મારો આ સંગ્રહ, તેના ખપી જીવોને વધારે ઉપયોગી થાય, એટલા માટે મારાથી બની શક્યું તેટલા અંશે તેના વિષયો અને પેટાવિષયો પાડવાનો પ્રયત્ન કર્યો છે. એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે કે ઘણી વખત એક જ સુભાષિત કયા વિષયમાં મૂકવું, એ સમજવું બહુ કઠિન થઇ પડે છે. એનો વિષય ઘણી વસ્તુઓની સાથે સંબંધ રાખે છે, તેમ છતાં પણ જેટલું વિચારી શકાયું તેટલું વિચારીને તેમ જ બીજા વિદ્વાન્ મહાનુભાવોની સલાહ લઇને વિષય વિભાગો પાડવામાં આવ્યા છે. આશા છે કે—આના ઉપયોગી મહાનુભાવોને અમે કરેલી છાંટણીથી જરૂર લાભ થશે.

વિષયોની છાંટણી કરવામાં એક બીજી મુશ્કેલી પણ ભૂલવા જેવી નથી જ. ધાર્મિક વિષયો અને વ્યાવહારિક વિષયોને જુદા કરવા એ ઘણું જ કઠિન કામ છે, એમ મને લાગ્યું છે. માર્ગાનુસારી ગૃહસ્થોના ૩૫ ગુણો, કે શ્રાવકોના ૨૧ ગુણો, નીતિ કે સદાચાર, કર્ત્તવ્ય કે વિનય-વિવેક આ બધા વિષયો નૈતિક વિષયો જેવા દેખાવા છતાં જેમ ધાર્મિક વિષયોથી જુદા પાડી શકાય નહિ, તેમ શ્રાવકનાં ૧૨ વ્રતો, ભાવના કે કે ધ્યાન, પંદર કર્માદાન કે અઢાર પાપસ્થાન એ ધાર્મિક ગણાતા વિષયો વ્યાવહારિક વિષયોથી જુદા પાડી શકાય નહી. એમ હોવા છતાં, આ પુસ્તકનો લાભ લેનારાઓની અનુકૂળતાને માટે આ પુસ્તકમાં આપેલા બધા વિષયોને, બની શક્યું તેટલા વિચારપૂર્વક, ધાર્મિક અને વ્યાવ-હારિક એમ બે વિભાગોમાં વ્હેંચી દેવામાં આવ્યા છે.

યદ્યપિ સુભાષિતોના સંગ્રહરૂપે સુભાષિતરત્નભાંડાગાર, સુભાષિત સુધારત્નભાંડાગાર, અને એવા અનેક ગ્રન્થો બહાર પડ્યા છે, પરન્તુ એમાં મોટે ભાગે હિંદુ ગ્રંથોમાંનો જ સંગ્રહ છે, તેમજ તે ગ્રંથો સાનુવાદ નથી. આ બે ખામી મારા આ સંગ્રહમાંથી દૂર કરવામાં આવી છે. એટલે કે હિંદુ ગ્રંથો ઉપરાન્ત જૈન ગ્રંથો પૈકીનાં સુંદરમાં સુંદર સુભા-ષિતો આ સંગ્રહમાં જેમ વિશેષરૂપે લેવામાં આવ્યાં છે, તેવી જ રીતે દરેક સુભાષિતનો અનુવાદ પણ તેની સાથે આપવામાં આવ્યો છે.

એક બીજી પણ વિશેષતા આમાં છે. કોઇ પણ શ્લોક ક્યાંથી લેવામાં આવ્યો છે, એ સ્થાન પણ તે ગ્રંથના પૃષ્ઠ, અધ્યાય વિગેરે સાથે આપવામાં આવ્યું છે. આ વિશેષતા ભાગ્યે જ અત્યાર સુધીના આવા બીજા સંગ્રહમાં જોવાય છે.

મારો આ સંગ્રહ લગભગ ચાર હજાર શ્લોકોનો છે. તેનું એક જ પુસ્તક થતાં ઘણું મોટું થઈ જવાના કારણે અને વાચકોની અનુકૂળ-તાને માટે, એ બધા સંગ્રહને ચાર ભાગમાં બહાર પાડવાનું નક્કી કરવામાં આવ્યું છે. જેમાંનો પહેલો ભાગ આજે જનતા સમક્ષ મૂકાય છે. આ દરેક ભાગ લગભગ ચારસો ચારસો પાનાનો રહેશે.

મારા સંગ્રહમાં જે પ્રાકૃત ગાથાઓનો સંગ્રહ થએલો, તેને જુદા જ પુસ્તકરૂપે બહાર પાડવાનો વિચાર ગોઠવેલો હોઇ, આ સંગ્રહમાં અપવાદ સિવાય માત્ર સંસ્કૃત શ્લોકો જ આપવામાં આવ્યા છે.

આવા એક બૃહત્ સંગ્રહને માટે જેમ એકાદ સારી પ્રસ્તાવનાની જરૂર છે, તેમ આખા ગ્રંથમાં આવતા તમામ શ્લોકોની અકારાદિ અનુક્રમણિકા તથા ઉપયોગમાં લીધેલા ગ્રંથોનું સૂચીપત્ર વિગેરે કેટલીક ઉપયોગી બાબતો આપવાની પણ જરૂર છે, પરન્તુ તે બધું આખોયે સંગ્રહ તૈયાર થયા પછી જ આપી શકાય, એટલે તે બધી બાબતો ચોથા ભાગમાં આપવાનું રાખી, આ પ્રત્યેક ભાગમાં તો તેમાં આવતા વિષયોની અનુક્રમણિકા, સાંકેતિક અક્ષરો અને ચિહ્નોની સમજુતી તથા શુદ્ધિપત્રક; એટલું જ માત્ર આપવું ઉચિત ધાર્યું છે.

માત્ર આ પુસ્તકની ઉત્પત્તિના સંબંધમાં જ જે કંઈ બે એક બાબતો કહેવાની હતી તે કહી છે. આ પ્રસંગે મારા તે બે મહાન્ ઉપકારીઓના ઉપકારને પ્રગટ કરવો નહીં ભૂલું કે જેઓની અસીમ કૃપા અને અમીદષ્ટિએ મારા જેવા અજ્ઞાની અને જડબુદ્ધિવાળા જીવને ચૈતન્ય અર્પ્યું છે અને મારા જીવનની કાયાપલટ કરી મને ઋણી બનાવ્યો છે. તેઓ છે— મારા દાદાગુરુ જગત્પૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી અને મારા ગુરુ શાંતમૂર્તિ મુનિરાજ શ્રી જયંતવિજયજી મહારાજ. મારા ગુરુએ આ ગ્રંથને સુંદર પદ્ધતિસર અને શુદ્ધ બનાવી આપવા માટે શ્રમ સેવ્યો છે, એ બદલ પણ હું તેઓશ્રીનો અત્યન્ત ઋણી છું.

વિષયો અને પેટાવિષયોની ચૂંટણી કરવામાં, તેમજ પ્રુફો વિગેરે તપાસવામાં સાયલાનિવાસી ન્યાયતીર્થ–તર્કભૂષણ પંડિત રતિલાલ દીપચંદ દેસાઇએ આપેલા યોગ બદલ તેમને ધન્યવાદ આપવો ભૂલીશ નહી.

ઉપર્યુક્ત બન્ને ગુરુદેવોની અસીમ કૃપા, મારા બાકીના ત્રણ ભાગો જલદી બહાર પાડવાનું સામર્થ્ય અર્પે, એ અંતરની અભિલાષા પૂર્વક વિરમું છું.

જૈન ધર્મશાળા, આબૂ<br>
વૈશાખ શુદ ૧૧<br>
વી. સં. ૨૪૬૧, ધર્મ સં. ૧૩

ધર્મજયન્તોપાસક<br>
**મુનિ વિશાળવિજય.**

# हमारी ग्रन्थमालाके हिन्दी व अंग्रेजी पुस्तक.

| | | | |
|---|---|---|---|
| ४ | श्रावकाचार | श्रीविद्याविजयजी | ०–४–० |
| ५ | विजयधर्मसूरि के वचनकुसुम | ,, | ०–४–० |
| ७ | सेईंग्झ ऑफ विजयधर्मसूरि (Sayings of Vijaya Dharma Suri) | डॉ. क्रौझे (Dr. Krause) | ०–४–० |
| ९ | विजयधर्मसूरि अष्टप्रकारीपूजा | श्रीविद्याविजयजी | ०–४–० |
| १६ | एन आइडीयल मंक–आदर्श साधु (An Ideal Monk) | ए.जे.सुनावाला (A. J. Sunawala) | ५–०–० |
| २१ | ब्रह्मचर्यदिग्दर्शन | श्रीविजयधर्मसूरि | ०–४–० |
| | आबू ( ७५ फोटु सहित ) | श्रीजयन्तविजयजी | २–८–० |

मिलनेका पताः—

**श्रीविजयधर्मसूरि जैन ग्रन्थमाला**

छोटासराफा, उज्जैन ( मालवा ).



રાધનપુર નિવાસી દાનવીર મર્હૂમ શેઠ બકોરદાસ ઉજમશી.

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર.

## આર્થિક સહાયક શેઠ બકોરભાઇ ઉજમશી અને તેમના કુટુંબનો

# ટુંક પરિચય.

જગતમાં માનવીઓ જીવન મરણની ઘટમાળમાં અટવાયા જ કરે છે, જન્મ અને મરણ એ કુદરતનો ક્રમ છે, જેનો જન્મ થાય છે, ત્હેનું મૃત્યુ છે જ. ત્હેમાં કંઇ વિશેષતા નથી. પરંતુ વિશેષતા તો ત્હેમાં છે કે જે મૃત્યુ પામવા છતાં પણ અમર થઇ શકે છે. જગતમાં એવા અનેક નરપુંગવો છે કે જેઓ યમદેવના અતિથિ થવા છતાં પણ પોતાની સુવાસ ચોતરફ ફેલાવી અમર નામના કરી ગયા છે. શ્રીમાન્ બકોર શેઠ પણ ત્હેમાંના એક હતા.

રાધનપુરમાં પ્રખ્યાત મનાતા શેઠ કુટુંબમાં શેઠ ઉજમશીને ત્યાં આજથી લગભગ પોણી સદી ઉપર એ મહાપુરૂષનો જન્મ થયો હતો. ઉજમશી શેઠ સાધારણ રીતે ગર્ભશ્રીમંત હોવાથી તેમનો બાલ્યકાળ બહુ સારી રીતે પસાર થયો હતો. સાધારણ કેળવણી લઈ તેઓ ઉમર લાયક થતાં ધંધાર્થે ધોલેરા આવ્યા, ત્યાં સામાન્ય વેપારમાં પગભર થઇ તેઓ ભાવનગર ગયા, ત્યાં પણ એક સારા વેપારી તરીકે લોકોનો વિશ્વાસ સંપાદન કર્યો, અને દિનપ્રતિદિન પ્રગતિ સાધવા લાગ્યા. ભાવનગરમાં ત્હેમની જે સ્થળે કાપડની દુકાન હતી, તે સ્થળને આજે રાધનપુરી બજાર તરીકે ઓળખવામાં આવે છે. અહિંથી તેઓ મુંબઇ ગયા, અને ત્યાં રૂબજાર, ચાંદીબજાર, શેરબજાર, એરંડાબજાર વગેરે બજારોમાં સારામાં સારી નામના અને લક્ષ્મી મેળવી: દરેક રીતે

કુદરતની ત્હેમના ઉપર મહેર વરસી. સંતતિમાં તેમને શેઠ હીરાભાઇ, મણિભાઇ, કાંતિભાઇ અને જીવાભાઇ એ ચાર પુત્રો અને ત્રણ પુત્રીએ હતી. ઉપર્યુક્ત ત્હેમના ચાર પુત્રોમાંથી મ્હોટા હીરાભાઇ સમાજમાં પ્રખ્યાત છે, કારણ કે ત્હેમના નામની જ બધે પેઢીઓ ચાલતી હતી. સંવત્ ૧૯૬૮ ની સાલમાં શ્રીમાન્ બકોર શેઠ પરલોકવાસી થયા, ત્યારથી બધું કામકાજ હીરાભાઇએ સંભાળ્યું અને લાખોની સખાવત કરી. શેઠ ‘ હીરાલાલ બકોરદાસ ’ના નામથી પેઢીએ ચાલતી હોવાથી શ્રીમાન્ બકોર શેઠ ધાર્મિક કે સામાજીક કાર્યોમાં ઉક્ત પેઢીના નામથી જ સહાયતા કરતા હતા. તેમાંની કેટલીક સખાવતો શેઠ હીરાલાલ બકોરભાઇના જીવનચરિત્રમાં અન્યત્ર પ્રસિદ્ધ થએલ હોવાથી તે દરેકનો ઉલ્લેખ અહીં કર્યો નથી, પણ તે સખાવતોમાં રાધનપુરની જૈન ભોજનશાળા, મુંબઇમાં શાંતિનાથજીના દહેરે પર્યુપણમાં મહાવીર જન્મ દિને જે સ્વામીવાત્સલ્ય થાય છે તે અને રાધનપુર પાંજરાપોળને રૂા. વીશ હજારનું ઉદાર દાન એ મુખ્ય છે. શેઠ હીરાભાઇના મૃત્યુ પછી બધો વહીવટ સંભાળવાનું કામ શ્રીયુત મણીભાઇ ઉપર આવ્યું, પણ તેઓ લાંબુ જીવી શક્યા નહિ. શેઠ હીરાભાઇ પછી એક વરસે ત્હેમનું પણ મૃત્યુ થયું, અને બધો વહીવટ સંભાળવાનું કાર્ય કાંતિભાઇ ઉપર આવ્યું, જ્યારે ત્હેમની ઉમર માત્ર પચીશ વરસની હતી. આવી યુવાવસ્થામાં ત્હેમણે એક પીઢ માણસને છાજે તે રીતે વહીવટ ચલાવ્યો, ત્હેમના હસ્તક પારલા ( વીલેપારલે )માં સેનીટરીયમ અને દેરાસર બંધાયાં કે જ્યાં અનેક જૈન કુટુંબો રાહત અને આરોગ્યતા મેળવવા સાથે પ્રભુભક્તિનો લાભ લ્યે છે. શેઠ કાંતિભાઇ એક વ્યવહારકુશળ જ નહિ પરંતુ ધાર્મિકમર્યાદા પૂર્વકના સુધારક તરીકે પણ જાણીતા છે. તેઓ વિચારક તરીકે જાહેર નથી, છતાં ત્હેમના નિકટના સહવાસમાં રહેતા આદમીને એમ લાગ્યા વિના ન જ રહે કે ત્હેમનામાં સમયાનુકૂળ અનેક વિચારોનો ધોધ વહે છે. ભારતવર્ષે જ્યારે પરાધીનતાની જંજીરો તોડવાનો નિશ્ચય કર્યો અને રાષ્ટ્રીય પ્રવૃત્તિ શરૂ થઇ ત્યારે શ્રીયુત કાંતિ-

રાધનપુર નિવાસી મહૂર્મ નવયુવક—



શ્રીયુત જીવાભાઇ બકોરભાઇ ઉજમશી.

શ્રી આનંદ પ્રેસ—ભાવનગર.

ભાઇએ પણ દરેક રીતે એ બાબતમાં શક્ય સહકાર આપેલો, તેમાં આર્થિક સહાય અને સમયનો ભોગ મુખ્ય ભાગ ભજવે છે. ધાર્મિક શ્રદ્ધા પણ તેમનામાં ખૂબ છે, તીર્થપર્યટન તેમને ખૂબ ગમે છે, શત્રુંજય, ગિરનાર, કેસરીયાજી, તારંગાજી વગેરે સ્થાવર તીર્થો અને જંગમ તીર્થોની પણ યાત્રાઓ ત્હેમણે બહુ સારી રીતે કરી છે. ગમે તેવો માણસ ત્હેમની પાસે ગયેલ હશે, તો પણ તે ખાલી હાથે પાછો નહિ ફરે, એ જાતની ત્હેમનામાં ખાસીયત છે, સ્વભાવ મળતાવડો અને ખુશનુમા છે. સામાજીક સુધારકોને એ ખૂબ પીઠબળ સમર્પે છે, અને દરેક રીતે સહાય આપે છે. પાયધુની ઉપર આવેલ શ્રી શાંતિનાથજીના મંદિરના એ યુવાન ટ્રસ્ટી છે. આજે ત્હેમની ત્રીસ વરસની ઉમર છતાં જરાયે યુવાનીનો ઉકળાટ નથી. જાહેર જીવનમાં ભાગ લેવાનો ત્હેમને શોખ હોવા છતાં કૌટુંબિક કારણોને અંગે, વ્યવહારિક ઉપાધિઓને લીધે તેઓ કોઇ પણ જાહેર કાર્યોમાં વધારે પડતો ભાગ લઇ શકતા નથી. સાહિત્યમાં પણ તેઓ ખૂબ રસ લે છે. અનેક પુસ્તકો પ્રગટ કરવામાં ત્હેમણે સહાયતા આપેલી છે. ખરેખર કાંતિભાઇની અત્યારની કારકીર્દી જોતાં ભવિષ્યમાં તેઓ જૈન સમાજને આશીર્વાદરૂપ થઇ પડશે. તેમના નાના ભાઇ શ્રીયુત જીવાભાઇનું ચચ્ચીશ વરસની ભરયુવાન વયે અવસાન થયું. ત્હેમની કંઇ ખાસ કારકીર્દી જાહેરમાં આવી નથી, પણ જો તેઓને લાંબુ આયુષ્ય સાંપડયું હોત તો તેઓ પણ સમાજ માટે આશીર્વાદરૂપ થઇ પડત ત્હેમાં જરાયે શક નથી. પ્રાન્તે અમે શાસનદેવ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ કે–ઉપર્યુક્ત કુટુંબ દિનપ્રતિદિન પ્રગતિને પંથે ધપાવી, ધાર્મિક તેમજ સામાજીક કાર્યોમાં ઉન્નતિ સાધી, જનતાના આશીર્વાદ મેળવવાનું સામર્થ્ય પ્રાપ્ત કરે. એ જ અભ્યર્થના.

પ્રકાશક.



# विषयानुक्रमणिका

## ( पहेला भागनी )

**૧૫ પરિગ્રહ : કુલ શ્લોક ૨૮ : પૃષ્ઠ ૧૧૦**



**૧૬ દિશાપરિમાણ : કુલ શ્લોક ૪ : પૃષ્ઠ ૧૨૧**



**૧૭ ભોગોપભોગ : કુલ શ્લોક ૩ . પૃષ્ઠ ૧૨૩**



**૧૮ અભક્ષ્ય : કુલ શ્લોક ૨૬ : પૃષ્ઠ ૧૨૪**



**૧૯ ચાર મહાવિકૃતિ : કુલ શ્લોક ૬૨ : પૃષ્ઠ ૧૩૩**

## શ્લોકોના પ્રમાણોમાં આપેલ ગ્રંથોનાં તથા સ્થળોનાં ટુંકા નામોની સમજુતી.

अ०—अध्याय, अध्ययन, अधिकार.
अदत्ता०—अदत्तादान.
आचा०—आचारांग.
आपस्तं०—आपस्तम्भोपनिषद्.
आ० स०—जैन आत्मानंद सभा, भावनगर.
,, आगमोदय समिति, सुरत.
आ० सभा—जैन आत्मानंद सभा, भावनगर.
इति० समु०—इतिहाससमुच्चय.
उ०—उल्लास.
उत्त०—सू०—उत्तराध्ययन सूत्र.
उप० प्रा० } उपदेशप्रासाद.
उपदेश प्रा० }
उ० सू० टी०—उत्तराध्ययन सूत्र टीका.
किराता० } किरातार्जुनीय.
किरातार्जु० }
खं०—खंड.
च०—चतुर्थ.
तृ०—तृतीय.
त्रि. श. पु. च. } —त्रिषष्टिशलाका पुरुषचरित्र.
त्रिषष्टि श. पु. च. }
दे० ला०—देवचंद लालभाई पुस्तकोद्धारक फंड, सुरत.
द्वि०—द्वितीय.
धर्मक०—धर्मकल्पद्रुम.
प०—पर्व.
पद्मपु०—पद्मपुराण.
पृ०—पृष्ठ.
प्र०—प्रकाश, प्रस्ताव, प्रक्रम, प्रथम.
प्र० स०—जैनधर्मप्रसारक सभा, भावनगर.
भा०—भाग, भाषांतर.
भा० वि०—भावविजय.

मनुस्मृ०—मनुस्मृति.
महाभा०—महाभारत.
मानसो०—मानसोल्लास.
मार्कं० पु०—मार्कंडपुराण.
य० वि० ग्रं०—यशोविजय जैन ग्रंथ-माला, भावनगर.
योग शा०—योगशास्त्र.
वराहपु०—वराहपुराण.
वि० ध० ल०—विजयधर्मलक्ष्मी-ज्ञानमंदिर, आगरा.
वृ०—वृत्ति.
वै०—वैराग्य.
व्या०—व्याख्यान.
श०—शतक.
शां०—शांतिपर्व.
श्राद्धप्रति०—श्राद्धप्रतिक्रमण.
श्लो०—श्लोक.
स०—सर्ग.
सिंदूरप्र०—सिंदूरप्रकरण.
सुभा० रत्नसं०, सुभाषित रत्नसं०—सुभाषितरत्नसंदोह.
स्क०—स्कंध.
स्कंदपु०—स्कंदपुराण.
स्मृ०—स्मृति.
हिंगुलप्र०—हिंगुलप्रकरण.
हि० हं०—पंडित हिरालाल हंसराज, जामनगर.

જે શ્લોકના પ્રમાણુના અંતે ફુલનું (*) નિશાન આપ્યું છે, તે શ્લોક તે ગ્રંથકારનો પોતાનો બનાવેલ નથી. અર્થાત્ બીજાના ગ્રંથમાંથી એ ગ્રંથમાં લીધેલો સમજવો.

શ્લોકના પ્રમાણુના ઉલ્લેખમાં કૌંસ (    ) માં આપેલ નામ ગ્રંથકર્તાનું અથવા તો પ્રકાશકનું સમજવું.






जगत्पूज्य-श्रीविजयधर्मसूरीश्वरेभ्यो नमो नमः ।

मुनिश्री-विशालविजयमहाराजसंगृहीतः-

# सुभाषित-पद्य-रत्नाकरः

## गूर्जरभाषाऽनुवादसहितः ।



### मङ्गलाचरणम्

॥ १ ॥

विश्वच्छायाविधायी सकलसुकविपुंस्कोकिलानुच्चवाचः,
संस्कुर्वन् मञ्जुरीतिप्रभृतिचतुरतामञ्जरीस्वाददानात् ।
आकल्पं स्थायिरूपोऽतुलरस-फलदः सद्विवेको रसालो,
येन प्रारोपितोऽसौ प्रथमजिनपतिर्यच्छताद् वाञ्छितानि ॥

॥ २ ॥

श्रीभोयणीग्रामगतं प्रभास्वरं,
नमाम्यहं मल्लिविभुं जिनेश्वरम् ।
श्रीधर्मसूरिं च ततो गुरोर्गुरुं,
वन्दे त्रिधा पण्डितपूज्यपत्कजम् ॥

॥ ३ ॥

धर्मो विज्ञवरेण्यसेवितपदो धर्मं भजे भावतो,
धर्मेणावधुतः कुबोधनिचयो धर्माय मे स्यान्नतिः ।
धर्माच्चिन्तितकार्यपूर्त्तिरखिला धर्मस्य तेजो महद्,
धर्मे शासनराग-धैर्यसुगुणाः श्रीधर्म ! धर्मं दिश ॥

॥ ४ ॥

अपूर्वशान्त्यादिगुणैरनुत्तरं,
सज्ज्ञान-धैर्येण जगत्प्रतिष्ठितम् ।
आदौ जयन्तं विजयं ततः परं,
वन्दे सुवन्द्यं गुरुमुत्तमं मुदा ॥

॥ ५ ॥

एषां प्रसादं प्राप्य, श्लोकान् लोकहिताय संगृह्य ।
कुर्वेऽनुवादं तेषां, विशालविजयो मुनिः सम्यक् ॥

---

# धार्मिक विभाग

## अहिंसा ( १ )



અહિંસાનું સ્વરૂપ—

न यत्प्रमादयोगेन, जीवितव्यपरोपणम् ।
त्रसानां स्थावराणां च, तदहिंसाव्रतं मतम् ॥ १ ॥

त्रिषष्टि श. पु. च., पर्व १, सर्ग ३, श्लोक ६२२.

પ્રમાદના યોગથી ત્રસ અને સ્થાવર પ્રાણિઓના જીવિતનો નાશ ન કરવો, તે અહિંસા વ્રત કહેલું છે. ૧.

कर्मणा मनसा वाचा, सर्वभूतेषु सर्वदा ।
अक्लेशजननं प्रोक्ता, त्वहिंसा परमर्षिभिः ॥ २ ॥

कूर्म पुराण, अ० ७६, श्लोक ८०.

સર્વ કોઈ પ્રાણીને વિષે સર્વદા કાયા, મન અને વચને કરીને ક્લેશ ઉત્પન્ન ન કરવો, તે ઉત્તમ ઋષિઓએ અહિંસા કહી છે. ૨.

श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवावधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥ ३ ॥
योगशास्त्र, द्वि० प्र०, श्लोक २० नी टीका*

ધર્મનું સર્વસ્વ (રહસ્ય) સાંભળો, અને સાંભળીને મનમાં નિશ્ચય કરો કે, જે પોતાના આત્માને પ્રતિકૂળ હોય તે બીજા પ્રત્યે આચરવું નહિ-કરવું નહિં. ૩.

निरर्थिकां न कुर्वीत, जीवेषु स्थावरेष्वपि ।
हिंसामहिंसाधर्मज्ञः, काङ्क्षन्मोक्षमुपासकः ॥ ४ ॥
योगशास्त्र, द्वि० प्र०, श्लोक २१.

અહિંસા ધર્મને જાણનાર અને મોક્ષની ઈચ્છા રાખનાર ઉપાસકે (શ્રાવકે) પ્રયોજન વિના સ્થાવર (એકેંદ્રિય) જીવોની પણ હિંસા કરવી નહિં. ૪.

प्राणानां परिरक्षणाय सततं सर्वाः क्रियाः प्राणिनां,
प्राणेभ्योऽप्यधिकं समस्तजगतां नास्त्येव किञ्चित्प्रियम् ।
पुण्यं तस्य न शक्यते गणयितुं यः पूर्णकारुण्यवान्,
प्राणानामभयं ददाति सुकृतिस्तेषामहिंसाव्रतम् ॥ ५ ॥
क्षेमेन्द्र कवि.

પ્રાણિઓ નિરંતર પોતાના પ્રાણોના રક્ષણને માટેજ સર્વ ક્રિયાઓ કરે છે, કેમકે સમગ્ર જગતના જીવોને પોતાના

* આની નિશાની જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં એમ સમજવું કે-એ શ્લોક એ ગ્રન્થકર્તાએ પોતે બનાવ્યો નથી; પણ બીજાએ બનાવેલો શ્લોક પોતાના ગ્રન્થના ઉપયોગમાં લીધો છે.

પ્રાણથી કાંઈ પણ અધિક પ્રિય વસ્તુ નથી જ. તેથી કરીને જે પુરૂષ સંપૂર્ણ દયાવાળો હોય તેનું પુણ્ય ગણી શકાય તેમ નથી. જે પુણ્યશાળી હોય તે જ પ્રાણોને અભયદાન આપે છે અને તેઓને જ અહિંસા વ્રત હોય છે. ૫.

न हिंस्यात्सर्वभूतानि, मित्रायणगतश्चरेत् ।
नेदं जन्म समासाद्य, वैरं कुर्वीत केनचित् ॥ ६ ॥
महाभारत, शांतिपर्व, अ० ३३७, श्लोक १८.

કોઇ પણ પ્રાણિની હિંસા કરવી નહિં. મિત્રની પેઠે દરેક સાથે આચરણ કરવું, એટલે સર્વ પ્રાણી ઉપર મૈત્રી રાખવી, આ મનુષ્ય જન્મ પામીને કોઇની સાથે વેર કરવું નહિં. ૬.

जरायुजाण्डजादीनां, वाङ्मनःकर्मभिः क्वचित् ।
युक्तः कुर्वीत न द्रोहं, सर्वसङ्गांश्च वर्जयेत् ॥ ७ ॥
विष्णु पुराण.

જરાયુજ એટલે ગર્ભાશયથી ઉત્પન્ન થયેલા (મનુષ્ય, પશુ વિગેરે) અને અંડજ એટલે ઇંડામાંથી ઉત્પન્ન થયેલા (પક્ષી વિગેરે) જીવો ઉપર યોગ્ય પુરૂષે કદાપિ વાણી, મન અને શરીર વડે દ્રોહ પણ કરવો નહિં, તથા સર્વ સંગનો ત્યાગ કરવો. ૭.

जरायुजाण्डजोद्भिज्ज–स्वेदजानि कदाचन ।
ये न हिंसन्ति भूतानि, शुद्धात्मानो दयापराः ॥ ८ ॥
वराह पुराण, अ० १३२, पृष्ठ ५३२.

દયામાં તત્પર એવા જે પુરૂષો જરાયુથી ઉત્પન્ન થયેલા

( મનુષ્ય, પશુ વિગેરે ), ઇંડામાંથી ઉત્પન્ન થયેલા ( પક્ષિઓ ), ઉદ્-ભિજ્જ ( ભૂમિથી ઉત્પન્ન થનાર તૃણાદિક ) અને સ્વેદ ( પરસેવા ) થી ઉત્પન્ન થનારા જૂ, લીખ, માંકડ વિગેરે કોઇ પણ પ્રકારના જંતુઓની હિંસા કરતા નથી; તે પુરૂષો જ શુદ્ધ આત્માવાળા છે. ૮.

## અહિંસા એજ ધર્મ—

> अहिंसार्थाय भूतानां, धर्मप्रवचनं कृतम् ।
> यः स्यादहिंसासंयुक्तः, स धर्म इति निश्चयः ॥ ९ ॥

महाभारत, शांतिपर्व, अ० १०९, श्लोक १५.

પ્રાણિઓની અહિંસાને માટે જ સર્વ ધર્મની રચના કરેલી છે, તેથી જે ધર્મ અહિંસાયુકત હોય તે જ ધર્મ કહેવાય એ નિશ્ચય છે. ૯.

> अहिंसा सकलो धर्मो–ऽहिंसाधर्मस्तथा हितः ।
> सत्यं तेऽहं प्रवक्ष्यामि, नोऽधर्मः सत्यवादिनाम् ॥१०॥

महाभारत, शांतिपर्व, अ० २७३, श्लोक २०.

અહિંસા જ સમગ્ર ધર્મ છે, તથા અહિંસા ધર્મજ હિત-કારક છે. હું તને સત્ય કહું છું કે સત્યવાદી પુરૂષોને અધર્મ થતો નથી. ૧૦.

> अहिंसासंभवो धर्मः, स हिंसातः कथं भवेत् ? ।
> न तोयजानि पद्मानि, जायन्ते जातवेदसः ॥ ११ ॥

पद्म पुराण, अ० १६, श्लोक २३.

અહિંસાથી જ ધર્મ ઉત્પન્ન થાય છે, તે હિંસાથી શી રીતે થાય? જેમકે પાણીથી ઉત્પન્ન થતાં કમળો કદાપિ અગ્નિથી ઉત્પન્ન થતાં નથી. ૧૧.

અહિંસા—

यो मां सर्वगतं ज्ञात्वा, न च हिंसेत् कदाचन ।
तस्याहं न प्रणश्यामि, न च मां स प्रणश्यति ॥ १२ ॥

भगवद्गीता, अ० ४, श्लोक २७.

(વિષ્ણુ કહે છે કે–) જે મનુષ્ય મને સર્વત્ર રહેલો જાણીને કોઈ પણ વખત કોઇની હિંસા કરતો ન હોય, તેનું હું કાંઇ પણ નાશ કરતો નથી. કારણ કે તે મારો નાશ કરતો નથી. ૧૨.

पृथिव्यामप्यहं पार्थ !, वायावग्नौ जलेऽप्यहम् ।
वनस्पतिगतश्चाहं, सर्वभूतगतोऽप्यहम् ॥ १३ ॥

भगवद्गीता, अ० ११, श्लोक ३४.

હે અર્જુન! હું (વિષ્ણુ) પૃથ્વીને વિષે, વાયુને વિષે, અગ્નિને વિષે અને જળને વિષે રહેલો છું; તથા વનસ્પતિમાં પણ હું રહેલો છું. વધારે શું કહેવું? દરેક પ્રાણિને વિષે હું રહેલો છું, તેથી જે જીવોની હિંસા કરાય છે તે મારી જ હિંસા થાય છે, માટે કોઇની હિંસા કરવી નહિં. ૧૩.

अमेध्यमध्ये कीटस्य, सुरेन्द्रस्य सुरालये ।
समाना जीविताकाङ्क्षा, समं मृत्युभयं द्वयोः ॥ १४ ॥

इतिहास समुच्चय, श्लोक ३०.

વિષ્ટાની મધ્યે રહેલા કીડાને તથા સ્વર્ગમાં રહેલા ઈંદ્રને જીવવાની ઇચ્છા સરખી જ હોય છે; અને તે બન્નેને મૃત્યુનો ભય પણ સમાન જ હોય છે; તેથી કોઈ પણ પ્રાણિનો વધ કરવો તે મહા પાપ છે. ૧૪.

### અહિંસાની શ્રેષ્ઠતા—

मातेव सर्वभूताना–महिंसा हितकारिणी ।
अहिंसैव हि संसार–मरावमृतसारणिः ॥ १५ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लोक ५०.

અહિંસા એ માતાની જેમ સર્વ પ્રાણિઓનું હિત કરનારી છે, અને અહિંસાજ સંસારરૂપી મરૂદેશમાં ( મારવાડની ભૂમિમાં ) અમૃતની નીક ( નદી ) સમાન છે. ૧૫

अहिंसा दुःखदावाग्नि–प्रावृषेण्यघनावली ।
भवभ्रमिरुगार्त्ताना–महिंसा परमौषधी ॥ १६ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लोक ५१.

અહિંસા એ દુઃખરૂપી દાવાનળને બુઝાવવા માટે વર્ષાઋતુના મેઘ સમાન છે; અને અહિંસા જ ભવભ્રમણરૂપી રોગથી પીડાતા પ્રાણિઓને તે રોગથી મુક્ત કરવામાં ઉત્તમ ઔષધ સમાન છે. ૧૬.

अहिंसा परमो धर्म–स्तथाऽहिंसा परो दमः ।
अहिंसा परमं दान–महिंसा परमं तपः ॥ १७ ॥

महाभारत, अनुशासनपर्व, अ० ११६, श्लोक ३७.

અહિંસા એ મોટો ધર્મ છે, અહિંસા એ ઉત્કૃષ્ટ ઇંદ્રિય-દમન છે, અહિંસા એ મોટું દાન છે, અને અહિંસા એ મોટો તપ છે. ૧૭.

अहिंसा परमो यज्ञ–स्तथाऽहिंसा परं फलम् ।
अहिंसा परमं मित्र–महिंसा परमं सुखम् ॥ १८ ॥

महाभारत, अनुशासन पर्व, अ० ११६, श्लोक ३८.

અહિંસા પરમ યજ્ઞ છે, અહિંસા ઉત્કૃષ્ટ ફળ છે, અહિંસા મહાન્ મિત્ર છે અને અહિંસા એ પરમ સુખ છે. ૧૮.

सर्वयज्ञेषु वा दानं, सर्वतीर्थेषु वाऽऽप्लुतम् ।
सर्वदानफलं वाऽपि, नैतत् तुल्यमहिंसया ॥ १९ ॥

महाभारत, अनुशासन पर्व, अ० ११६, श्लोक ३१.

સર્વ યજ્ઞમાં દાન, બધાય તીર્થોનું સ્નાન અને સઘળા દાનનું જે ફળ છે તે પણ અહિંસાની બરાબર થઇ શકતું નથી. ૧૯.

अहिंस्रस्य तपोऽक्षय्य–महिंस्रो यजते सदा ।
अहिंस्रः सर्वभूतानां, यथा माता यथा पिता ॥ २० ॥

महाभारत, अनुशासन पर्व, अ० ११६, श्लोक ४०.

હિંસા નહિં કરનારની તપસ્યા અવિનાશી છે, અહિંસક હમેશાં યજ્ઞ કરનારો છે, અને અહિંસક મનુષ્ય સર્વ પ્રાણીઓનો માત–પિતા છે. અર્થાત્ દયાળુ મનુષ્યને તપસ્યાનું અવિનાશી ફળ મળે છે, યજ્ઞ ન કરવા છતાં યજ્ઞ કર્યાનું ફળ મળે છે અને માત–પિતાની જેમ સર્વ પ્રાણિઓનો પાલનહાર–ઉપકારી છે. ૨૦.

एतत्फलमहिंसाया, भूयश्च कुरुपुङ्गव ! ।
न हि शक्या गुणा वक्तु-मपि वर्षशतैरपि ॥ २१ ॥

महाभारत, अनुशासन पर्व, अ० ११६, श्लोक ४१.

હે શ્રેષ્ઠ કૌરવ ! ( યુધિષ્ઠિર ! ) અહિંસાનું આ મોટું ફળ છે, તેના ગુણો સો વર્ષે પણ કહી શકાય તેમ નથી. ૨૧.

अहिंसा परमं दान-महिंसा परमो दमः ।
अहिंसा परमो यज्ञ-स्तथाऽहिंसा परं पदम् ॥ २२ ॥

भागवत, स्कन्ध ५, अ० ९, श्लोक १९.

અહિંસા ઉત્તમ દાન છે, અહિંસા ઉત્તમ દમ-ઇંદ્રિયોનું દમન છે, અહિંસા ઉત્તમ યજ્ઞ છે અને અહિંસા એ ઉત્તમ પદ ( મોક્ષ ) છે. ૨૨.

अहिंसा परमो धर्म-स्तथाऽहिंसा परं तपः ।
अहिंसा परमं ज्ञान-महिंसा परमं पदम् ॥ २३ ॥

भागवत, स्कन्ध ५, अ० ९, श्लोक २०.

અહિંસા એ ઉત્તમ ધર્મ છે, અહિંસા ઉત્તમ તપ છે, અહિંસા ઉત્તમ જ્ઞાન છે, અને અહિંસા એ ઉત્તમ પદ ( મોક્ષ ) છે. ૨૩.

अहिंसा परमं ध्यान-महिंसा परमं तपः ।
अहिंसा परमं ज्ञान-महिंसा परमं पदम् ॥ २४ ॥

योगवासिष्ठ, श्लोक ३०.

અહિંસા એ ઉત્તમ ધ્યાન છે, અહિંસા ઉત્તમ તપ છે, અહિંસા ઉત્તમ જ્ઞાન છે, અને અહિંસા એ ઉત્તમ પદ ( મોક્ષ ) છે. ૨૪.

अहिंसा परमो धर्मो, ह्यहिंसैव परं तपः ।
अहिंसा परमं दान–मित्याहुर्मुनयः सदा ॥ २५ ॥

पद्म पुराण, अ० ३१, श्लोक २७.

અહિંસા એ ઉત્તમ ધર્મ છે, અહિંસાજ ઉત્તમ તપ છે અને અહિંસા એ ઉત્તમ દાન છે, એ પ્રમાણે સર્વદા મુનિઓ કહે છે. ૨૫.

सर्वयज्ञेषु यद्दानं, सर्वतीर्थेषु यत् फलम् ।
सर्वदानफलं वाऽपि, तन्न तुल्यमहिंसया ॥ २६ ॥

यतिधर्म समुच्चय, अ० १६, श्लोक ८.

સર્વ યજ્ઞોને વિષે દાન દેવાનું જે ફળ થાય, સર્વ તીર્થોનું સેવન કરવાથી જે ફળ થાય અને સર્વ પ્રકારનાં દાનનું જે ફળ થાય, તે બધું ફળ અહિંસાની બરાબરી કરી શકતું નથી–સર્વથી અહિંસાનું ફળ અધિક છે. ૨૬.

सर्ववेदाधिगमनं, सर्वतीर्थावगाहनम् ।
सर्वयज्ञफलं चैव, नैव तुल्यमहिंसया ॥ २७ ॥

इतिहास समुच्चय, अ० २८, श्लोक ५०.

સર્વ વેદોના જ્ઞાનથી જે ફળ થાય, સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી જે ફળ થાય અને સર્વ યજ્ઞોનું જે ફળ થાય; તે બધું અહિંસાના ફળની તુલના કરી શકતું નથી. ૨૭.

अहिंसा परमं दान-महिंसा परमो दमः ।
अहिंसा परमो जापः, अहिंसा परमं शुभम् ॥ २८ ॥

इतिहास समुच्चय, अ० २८, श्लोक ५१.

અહિંસા એ ઉત્તમ દાન છે, અહિંસા ઉત્તમ દમ ( ઇંદ્રિયોનું દમન ) છે, અહિંસા જ ઉત્તમ જપ છે અને અહિંસા જ ઉત્તમ શુભ ( કલ્યાણ ) છે. ૨૮.

અહિંસાનું માહાત્મ્ય.

नास्त्यहिंसापरं पुण्यं, नास्त्यहिंसापरं सुखम् ।
नास्त्यहिंसापरं ज्ञानं, नास्त्यहिंसापरो दमः ॥ २९ ॥

इतिहास समुच्चय, अ० २९, श्लोक १९७.

અહિંસાથી બીજું કોઈ ઉત્તમ પુણ્ય નથી, અહિંસાથી બીજું કોઈ ઉત્તમ સુખ નથી, અહિંસાથી બીજું કોઈ ઉત્તમ જ્ઞાન નથી અને અહિંસાથી બીજું કોઈ ઉત્તમ ઇંદ્રિય દમન નથી. અર્થાત્ અહિંસા જ મોટામાં મોટું પુણ્ય, સુખ, જ્ઞાન અને દમન છે. ૨૯.

અહિંસાનું ફળ—

दीर्घमायुः परं रूप-मारोग्यं श्लाघनीयता ।
अहिंसायाः फलं सर्वं, किमन्यत् कामदैव सा ॥ ३० ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लोक ५२.

લાંબું આયુષ્ય, સારૂં રૂપ, નીરોગતા અને લોકમાં પ્રશંસા પ્રાપ્ત થાય, આ સર્વ અહિંસાનું ફળ છે; એટલે જેણે પૂર્વે

અહિંસા વ્રત પાળ્યું હોય તેને બીજા જન્મમાં આ સર્વ પ્રાપ્ત થાય છે. વિશેષ શું કહેવું ? તે અહિંસા સર્વ ઇચ્છિત વસ્તુને આપનારી છે. ૩૦.

सर्वजीवदयार्थं तु, ये न हिंसन्ति प्राणिनः ।
निश्चितं धर्मसंयुक्ता-स्ते नराः स्वर्गगामिनः ॥ ३१ ॥

महाभारत, शान्ति पर्व, अ० ३३, श्लोक ७२.

જેઓ સર્વ જીવની દયા પાળવા માટે પ્રાણિઓની હિંસા કરતા નથી, તે મનુષ્યો ધર્મયુક્ત-પુણ્યશાળી થઇને અવશ્ય સ્વર્ગે જાય છે. ૩૧.

न हिंसयति यो जन्तून्, मनोवाक्कायहेतुभिः ।
जीवितार्थापनयनैः, प्राणिभिर्न स हिंस्यते ॥ ३२ ॥

महाभारत, शान्ति पर्व, अ० १७४, श्लोक २७.

જે મનુષ્ય મન, વચન અને કાયા વડે પ્રાણીઓને હણતો નથી, તે મનુષ્યને જીવિત અને ધનનો નાશ કરવા વડે બીજા પ્રાણુઓ હણતા નથી. ૩૨.

यद् ध्यायति यत्कुरुते, रतिं बध्नाति यत्र च ।
तदवाप्नोत्ययत्नेन, यो हिनस्ति न किंचन ॥ ३३ ॥

मनुस्मृति, अ० ५, श्लोक ४७.

જે પુરૂષ કોઈ પણ પ્રાણિને હણતો નથી તે પુરૂષ; જે વસ્તુનું મનમાં ધ્યાન કરે, જે કાંઈ શુભ કામ કરે અને જે વસ્તુ ઉપર અભિલાષા કરે, તે સર્વ વસ્તુને યત્ન વિનાજ પામે છે. ૩૩.

यथाऽऽत्मनि च पुत्रे च, सर्वभूतेषु यस्तथा ।
हितकामो हरिस्तेन, सर्वदा तोष्यते सुखम् ॥ ३४ ॥

विष्णु पुराण, अ० ३, पृष्ठ १४.

જે મનુષ્ય પોતાના આત્માની જેમ અને પુત્રની જેમ સર્વ પ્રાણિઓને વિષે હિતને ઈચ્છે છે, તે મનુષ્ય હમેશાં શ્રી હરિને સુખે કરીને પ્રસન્ન કરી શકે છે. ૩૪.

रूपमारोग्यमैश्वर्य, श्रुतिं स्वर्गतिमेव च ।
प्राप्नोत्यहिंस्रः पुरुषः, प्राहेदमुशना मुनिः ॥ ३५ ॥

इतिहास समुच्चय, अ० २७, श्लोक ३१.

ઉશના મુનિ કહે છે કે–જે પુરૂષ પ્રાણિઓની હિંસા કરતો નથી તે રૂપ, નીરોગતા, ઐશ્વર્ય, શાસ્ત્ર તથા સ્વર્ગની ગતિને પામે છે. ૩૫.

तमेवमुत्तमं धर्म–महिंसाधर्मरक्षणम् ।
ये चरन्ति महात्मानो, विष्णुलोकं व्रजन्ति ते ॥ ३६ ॥

इतिहास समुच्चय, अ० २८, श्लोक ५५.

આવી રીતે જે મહાત્માઓ અહિંસાધર્મના રક્ષણરૂપ તે ઉત્તમ ધર્મનું આચરણ કરે છે–પાલન કરે છે, તેઓ વિષ્ણુ-લોક ( વૈકુંઠ ) માં જાય છે. ૩૬.

लक्ष्मीः पाणितले तस्य, स्वर्गस्तस्य गृहाङ्गणे ।
कुरुते यो जनः सर्व–जीवरक्षां सदाऽऽदरात् ॥ ३७ ॥

पुण्यधन नृप कथा, पत्रांक ८, श्लोक २०४.

જે મનુષ્ય નિરંતર આદરપૂર્વક સર્વ પ્રાણિઓની રક્ષા કરે છે, તેના હાથમાં જ લક્ષ્મી રહેલી છે, અને તેના ઘરના આંગણામાં સ્વર્ગ રહેલું છે. ૩૭.

# दया ( २ )

धर्मो जीवदयातुल्यो, न क्वापि जगतीतले ।
तस्मात् सर्वप्रयत्नेन, कार्या जीवदयाऽङ्गिभिः ॥ १ ॥

हेमचन्द्रसूरि.

આ પૃથ્વીપીઠ ઉપર કોઈ પણ ઠેકાણે જીવદયા જેવો બીજો કોઈ ઉત્તમ ધર્મ નથી, તેથી મનુષ્યોએ સર્વ પ્રયત્ન વડે જીવદયા કરવી યોગ્ય છે. ૧.

यो नात्मने न गुरवे न च बन्धुवर्गे,
दीने दयां न कुरुते न च भृत्यवर्गे ।
किं तस्य जीवितफलं हि मनुष्यलोके,
काकोऽपि जीवति चिरं च बलिं च भुङ्क्ते. ॥ २ ॥

जैन पञ्चतन्त्र, पृष्ठ ६, श्लोक ११.

જે મનુષ્ય પોતાના આત્મા ઉપર, ગુરૂ ઉપર, બંધુવર્ગ ઉપર, દીન માણસ ઉપર અને ચાકરવર્ગ ઉપર દયા કરતો નથી, તેના જીવિતનું ફળ આ મનુષ્યલોકમાં શું છે ? અર્થાત્ તેનું જીવતર નિષ્ફળ છે. કારણ કે કાગડો પણ ચિરકાળ જીવે છે અને બળિદાન ( અન્નાદિ ) ખાય છે; પણ તેનું જીવિત નકામું છે, તેમ દયા વિનાના મનુષ્યનું જીવન પણ નકામું છે. ૨.

धर्मतत्त्वमिदं ज्ञेयं, भुवनत्रयसंमतम् ।
यद्दया सर्वभूतेषु, त्रसेषु स्थावरेषु च ॥ ३ ॥

पार्श्वनाथ चरित्र, सर्ग १, श्लोक ५६२ (य० ग्रं०).

ત્રણ ભુવનને સંમત એવું આ ધર્મનું તત્ત્વ જાણવું કે-ત્રસ અને સ્થાવર સર્વ જીવોને વિષે દયા રાખવી. ૩.

लावण्यरहितं रूपं, विद्यया वर्जितं वपुः ।
जलत्यक्तं सरो भाति, तथा धर्मो दयां विना ॥ ४ ॥

हिङ्गुल प्रकरण, श्लोक ४.

લાવણ્ય વિનાનું રૂપ, વિદ્યા વિનાનું શરીર અને જળ વિનાનું સરોવર જેવું ભાસે છે, તેવો દયા વિનાનો ધર્મ ભાસે છે. અર્થાત્ તે સર્વે જેમ શોભતા નથી તેમ દયા વિનાનો ધર્મ શોભતો નથી. ૪.

क्रीडाभूः सुकृतस्य दुष्कृतरजःसंहारवात्या भवो-
दन्वन्नौर्व्यसनाग्निमेघपटली सङ्केतदूती श्रियाम् ।
निःश्रेणिस्त्रिदिवौकसः प्रियसखी मुक्तेः कुगत्यर्गला,
सत्त्वेषु क्रियतां कृपैव भवतु क्लेशैरशेषैः परैः ॥ ५ ॥

सिन्दूर प्रकरण, श्लोक २५.

હે જીવ! માત્ર સર્વ પ્રાણિઓની ઉપર કૃપાજ કર; બીજા સમગ્ર ક્લેશોએ કરીને સર્યું-બીજાં કષ્ટદાયક કોઈ પણ ધર્મકૃત્યો કરવાની જરૂર નથી. કેમકે તે દયા જ પુણ્યને ક્રીડા કરવાની પૃથ્વી છે, પાપરૂપી ધૂળને ઉડાડી દેવામાં મોટા વાયરા સમાન

છે, સંસારરૂપી સાગરને તરવામાં વહાણુ સમાન છે, દુઃખરૂપી અગ્નિને બુઝાવવામાં મેઘના સમૂહરૂપ છે, લક્ષ્મીનો સંકેત કરવામાં દૂતી સમાન છે, સ્વર્ગરૂપી મહેલ ઉપર ચડવાની નીસરણી સમાન છે, મુક્તિની પ્રિય સખી સમાન છે અને નરકાદિક કુગતિને અટકાવનારી અર્ગલા ( ભોગળ ) સમાન છે. ૫.

दयाऽङ्गना सदा सेव्या, सर्वकामफलप्रदा ।
सेविताऽसौ करोत्याशु, मानसं करुणामयम् ॥ ६ ॥

तत्त्वामृत, श्लोक २६१.

સર્વ મનવાંછિત ફળને આપનારી દયારૂપી સ્ત્રી સદા સેવવા લાયક છે, કેમકે તેની સેવા કરવાથી તે મનુષ્યના મનને દયામય કરે છે. ૬.

अहिंसालक्षणो धर्मोऽधर्मश्च प्राणिनां वधः ।
तस्माद्धर्मार्थिभिर्लोकैः कर्त्तव्या प्राणिनां दया ॥ ७ ॥

महा भारत, शान्ति पर्व, अ० ३३, श्लोक ४२.

અહિંસા એ ધર્મનું લક્ષણ છે, અને પ્રાણીનો વધ કરવો એ અધર્મ છે; તેથી ધર્મના અર્થી લોકોએ પ્રાણિઓ ઉપર દયા કરવી. ૭.

दयाहीनं निष्फलं स्यान्नास्ति धर्मस्तु तत्र हि ।
एते वेदा अवेदाः स्युर्दया यत्र न विद्यते ॥ ८ ॥

पद्मपुराण, खण्ड २, अ० ३६, श्लोक ४१.

દયા વિનાનાં સર્વ કાર્ય નિષ્ફળ છે, જ્યાં દયા નથી ત્યાં ધર્મ પણ નથી. જેમાં દયા ન હોય તે વેદો પણ અવેદરૂપ જ છે એમ જાણવું. તાત્પર્ય કે-જેમાં દયા ન હોય તે વેદ જ ન કહેવાય, અર્થાત્ વેદમાં દયા જ છે. ૮.

दया-दानपरो नित्यं, जीवमेव प्ररक्षयेत् ।
चाण्डालो वा स शूद्रो वा, स वै ब्राह्मण उच्यते ॥ ९ ॥

पद्मपुराण, खण्ड २, अ० ३६, श्लोक ४२.

જે માણસ નિરંતર દયા-દાનમાં જ તત્પર રહી જીવનું રક્ષણ જ કરે છે, તે માણસ જાતે ચાંડાળ હોય કે શૂદ્ર હોય તો પણ તે બ્રાહ્મણ જ કહેવાય છે. ૯.

चर्म-वल्कलचीराणि, कूर्चमुण्ड-शिखा-जटाः ।
न व्यपोहन्ति पापानि, शोधकौ तु दया-दमौ ॥ १० ॥

दान चन्द्रिका, श्लोक ८२.

ચર્મ અને છાલનાં વસ્ત્ર, ચીંથરાનું વસ્ત્ર, પંચકેશ મુંડન, શિખા અને જટા આ સર્વ પ્રકારના વેષ પાપને દૂર કરી શકતા નથી. માત્ર દયા અને દમન જ આત્માને શુદ્ધ કરનાર છે. ૧૦.

### દયાની શ્રેષ્ઠતા—

सर्वे वेदा न तत् कुर्युः, सर्वे यज्ञाश्च भारत ! ।
सर्वे तीर्थाभिषेकाश्च, यत् कुर्यात् प्राणिनां दया ॥ ११ ॥

महा भारत, अनुशासन पर्व, अ० ११४, श्लोक १८.

હે ભારત ( યુધિષ્ઠિર ) ! પ્રાણિઓ પરની દયા જે પુણ્યાદિક કાર્ય કરે છે, તે કાર્ય સર્વ વેદો કરી શકતા નથી, સર્વે યજ્ઞો પણ કરી શકતા નથી અને સર્વ તીર્થોના અભિષેક ( સ્નાન ) પણ કરી શકતા નથી. ૧૧.

एकतः क्रतवः सर्वे, समाप्तवरदक्षिणाः ।
एकतो भयभीतस्य, प्राणिनः प्राणरक्षणम् ॥ १२ ॥

इतिहास समुच्चय, अ० ४, श्लोक ३.

એક બાજુ ઉત્તમ દક્ષિણા આપીને સંપૂર્ણ કરેલા સર્વ યજ્ઞો એટલે યજ્ઞોનું પુણ્ય રાખીએ, અને એક બાજુ ભયથી ત્રાસ પામેલા એક પ્રાણિના પ્રાણનું રક્ષણ એટલે રક્ષણનું પુણ્ય રાખીએ, તો જીવદયાનું પુણ્ય વધે છે. ૧૨.

न सा दीक्षा न सा भिक्षा, न तद्दानं न तत्तपः ।
न तद्ध्यानं न तन्मौनं, दया यत्र न विद्यते ॥ १३ ॥

सूक्त मुक्तावली, पृष्ठ १४३, श्लोक १०. *

જેમાં દયા ન હોય એવી દીક્ષા નિરર્થક છે, એવી ભિક્ષા નિરર્થક છે, એવું દાન નકામું છે, એવું તપ વૃથા છે, એવું ધ્યાન વૃથા છે અને એવું મૌનવ્રત પણ નકામું છે. દયા હોય તો જ તે સર્વે સાર્થક છે. ૧૩.

દયાનું ફળ—

सर्वसत्त्वे दयां मैत्रीं, यः करोति सुमानसः ।
जयत्यसावरीन् सर्वान्, बाह्याभ्यन्तरसंस्थितान् ॥ १४ ॥

तत्त्वामृत, श्लोक २६३.

સારા મનવાળો જે પુરૂષ સર્વ પ્રાણી ઉપર દયાને તથા મૈત્રીને કરે છે, તે પુરૂષ બાહ્ય તથા આભ્યંતર સર્વ શત્રુ-ઓને જીતે છે. ૧૪.

आयुर्दीर्घतरं वपुर्वरतरं गोत्रं गरीयस्तरं,
वित्तं भूरितरं बलं बहुतरं स्वामित्वमुच्चैस्तरम् ।
आरोग्यं विगतान्तरं त्रिजगति श्लाघ्यत्वमल्पेतरं,
संसाराम्वुनिधिं करोति सुतरं चेतः कृपार्द्रान्तरम् ॥१५॥

सिन्दूर प्रकरण, श्लोक २८.

જેનું ચિત્ત દયાથી ભીંજાયેલું હોય, તેને અત્યંત લાંબું આયુષ્ય મળે છે, શરીર મજબુત બને છે, ઉચ્ચ ગોત્ર પ્રાપ્ત થાય છે, ઘણું ધન મળે છે, ઘણું બળ થાય છે, મોટું સ્વામીપણું પ્રાપ્ત થાય છે, આંતરા રહિત-નિરંતર આરોગ્યપણું રહે છે, ત્રણ જગતમાં તે ઘણી પ્રશંસાને પામે છે, તથા તે સંસાર રૂપી સમુદ્રને સુખેથી તરવા લાયક કરે છે. ૧૫.

यो वन्धन-वध-क्लेशान्, प्राणिनां न चिकिर्षति ।
स सर्वस्य हितप्रेप्सुः, सुखमत्यन्तमश्नुते ॥ १६ ॥

मनुस्मृति, अ० ५, श्लोक ४६.

જે મનુષ્ય; પ્રાણિઓને બંધન, વધ કે બીજું કોઈ પણ પ્રકારનું દુઃખ આપવા ઇચ્છતો નથી, તે મનુષ્ય સર્વ પ્રાણિઓના હિતને ઇચ્છતો હોવાથી અત્યંત સુખને ભોગવે છે. ૧૬.

ध्यानयोगपरा नित्यं, यां गतिं यान्ति योगिनः ।
तथैव याति तां मर्त्यः, सर्वभूतदयापरः ॥ १७ ॥

इतिहास समुच्चय, अ० २८, श्लोक ४७.

નિરંતર ધ્યાનયોગમાં તત્પર રહેનારા યોગીઓ જે ગતિમાં જાય છે, તે જ ગતિમાં સર્વ પ્રાણિઓ ઉપર દયા કરવામાં તત્પર રહેનારા પુરૂષ પણ જાય છે. અર્થાત્ સ્વર્ગ અને મોક્ષ ગતિને પામે છે. ૧૭.

**દયા વિનાનું બધું નિષ્ફલ—**

दयां विना देव-गुरुक्रमार्चास्तपांसि सर्वेन्द्रिययन्त्रणानि ।
दानानि शास्त्राध्ययनानि सर्वं, सैन्यं गतस्वामि यथा वृथैव ॥१८॥

उपदेश तरङ्गिणी, ( य० वि० ग्रं० ) पृष्ठ २३७.

દેવ અને ગુરૂના ચરણની સેવા, તપ, સર્વ ઇંદ્રિયોનો નિગ્રહ, સર્વ પ્રકારનાં દાન અને શાસ્ત્રનો અભ્યાસ; આ સર્વ જો દયા ન હોય તો સ્વામી વિનાના સૈન્યની જેમ વૃથા છે. ૧૮.

**નાના જંતુઓની રક્ષા અને તેનું ફળ—**

अहिंसापूर्वको धर्मो, यस्मात्सर्वहिते रतः ।
यूका-मत्कुण-दंशादींस्तस्मात्तानपि रक्षयेत् ॥ १९ ॥

जैन पञ्चतन्त्र, पृष्ठ १९१, श्लोक ९४.

જેથી કરીને અહિંસાપૂર્વક ધર્મ સર્વ જીવોના હિતને વિષે રક્ત છે, તેથી કરીને તે જૂ, માકડ અને ડાંસ વિગેરે જંતુઓની પણ રક્ષા કરવી. ૧૯.

यूका-मत्कुण-दंशादीन्, ये सदाऽज्ञानिनस्तथा ।
पुत्रवत् परिरक्षन्ति, ते नराः स्वर्गगामिनः ॥ २० ॥

पद्म पुराण, अ० ९६, श्लोक ४६.

જે પુરૂષો જૂ, માકડ અને ડાંસ વિગેરે, તથા બીજા પણ અજ્ઞાની (ક્ષુદ્ર) જંતુઓનું હમેશાં પોતાના પુત્રની જેમ રક્ષણ કરે છે, તે મનુષ્યો સ્વર્ગે જાય છે. ૨૦.



## अभयदान ( ३ )

मार्यमाणस्य हेमाद्रिं, राज्यं वाऽथ प्रयच्छतु ।
तदनिष्टं परित्यज्य, जीवो जीवितुमिच्छति ॥ १ ॥

योग शास्त्र ( प्र० सभा ) पृष्ठ ७१.

હણાતા એવા પ્રાણીને સુવર્ણનો મેરૂપર્વત આપો કે મોટું રાજ્ય આપો, તો પણ તેને તે અનિષ્ટ હોવાથી તેનો ત્યાગ કરીને તે પ્રાણી ફક્ત જીવવાને જ ઇચ્છે છે. માટે જીવિત (અભય) દાન જ સર્વોત્તમ છે. ૧.

हेम-धेनु-धरादीनां, दातारः सुलभा भुवि ।
दुर्लभः पुरुषो लोके, यः प्राणिष्वभयप्रदः ॥ २ ॥

मार्कण्ड पुराण, स्कन्ध २, अ० ७, श्लोक १३.

પૃથ્વી ઉપર, સુવર્ણ, ગાયો અને પૃથ્વી વિગેરેનું દાન

કરનાર પુરૂષો સુલભ છે, પરંતુ પ્રાણિઓને અભયદાન આપે તેવો પુરૂષ આ જગતમાં દુર્લભ છે. ૨.

वरमेकस्य सत्त्वस्य, दत्ता ह्यभयदक्षिणा ।
न तु विप्रसहस्रेभ्यो, गोसहस्रमलङ्कृतम् ॥ ३ ॥

मार्कण्ड पुराण, स्कन्ध २, अ० ७, श्लोक ९१.

એકજ પ્રાણિને અભયરૂપ દક્ષિણા આપવી સારી છે, પરંતુ હજારો બ્રાહ્મણોને અલંકાર વડે શણગારેલી હજાર ગાયોરૂપ દક્ષિણા આપવી સારી નથી. અર્થાત્ ગોદાન કરતાં અભયદાનનું ફળ મોટું છે. ૩.

कपिलानां सहस्राणि, यो विप्रेभ्यः प्रयच्छति ।
एकस्य जीवितं दद्यान्न च तुल्यं युधिष्ठिर ! ॥ ४ ॥

मार्कण्ड पुराण, स्कन्ध ६, अ० १२, श्लोक ५२.

હે યુધિષ્ઠિર ! જે પુરૂષ બ્રાહ્મણોને હજારો ગાયોનું દાન કરે અને બીજો કોઇ પુરૂષ એક જીવને જીવિતદાન આપે, તો તે ગોદાનનું પુણ્ય આ અભયદાનની તુલ્ય થતું નથી. ૪.

जीवानां रक्षणं श्रेष्ठं, जीवा जीवितकाङ्क्षिणः ।
तस्मात्समस्तदानेभ्योऽभयदानं प्रशस्यते ॥ ५ ॥

मार्कण्ड पुराण, स्कन्ध ८, अ० ११, श्लोक ३३.

સર્વ જીવો જીવિતની ઇચ્છાવાળા હોય છે, તેથી સર્વ જીવોનું રક્ષણ કરવું તેજ શ્રેષ્ઠ છે અને તેથી કરીને જ સમગ્ર

દાનો કરતાં અભયદાન અધિક પ્રશંસાપાત્ર છે-વખાણવા લાયક છે. ૫.

यो दद्यात् काञ्चनं मेरुं, कृत्स्नां चैव वसुन्धराम् ।
एकस्य जीवितं दद्यान्न च तुल्यं युधिष्ठिर ! ॥ ६ ॥

मार्कण्ड पुराण, स्कंध ८, अ० ११, श्लोक ५३.

જે પુરૂષ સુવર્ણના મેરૂપર્વતનું તથા સમગ્ર પૃથ્વીનું દાન કરે, અને બીજો કોઇ પુરૂષ એક જીવને જીવન આપે-અભયદાન આપે, તો હે યુધિષ્ઠિર ! તે બન્ને તુલ્ય થતા નથી અર્થાત્ અભયદાનનું પુણ્ય ઘણું વધી જાય છે. ૬.

**અભયદાનની શ્રેષ્ઠતા—**

यो ददाति सहस्राणि, गवामश्वशतानि च ।
अभयं सर्वसत्त्वेभ्यस्तद्दानमतिरिच्यते ॥ ७ ॥

महा भारत, शान्ति पर्व, अ० ३०४, श्लोक ५.

જે મનુષ્ય હજારો ગાયો અને સેંકડો અશ્વોનું દાન કરે, અને જે કોઇ બીજો મનુષ્ય સર્વ પ્રાણિઓને અભયદાન આપે, તો તે અભયદાન પૂર્વના દાન કરતાં અધિક થાય છે. ૭.

दत्तमिष्टं तपस्तप्तं, तीर्थसेवा तथा श्रुतम् ।
सर्वेऽप्यभयदानस्य, कलां नार्हन्ति षोडशीम् ॥ ८ ॥

मार्कण्ड पुराण, अ० ४, श्लोक १९.

ગમે તેટલું દાન દીધું હોય, પૂજા કરી હોય કે યજ્ઞ કર્યા

હોય, તપ કર્યો હોય, તીર્થસેવા કરી હોય તથા જ્ઞાન મેળવ્યું હોય; તો પણ તે બધું મળીને એક જ પ્રાણિને આપેલા અભયદાનની સોળમી કળા ( સોળમા અંશ ) ને પણ લાયક થતું નથી. ૮.

नातो भूयस्तपोधर्मः, कश्चिदन्योऽस्ति भूतले ।
प्राणिनां भयभीतानामभयं यत् प्रदीयते ॥ ९ ॥

मार्कण्ड पुराण, अ० ११, श्लोक ५.

ભયથી ત્રાસ પામેલા પ્રાણિઓને જે અભયદાન આપવું, તેના કરતાં બીજો કોઇ આ પૃથ્વી પર શ્રેષ્ઠ તપધર્મ નથી. ૯.

महतामपि दानानां, कालेन क्षीयते फलम् ।
भीताभयप्रदानस्य, क्षय एव न विद्यते ॥ १० ॥

मार्कण्ड पुराण, अ० १३, श्लोक २६.

મોટા મોટા દાનોનું ફળ પણ કાળે કરીને ક્ષીણ થાય છે, પરંતુ ભય પામેલા પ્રાણિને જો અભયદાન આપવામાં આવ્યું હોય, તો તેના ફળનો ક્ષય થતો જ નથી. ૧૦.

एकतः काञ्चनो मेरुर्बहुरत्ना वसुंधरा ।
एकतो भयभीतस्य, प्राणिनः प्राणरक्षणम् ॥ ११ ॥

दान चन्द्रिका, श्लोक ८१.

એક તરફ સુવર્ણના મેરૂપર્વતનું અને ઘણા રત્નોવાળી પૃથ્વીનું દાન કરવું, તથા એક તરફ ( બીજી બાજુ ) ભયથી

ત્રાસ પામેલા પ્રાણિના પ્રાણનું રક્ષણ કરવું, તે બન્ને બરાબર છે, અથવા તે બન્નેમાં પ્રાણિના રક્ષણનું પુણ્ય અધિક છે. ૧૧.

અભયદાનનું ફળ—

यो भूतेष्वभयं दद्याद्, भूतेभ्यस्तस्य नो भयम् ।
यादृग् वितीर्यते दानं, तादृगासाद्यते फलम् ॥ १२ ॥

योगशास्त्र, द्वितीय प्रकाश, श्लोक ४८.

જે મનુષ્ય, પ્રાણિઓને અભયદાન આપે છે, તે પુરૂષને કોઇ પણ પ્રાણિઓ થકી ભય પ્રાપ્ત થતો નથી. કેમકે જેવું દાન અપાય છે, તેવુંજ ફળ પણ પ્રાપ્ત થાય છે. ૧૨.

आदेयः सुभगः सौम्यस्त्यागी भोगी यशोनिधिः ।
भवत्यभयदानेन, चिरंजीवी निरामयः ॥ १३ ॥

महाभारत, शांतिपर्व, अ० ३३, श्लो० १०.

અભયદાન આપવાથી પ્રાણી આદેય એટલે સર્વજન તેના વચનને માને એવો થાય છે, સારા ભાગ્યવાળો થાય છે, સૌમ્ય—સુંદરતાવાળો, દાની, ભોગી, કિર્ત્તિના નિધાનરૂપ, ચિરકાળના આયુષ્યવાળો અને નીરોગી થાય છે. ૧૩.

अभयं सर्वभूतेभ्यो, दत्त्वा यश्चरते मुनिः ।
न तस्य सर्वभूतेभ्यो, भयमुत्पद्यते क्वचित् ॥ १४ ॥

महाभारत, शान्तिपर्व, अ० १९०, श्लोक ४.

જે મુનિ સર્વ પ્રાણિઓને અભયદાન આપીને વિચરે છે,

તેને સર્વ પ્રાણિઓ થકી કોઇ પણ વખત ભય ઉત્પન્ન થતો નથી. ૧૪.

अभयं सर्वसत्त्वेभ्यो, यो ददाति दयापरः ।
तस्य देहाद्विमुक्तस्य, भयं नास्ति कुतश्चन ॥ १५ ॥

मार्कण्ड पुराण, अ० १८, श्लोक ८.

દયામાં તત્પર એવો જે મનુષ્ય સર્વ પ્રાણિઓને અભય દાન આપે છે, તે મનુષ્યને બીજા ભવોમાં કોઇથી ભય થતો નથી. એટલે કે તેનો મોક્ષ થાય છે, અથવા પરભવમાં તેને ભય રહેતો નથી. ૧૫



## हिंसा (४)

હિંસાનું સ્વરૂપ—

पञ्चेन्द्रियाणि त्रिविधं बलं च,
उच्छ्वासनिःश्वासमथान्यदायुः ।
प्राणा दशैते भगवद्भिरुक्ता-
स्तेषां वियोगीकरणं तु हिंसा ॥ १ ॥

उपदेश प्रासाद, स्तम्भ ५, व्याख्यान ६४.

પાંચ ઇંદ્રિયો, ત્રણ બળ ( મન બળ, વચન બળ અને કાય બળ ), ઉચ્છ્વાસ નિશ્વાસ ( શ્વાસોચ્છ્વાસ ) અને આયુષ્ય, આ દશ પ્રાણો ભગવાને કહ્યા છે, તેમનો વિયોગ કરવો તે હિંસા કહેવાય છે. ૧.

## હિંસા નિષેધ—

आत्मवत्सर्वभूतेषु, सुखदुःखे प्रियाप्रिये ।
चिन्तयन्नात्मनोऽनिष्टां हिंसामन्यस्य नाचरेत् ॥ २ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लोक २०.

પોતાની જ જેમ સર્વ પ્રાણિઓને સુખ એટલે સુખના સાધન સ્ત્રી, ધન વિગેરે પ્રિય છે; અને દુઃખ એટલે દુઃખનાં સાધન વધ, બંધ વિગેરે અપ્રિય છે. એમ વિચારીને મનુષ્યે પોતાને પોતાની હિંસા અનિષ્ટ-અપ્રિય છે તેમ બીજાને પણ અપ્રિય હોય એમ ધારી અન્યની હિંસા કરવી નહીં. ૨.

दमो देव-गुरूपास्तिर्दानमध्ययनं तपः ।
सर्वमप्येतदफलं, हिंसां चेन्न परित्यजेत् ॥ ३ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लोक ३१.

જો હિંસાનો ત્યાગ કર્યો ન હોય તો ઇંદ્રિયોનું દમન, દેવ-ગુરૂની સેવા, દાન, અધ્યયન અને તપ એ સર્વ નિષ્ફળ છે. ૩.

विश्वस्तो मुग्धधीर्लोकः, पात्यते नरकावनौ ।
अहो ! नृशंसैर्लोभान्धैर्हिंसाशास्त्रोपदेशकैः ॥ ४ ॥

योगशास्त्र, द्वि० प्र, श्लोक ३२.

અહો ! આશ્ચર્ય છે કે ક્રૂર, લોભમાં અંધ થયેલા અને હિંસાના શાસ્ત્રનો ઉપદેશ કરનારા પુરૂષો; વિશ્વાસુ અને સરળ બુદ્ધિવાળા લોકોને નરકની પૃથ્વીમાં નાંખે છે. ( હિંસાનો ઉપદેશ કરે છે તેથી તેઓ બન્ને નરકે જાય છે. ) ૪.

अव्यवस्थितमर्यादैर्विमूढैर्नास्तिकैर्नरैः ।
संशयात्मभिरव्यक्तैर्हिंसा समनुवर्णिता ॥ ५ ॥

महाभारत, शान्ति पर्व, अ० २६४, श्लोक ४.

જેઓ મર્યાદામાં રહેલા નથી, અત્યંત મૂઢ છે, પરલોકાદિને વિષે શંકાવાળા છે અને કાંઈ પણ સ્પષ્ટ રીતે જાણી શકતા નથી, એવા નાસ્તિક નરોએ હિંસા વર્ણવેલી છે. ૫.

शारीरमानसैर्दुःखैर्बहुधा बहुदेहिनः ।
संयोज्य साम्प्रतं जीव !, भविष्यसि कथं स्वयम् ॥६॥

योगसार, प्र० ५, श्लोक ४०

હે જીવ ! તેં ઘણા પ્રાણિઓને ઘણે પ્રકારે શરીર સંબંધી અને મન સંબંધી દુઃખોમાં નાખ્યા છે, તેથી હવે તારૂં શું થશે ? ૬.

कुर्याद्वर्षसहस्रं तु, अहन्यहनि मज्जनम् ।
सागरेणापि कृत्स्नेन, वधको नैव शुध्यति ॥ ७ ॥

देवी भागवत, स्कंध ६, अ० १३, श्लोक ३३.

પ્રાણિનો વધ કરનાર મનુષ્ય એક હજાર વર્ષ સુધી હમેશાં આખા સમુદ્રના જળ વડે સ્નાન કરે, તો પણ તે શુદ્ધ થતો નથી જ. ૭.

आत्मा विष्णुः समस्तानां, वासुदेवो जगत्पतिः ।
तस्मान्न वैष्णवैः कार्या, परहिंसा विशेषतः ॥ ८ ॥

इतिहास समुच्चय, अ० २८, श्लोक ४८.

જગતના પતિ વાસુદેવ ભગવાન પોતે જ સર્વ પ્રાણિઓના આત્મારૂપ છે, તેથી વૈષ્ણવોએ વિશેષે કરીને-અવશ્ય પરની હિંસા કરવી નહિં. ૮.

## હિંસામાં ધર્મ છેજ નહિં—

शम-शील-दयामूलं, हित्वा धर्मं जगद्धितम् ।
अहो ! हिंसाऽपि धर्माय, जगदे मन्दबुद्धिभिः ॥ ९ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लोक ४०.

શમ, શીળ અને દયા જ ધર્મનું મૂળ-કારણ છે અને એજ જગતના જીવોને હિતકારક છે; આવા વાસ્તવિક ધર્મને છોડીને અહો ! અક્કલહીન મનુષ્યોએ હિંસાને પણ ધર્મ માટે કહી છે-હિસામાં પણ ધર્મ માન્યો છે. ૯.

प्रमादेन यथा विद्या, कुशीलेन यथा धनम् ।
कपटेन यथा मैत्री, तथा धर्मो न हिंसया ॥ १० ॥

हिंगुल प्रकरण, श्लोक २.

જેમ પ્રમાદથી વિદ્યા પ્રાપ્ત થતી નથી, કુશીલ વડે જેમ ધન મળતું નથી, જેમ કપટ વડે મિત્રાઇ થતી નથી, તેમ હિંસા વડે ધર્મ થઇ શકતો નથી. ૧૦.

यदि ग्रावा तोये तरति तरणिर्यद्युदयते,
प्रतीच्यां सप्तार्चिर्यदि भजति शैत्यं कथमपि ।
यदि क्ष्मापीठं स्यादुपरि सकलस्यापि जगतः,
प्रसूते सत्त्वानां तदपि न वधः क्वापि सुकृतम् ॥११॥

सिन्दूर प्रकरण, श्लोक २६.

જો કદાચ પથ્થર જળમાં ( પાણી ઉપર ) તરે, જો સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે, જો અગ્નિ કોઇ પણ પ્રકારે શીતળતાને પામે અને જો કદાચ પૃથ્વીપીઠ સમગ્ર જગતની ઉપર થઈ જાય, તો પણ પ્રાણિઓનો વધ કોઇ પણ ઠેકાણે પુણ્યને ઉત્પન્ન કરતો નથી. ૧૧.

स कमलवनमग्नेर्वासरं भास्वदस्ता-
दमृतमुरगवक्त्रात् साधुवादं विवादात् ।
रुगपगममजीर्णाज्जीवितं कालकूटा-
दभिलषति वधाद् यः प्राणिनां धर्ममिच्छेत् ॥१२॥

सिन्दूर प्रकरण, श्लोक २७.

જે મનુષ્ય પ્રાણિઓના વધથી ધર્મને ઇચ્છે છે, તે મનુષ્ય અગ્નિથી કમળના વનની ઉત્પત્તિને ઇચ્છે છે, સૂર્યના આથમવાથી દિવસને ઇચ્છે છે, સર્પના મુખમાંથી અમૃતની ઇચ્છા રાખે છે, વિવાદ ( કજીયા ) માંથી સારા વાદને ઇચ્છે છે, અજીર્ણથી રોગની શાંતિ ઇચ્છે છે, અને કાલકૂટ જાતિના વિષથી જીવવાને ઇચ્છે છે આ સર્વ જેમ અશક્ય છે તેમ હિંસાથી ધર્મ થવો અશક્ય છે. ૧૨.

अन्धे तमसि मज्जामः, पशुभिर्ये यजामहे,
हिंसा नाम भवेद् धर्मो, न भूतो न भविष्यति॥ १३ ॥

पूर्व मीमांसा, श्लोक ८३.

જે અમે પશુઓ વડે યજ્ઞ કરીએ છીએ તેથી અંધ તમસ્ (નરક) માં ડુબીએ છીએ. હિંસા એ ધર્મ છે અથવા હિંસાથી

જગતના પતિ વાસુદેવ ભગવાન પોતે જ સર્વ પ્રાણિઓના આત્મારૂપ છે, તેથી વૈષ્ણવોએ વિશેષે કરીને-અવશ્ય પરની હિંસા કરવી નહિં. ૮.

## હિંસામાં ધર્મ છેજ નહિં—

शम-शील-दयामूलं, हित्वा धर्मं जगद्धितम् ।
अहो ! हिंसाऽपि धर्माय, जगदे मन्दबुद्धिभिः ॥ ९ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लोक ४०.

શમ, શીળ અને દયા જ ધર્મનું મૂળ-કારણ છે અને એજ જગત્‌ના જીવોને હિતકારક છે; આવા વાસ્તવિક ધર્મને છોડીને અહો ! અક્કલહીન મનુષ્યોએ હિંસાને પણ ધર્મ માટે કહી છે-હિંસામાં પણ ધર્મ માન્યો છે. ૯.

प्रमादेन यथा विद्या, कुशीलेन यथा धनम् ।
कपटेन यथा मैत्री, तथा धर्मो न हिंसया ॥ १० ॥

हिंगुल प्रकरण, श्लोक २.

જેમ પ્રમાદથી વિદ્યા પ્રાપ્ત થતી નથી, કુશીલ વડે જેમ ધન મળતું નથી, જેમ કપટ વડે મિત્રાઇ થતી નથી, તેમ હિંસા વડે ધર્મ થઇ શકતો નથી. ૧૦.

यदि ग्रावा तोये तरति तरणिर्यद्युदयते,
प्रतीच्यां सप्तार्चिर्यदि भजति शैत्यं कथमपि ।
यदि क्ष्मापीठं स्यादुपरि सकलस्यापि जगतः,
प्रसूते सत्त्वानां तदपि न वधः क्वापि सुकृतम् ॥ ११ ॥

सिन्दूर प्रकरण, श्लोक २६.

જો કદાચ પથ્થર જળમાં ( પાણી ઉપર ) તરે, જો સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે, જો અગ્નિ કોઇ પણ પ્રકારે શીતળતાને પામે અને જો કદાચ પૃથ્વીપીઠ સમગ્ર જગતની ઉપર થઈ જાય, તો પણ પ્રાણિઓનો વધ કોઇ પણ ઠેકાણે પુણ્યને ઉત્પન્ન કરતો નથી. ૧૧.

स कमलवनमग्नेर्वासरं भास्वदस्ता-
दमृतमुरगवक्त्रात् साधुवादं विवादात् ।
रुगपगममजीर्णाज्जीवितं कालकूटा-
दभिलषति वधाद् यः प्राणिनां धर्ममिच्छेत् ॥१२॥

सिन्दूर प्रकरण, श्लोक २७.

જે મનુષ્ય પ્રાણિઓના વધથી ધર્મને ઇચ્છે છે, તે મનુષ્ય અગ્નિથી કમળના વનની ઉત્પત્તિને ઇચ્છે છે, સૂર્યના આથમવાથી દિવસને ઇચ્છે છે, સર્પના મુખમાંથી અમૃતની ઇચ્છા રાખે છે, વિવાદ ( કજીયા ) માંથી સારા વાદને ઇચ્છે છે, અજીર્ણથી રોગની શાંતિ ઇચ્છે છે, અને કાલકૂટ જાતિના વિષથી જીવવાને ઇચ્છે છે આ સર્વ જેમ અશક્ય છે તેમ હિંસાથી ધર્મ થવો અશક્ય છે. ૧૨.

अन्धे तमसि मज्जामः, पशुभिर्ये यजामहे,
हिंसा नाम भवेद् धर्मो, न भूतो न भविष्यति॥ १३ ॥

पूर्व मीमांसा, श्लोक ८३.

જે અમે પશુઓ વડે યજ્ઞ કરીએ છીએ તેથી અંધ તમસ્ (નરક) માં ડુબીએ છીએ. હિંસા એ ધર્મ છે અથવા હિંસાથી

જેમ સમુદ્રમાં શિલાપર ચડેલા મનુષ્યો જળમાં ડૂબી જાય છે-તરી શકતા નથી, તેમ હિંસાવડે આશ્રિત થયેલા (હિંસા કરનારા) પુરૂષો દુર્ગતિમાં જાય છે-ડૂબે છે. ૧૯.

यावन्ति पांशुरोमाणि, पशुगात्रेषु भारत ! ।
तावद्वर्षसहस्राणि, पच्यन्ते पशुघातकाः ॥ २० ॥

महाभारत, शांतिपर्व, अ० २२, श्लोक १७.

હે ભારત! પશુના શરીરને વિષે જેટલી ધૂળ અને રૂંવાડા છે, તેટલા હજાર વર્ષ સુધી પશુની હિંસા કરનારા પુરૂષો નરકમાં પચાય છે-દુઃખ ભોગવે છે. ૨૦.

न वेदैर्नैव दानैश्च, न तपोभिर्न चाध्वरैः ।
कथंचित् सद्गतिं यान्ति, पुरुषाः प्राणिहिंसकाः ॥ २१ ॥

सांख्य मीमांसा, पटल ५, वाक्य १९.

પ્રાણીની હિંસા કરનારા પુરૂષો વેદનો પાઠ કરવાથી સદ્ગતિ પામતા નથી, દાન દેવાથી સદ્ગતિ પામતા નથી, તપ કરવાથી સદ્ગતિ પામતા નથી, યજ્ઞો કરવાથી સદ્ગતિ પામતા નથી, તેમ જ બીજાં કોઇ પણ ધર્મકાર્યથી સદ્ગતિને પામતા નથી. અર્થાત્ દુર્ગતિમાં જ જાય છે. ૨૧.

### સંકલ્પ હિંસાનો દોષ—

यदि संकल्पतो हिंसामन्यस्योपरि चिन्तयेत् ।
तत्पापेन निजात्मा हि, दुःखावनौ च पात्यते ॥ २२ ॥

उपदेश प्रासाद, स्तंभ ५, व्या० ६७.

જો મનમાં સંકલ્પ કરવાથી પણ બીજા ઉપર હિંસાનું ચિંતવન કરે, એટલે મનમાં પણ હિંસા કરવાનો વિચાર કરે, તો તે માણસ તે પાપ વડે પોતાના આત્માને દુઃખની પૃથ્વીમાં (નરકમાં) નાંખે છે. ૨૨.

## હિંસાથી દાનની નિષ્ફળતા—

सप्तद्वीपं सरत्नं च, दद्यान्मेरुं सुकाञ्चनम् ।
यस्य जीवदया नास्ति, सर्वमेतन्निरर्थकम् ॥ २३ ॥

महाभारत, शान्तिपर्व, अ० ५३, श्लोक १२.

રત્નો સહિત સાત દ્વીપની પૃથ્વીનું તથા સુવર્ણમય મેરૂ પર્વતનું દાન આપે, તો પણ જેને જીવદયા નથી તેને આ સર્વ દાન નિરર્થક ( વ્યર્થ ) છે. ૨૩.

## યજ્ઞ તથા બલિદાન હિંસાનો નિષેધ—

देवोपहारव्याजेन, यज्ञव्याजेन येऽथवा ।
घ्नन्ति जन्तून् गतघृणा, घोरां ते यान्ति दुर्गतिम् ॥२४॥

योगशास्त्र, द्वितीय प्रकाश, श्लोक ३९.

દેવ પૂજાના બહાનાથી કે યજ્ઞના બહાના વડે જે નિર્દય મનુષ્યો પ્રાણીઓને હણે છે, તેઓ ઘોર દુર્ગતિમાં જાય છે. ૨૪.

या योगीन्द्रहृदि स्थिता त्रिजगतां माता कृपैकव्रता,
सा तुष्येच्छ्वपचीव किं पशुवधैर्मांसासवोत्सर्जनैः ।

तस्माद्वीरवरावधारय तदाचारस्य यद्बोधकं,
रक्षोभिर्विरचय्य तच्च वचनं तन्त्रे प्रवेशीकृतम् ॥ २५ ॥

કૃપારૂપ જ એક વ્રતવાળી ત્રણ જગતની માતા, કે જે યોગીંદ્રોના હૃદયમાં રહેલી છે, તે ચંડાલણીની જેમ પશુનો વધ કરીને માંસ અને મદિરા આપવાથી શું તુષ્ટમાન થાય ? ન જ થાય. તેથી હે શ્રેષ્ઠ વીર ! તું જરા વિચાર કર. આવા હિંસાના આચારને જણાવનારૂં જે વચન છે, તે રાક્ષસોએ એટલે રાક્ષસ જેવા મનુષ્યોએ રચીને તંત્રશાસ્ત્રમાં ઘુસાડી દીધું છે. ૨૫.



# मांस ( ५ )

## માંસ ભક્ષણ નિષેધ.

सद्यः संमूर्च्छितानन्तजन्तुसंतानदूषितम् ।
नरकाध्वनि पाथेयं, कोऽश्नीयात् पिशितं सुधीः ? ॥१॥

योगशास्त्र, तृतीय प्रकाश, श्लोक ३३.

તત્કાળ સંમૂર્છિમ અનંત પ્રાણિઓના સમૂહની ઉત્પત્તિથી દોષવાળું થયેલું અને નરકના માર્ગનું ભાતારૂપ માંસ કોણ બુદ્ધિમાન મનુષ્ય ખાય ? કોઇએ ખાવું ન જોઇએ. ૧.

निःकर्णेष्विव गीतिरीतिरफला सद्ध्यानधौरेयता,
कारुण्यस्य कथा वृथा मृगीदृशां दृक्केलिरंधेष्विव ।
निर्जीवेष्विव वस्त्रवेशरचना वैदग्ध्यबुद्धिर्मुधा,
मांसास्वादिषु देहिषु प्रणयिता व्यर्था लतेवाग्निषु ॥२॥

कस्तूरी प्रकरण, श्लोक ९६.

જેમ કાન વિનાના માણસોની પાસે ગાયનની રીતિ—ગાયન કરવું નકામું છે, તેમ માંસ ખાનારાઓનું ધ્યાનમાં શ્રેષ્ઠપણું નકામું છે. જેમ આંધળા માણસો પાસે સ્ત્રિઓની દૃષ્ટિક્રીડા નકામી છે, તેમ માંસ ખાનારાઓ પાસે દયાની વાતો કરવી

નકામી છે. જેમ મડદાંઓને સારાં વસ્ત્રો પહેરાવવાની રચના કરવી નકામી છે, તેમ માંસભક્ષકોની ચતુરાઇયુક્ત બુદ્ધિ નકામી છે. અને જેમ અગ્નિમાં વેલડી વાવવી નકામી છે, તેમ માંસ ખાનારા મનુષ્યોને વિષે પ્રેમ કરવો નકામો છે. ૨.

हित्वा हारमुदारमौक्तिकमयं तैर्धीयतेऽहिर्गले,
त्यक्त्वा क्षीरमनुष्णधामधवलं मूत्रं च तैः पीयते ।
मुक्त्वा चंदनमिंदुकुंदविशदं तैर्भूतिरभ्यंग्यते,
संत्यज्यापरभोज्यमद्भुततरं यैरामिषं भुज्यते ॥ ३ ॥

कस्तूरी प्रकरण, श्लोक १७.

જે માણસો ઉત્તમ પ્રકારનાં ભોજનો છોડીને માંસ ભક્ષણ કરે છે, તે માણસો મોટાં મોતીઓથી બનેલા સુંદર હારનો ત્યાગ કરીને પોતાના ગળામાં સર્પને ધારણ કરે છે; ઠંડા સફેદ મનોહર દુધને છોડીને મૂત્ર-પેસાબને પીવે છે, અને ચંદ્ર તથા તથા મોઘરાના ફુલની જેવા સફેદ ચંદન-સુખડના વિલેપનને છોડીને પોતાના શરીરે રાખ ચોળે છે. ૩.

अस्रे वसति रुद्रश्च, मांसे वसति जनार्दनः ।
शुक्रे वसति ब्रह्मा च, तस्मान्मांसं न भक्षयेत् ॥ ४ ॥

महाभारत, शान्तिपर्व, अ० १०, श्लो० ५७.

પ્રાણિઓના લોહીને વિષે મહાદેવ વસે છે, માંસને વિષે વિષ્ણુ વસે છે અને વીર્યને વિષે બ્રહ્મા વસે છે, તેથી માંસનું ભક્ષણ ન કરવું જોઇએ. ૪.

अस्थिन वसति रुद्रश्च, मांसे चास्ति जनार्दनः ।
शुक्रे वसति ब्रह्मा च, तस्मान्मांसं न भक्षयेत् ॥५॥

महाभारत, शांतिपर्व, अ० १३, श्लो० ३४.

પ્રાણિઓનાં હાડકાંમાં મહાદેવ રહે છે, માંસમાં વિષ્ણુ રહે છે અને વીર્યમાં બ્રહ્મા રહે છે, તેથી માંસ ખાવું ન જોઇએ. ૫.

यदि यज्ञांश्च वृक्षांश्च, यूपांश्चोद्दिश्य मानवाः ।
वृथा मांसं न खादन्ति, नैष धर्मः प्रशस्यते ॥ ६ ॥

महाभा०, शान्तिपर्व, अ० २६५, श्लोक ८.

જો કે કેટલાક મનુષ્યો યજ્ઞ, વૃક્ષ અને યૂપ (યજ્ઞસ્તંભ)-ને ઉદ્દેશીને માંસ ખાય છે, તેઓ વૃથા એટલે વિધિ વિના માંસ ખાતા નથી. તો પણ તે ધર્મ પ્રશંસા કરવા લાયક નથી. ૬.

न भक्षयति यो मांसं, न च हन्यान्न घातयेत् ।
तद्(स) मित्रं सर्वभूतानां, मनुः स्वायंभुवोऽब्रवीत् ॥ ७ ॥

महाभा०, अनुशा०, अ० ११४, श्लोक० १२.

જે મનુષ્ય માંસભક્ષણ કરતો ન હોય, કોઇ પ્રાણીને હણતો ન હોય અને કોઈ પાસે હણાવતો ન હોય, તે મનુષ્ય સર્વ પ્રાણિઓનો મિત્ર છે, એમ સ્વયંભૂના પુત્ર મનુએ કહ્યું છે. ૭.

यो यजेताश्वमेधेन, मासि मासि यदव्रतः ।
वर्जयेन्मधु मांसं च, सममेतद् युधिष्ठिर ! ॥ ८ ॥

महाभारत, विराटपर्व, अ० १६, श्लो० १४.

કોઇ પુરૂષ વ્રત ગ્રહણ કર્યા વિના અર્થાત્ મદ્ય અને માંસનો ત્યાગ કર્યા વિના માસે માસે અશ્વમેધ યજ્ઞ કરે અને બીજો કોઇ માણસ માત્ર મદ્ય અને માંસનો ત્યાગ કરે, તો હે યુધિષ્ઠિર ! તે બન્નેનું ફળ સરખું છે. ૮.

नाकृत्वा प्राणिनां हिंसां, मांसमुत्पद्यते क्वचित् ।
न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ॥ ९ ॥

मनुस्मृति, अ० ५, श्लो० ४८.

પ્રાણીની હિંસા કર્યા વિના કદાપિ માંસ ઉત્પન્ન થતું નથી, અને પ્રાણીનો વધ સ્વર્ગ આપનાર નથી, તેથી માંસનો ત્યાગ કરવો. ૯.

समुत्पत्तिं च मांसस्य, वध-बन्धौ च देहिनाम् ।
प्रसमीक्ष्य निवर्तेत, सर्वमांसस्य भक्षणात् ॥ १० ॥

मनुस्मृति, अ० ५, श्लो० ४९.

માંસની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે વિચારીને તથા પ્રાણીઓના વધ-બંધનને જોઇ-વિચારીને સર્વ પ્રકારના માંસના ભક્ષણથી નિવર્તન કરવું. કોઇ પણ પ્રકારનું માંસ ખાવું નહીં. ૧૦.

न हि मांसं तृणात्काष्ठाद्, उपलाद् वाऽपि जायते ।
हत्वा जन्तून् भवेन्मांसं, तस्मात्तत् परिवर्जयेत् ॥ ११ ॥

इति० समु०, अ० २७, श्लो० १४.

ઘાસ, કાષ્ઠ અથવા પથ્થરમાંથી કાંઇ માંસ ઉત્પન્ન થતું નથી. પ્રાણીને હણવાથી જ માંસ ઉત્પન્ન થાય છે તેથી તે માંસનો ત્યાગ કરવો. ૧૧

**માંસનો શબ્દાર્થ—**

मां स भक्षयिताऽमुत्र, यस्य मांसमिहाद्म्यहम् ।
एतन्मांसस्य मांसत्वं, प्रवदन्ति मनीषिणः ॥ १२ ॥

मनुस्मृति, अ० ५, श्लो० ५५.

આ ભવમાં હું જેનું માંસ ખાઉં છું, તે મને પરભવમાં ખાશે. એમ માંસ શબ્દનું માંસપણું પંડિતો કહે છે-' मां ' એટલે મને ' स: ' એટલે તે ખાશે, એવો मास નો શબ્દાર્થ થાય છે. ૧૨.

**માંસ ભક્ષણના દોષો—**

चिखादिषति यो मांसं, प्राणिप्राणापहारतः ।
उन्मूलयत्यसौ मूलं, दयाऽऽख्यं धर्मशाखिनः ॥ १३ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० १८.

જે મનુષ્ય બીજા પ્રાણીના પ્રાણનો નાશ કરી તેનું માંસ ખાવાને ઇચ્છે છે, તે મનુષ્ય ધર્મરૂપી વૃક્ષના દયા નામના મૂળને ઉખેડી નાંખે છે. ૧૩.

अशनीयन् सदा मांसं, दयां यो हि चिकीर्षति ।
ज्वलति ज्वलने वल्लीं, स रोपयितुमिच्छति ॥ १४ ॥

योगशास्त्र, तृतीय प्रकाश, श्लो० १९.

જે માણસ હમેશા માંસને ખાય અને દયા કરવાને ઇચ્છે, તે પુરૂષ બળતા અગ્નિમાં વેલડી વાવવાને ઇચ્છે છે. અર્થાત્ માંસ ખાનાર દયા પાળી શકે જ નહિં. ૧૪.

**मांसास्वादनलुब्धस्य, देहिनं देहिनं प्रति ।**
**हन्तुं प्रवर्तते बुद्धिः, शाकिन्या इव दुर्धियः ॥ १५ ॥**

योगशास्त्र, तृतीय प्रकाश, श्लो० २७.

માંસનું ભક્ષણ કરવામાં લુબ્ધ આસક્ત થયેલા મનુષ્યની બુદ્ધિ, દુષ્ટ બુદ્ધિવાળી શાકિની-ડાકણની જેમ દરેક પ્રાણીને હણવા માટે પ્રવર્તે છે. ૧૫.

**ये भक्षयन्ति पिशितं, दिव्यभोज्येषु सत्स्वपि ।**
**सुधारसं परित्यज्य, भुञ्जते ते हलाहलम् ॥ १६ ॥**

योगशास्त्र, तृतीय प्रकाश, श्लो० २८.

દિવ્ય-સ્વાદિષ્ટ મનોહર ભોજન વિદ્યમાન હોવા છતાં પણ જેઓ માંસનું ભક્ષણ કરે છે, તેઓ અમૃત રસનો ત્યાગ કરીને હળાહળ વિષ ખાય છે એમ જાણવું. ૧૬.

**न धर्मो निर्दयस्यास्ति, पलादस्य कुतो दया ।**
**पललुब्धो न तद्वेत्ति, विद्याद् वोपदिशेन्न हि ॥ १७ ॥**

योगशास्त्र, तृ० प्र०, श्लो० २९.

દયા રહિત પુરૂષને ધર્મ હોતો નથી. તેમજ માંસ ખાનાર રાક્ષસને દયા ક્યાંથી હોય ? નજ હોય. પણ આ વાતને માંસ ખાવામાં લુબ્ધ-આસક્ત થયેલો પુરૂષ જાણી શકતો નથી. કદાચ જાણતો હોય તો પણ તે તેના નિષેધ માટે ઉપદેશ આપી શકે જ નહિં. ૧૭.

मांसाशनान्नरक एव ततः स देव-
स्तल्लोलुपं हरिनृपं कृतवान् सरोषः।
किं पाकपेशलतराशनदत्ततृष्णे,
किंपाकभोजिनि मृतेरपि संशयोऽस्ति ? ॥ १८ ॥

कर्पूरप्रकर सटीक, श्लोक १०८.

માંસનું ભક્ષણ કરવાથી નરક જ મળે છે, અને તેટલા જ માટે પૂર્વના વેરને લીધે રોષયુક્ત એવા દેવતાએ હરિનૃપતિને, તે-માંસમાં લોલુપ કર્યો હતો. દ્રષ્ટાંત કહે છે કે, પક્વપણાથી મનોહર ભક્ષ્ય વસ્તુને વિષે અતિ લાલચુ બનેલા એવા, કિંપાકના ફળનું ભોજન કરનારાને વિષે શું મરણનો સંશય રહે છે ? અર્થાત્ તે અવશ્ય મરે છે. ૧૮.

स्नेहो दयाऽपि हृदि काऽऽमिषलोलुपानां ?,
किं चिल्लणाऽपि पतिमांसदलानि नैच्छत् ? ।
नाश्नाति किं निजकुटुंबमपि द्विजिह्वी ?,
स्थानं स्वमन्यदपि किं दहतीह नाग्निः ? ॥ १९ ॥

कर्पूरप्रकर सटीक, श्लोक १०९.

માંસને વિષે લોલુપ એવા પ્રાણીઓના હૃદયને વિષે સ્નેહ કે દયા ક્યાંથી હોય ? શું ચિલ્લણા જેવી પટ્ટરાણીએ પણ પોતાના પતિ-શ્રેણિકરાજાના માંસની ઈચ્છા નહોતી કરી ? દ્રષ્ટાંત કહે છે કે-સાપણ શું પોતાના કુટુંબ-બચ્ચાંઓનું નથી ભક્ષણ કરતી ? અથવા તો અગ્નિ શું પોતાના અને પરના સ્થાનને નથી બાળતો ? અર્થાત્ સાપણ પોતાના કુટુંબનું

ભક્ષણ કરે છે, અને અગ્નિ પોતાના તથા પરના સ્થાનને બાળે છે. ૧૯.

मांसादनात्प्रणश्यंति, देहश्रीः सुमतिः सुखम् ।
शौचं सत्यं यशः पुण्यं, श्रद्धा-विश्वास-सद्गतिः ॥२०॥

हिंगुलप्रकरण, मांसप्रक्रम, श्लोक १.

માંસ ભક્ષણ કરવાથી શરીરની શોભા, ઉત્તમ બુદ્ધિ, સુખ, ત્યાગ-પવિત્રતા, સત્ય, યશ, પુણ્ય, શ્રદ્ધા, વિશ્વાસ તથા ઉત્તમ ગતિ નાશ પામે છે. ૨૦.

मांसादनाज्जनानां हि, जायते विभ्रमो ध्रुवम् ।
निर्दयत्वमशोच्यं च, दुर्धीर्दुःखपरंपरा ॥ २१ ॥

हिंगुलप्रकरण, मांसप्रक्रम, श्लोक २.

માંસ ભક્ષણથી માણસોને ખરેખર વિભ્રમ-ભ્રાંતિ, નિર્દયપણું, અપવિત્રપણું, દુર્બુદ્ધિ, તથા દુઃખોની શ્રેણિઓ પ્રાપ્ત થાય છે. ૨૧.

प्रपश्यंति पशून् यत्र, मनस्तत्र प्रवर्तते ।
रागता मांसपुष्टे स्याद्, दुर्बलत्वे विरागता ॥ २२ ॥

हिंगुलप्रकरण, मांसप्रक्रम, श्लोक ३.

માંસ લુબ્ધ માણસ જ્યાં પશુઓને જુએ છે, ત્યાં તેનું મન તેમાં પ્રવર્તે છે, જે પશુ માંસથી પુષ્ટ થએલું હોય તેના પર તેનો રાગ બંધાય છે તથા જે પશુ દુર્બલ હોય તેના પ્રત્યે તેને વિરાગપણું-અરૂચિ થાય છે.૨૨.

पापकर्मघटे पूर्णे रौद्रध्यानवशंगते ।
मांसभुग् मरणं प्राप्य, व्यथां सहते दुर्गतेः ॥ २३ ॥

हिंगुलप्रकरण, मांसप्रक्रम, श्लोक ४.

માંસ ભક્ષણ કરનારો માણસ, તેના પાપ કર્મોનો ઘડો ભરાઇ જવાથી રૌદ્ર ધ્યાનને વશ થઈ મૃત્યુ પામીને નરકની વેદના સહન કરે છે—નરકમાં જાય છે. ૨૩.

सा रेवती या नरके प्रविष्टा, मांसादनाद् भीमकुकर्मकर्त्री ।
श्रीश्रेणिकेनापि पलाशनाच्च, प्राप्ता हि पीडा नरकस्य तीव्रा ॥२४॥

हिंगुलप्रकरण, मांसप्रक्रम, श्लोक ५.

ભયંકર કુકર્મ કરનારી તે પ્રસિદ્ધ રેવતીને માંસ ભક્ષણથી નરકમાં પ્રવેશ કરવો પડ્યો; અને શ્રી શ્રેણિક રાજાએ પણ માંસભક્ષણથી નરકની ભયંકર પીડા મેળવી. ૨૪.

तिल–सर्षपमात्रं तु मांसं यो भक्षयेन्नरः ।
स एव नरकं याति यावच्चन्द्र–दिवाकरौ ॥ २५ ॥

महाभारत, शान्तिपर्व, अ० १४, श्लोक ३१.

જે માણસ તલ કે સરસવના દાણા જેટલું પણ માંસ ખાય છે, તે માણસ આ પૃથ્વીપર જ્યાં સુધી સૂર્ય ચંદ્ર છે ત્યાં સુધી નરકમાં જઈને રહે છે. ૨૫.

यस्तु मत्स्यानि मांसानि, भक्षयित्वा प्रपद्यते ।
अष्टादशापराधं च, कल्पयामि वसुन्धरे ! ॥ २६ ॥

वराहपुराण, अ० ११७, श्लो० २१.

વરાહ કહે છે કે–હે પૃથ્વી ! જે માણસ મત્સ્ય–માછલાંને કે માંસને ખાઇને મારી પાસે આવે છે, તેને હું અઢાર દોષવાળો ગણું છું. ૨૬.

मांसाशिनश्च दृश्यन्ते, रोगार्त्ता भृशदुर्बलाः ।
अमांसादा नीरोगाश्च, बलवन्तः सुखान्विताः ॥ २७ ॥

इतिहास समु०, अ० २७, श्लो० १०.

માંસ ખાનારા ઘણા મનુષ્યો રોગીષ્ઠ અને અત્યંત દુર્બળ જોવામાં આવે છે, તથા માંસ નહિં ખાનારા મનુષ્યો નીરોગી, બળવાન અને સુખી જોવામાં આવે છે. તેથી માંસ ખાવું યોગ્ય નથી. ૨૭.

### માંસના ત્યાગનું ફળ—

यावज्जीवं तु यो मांसं, विषवत् परिवर्जयेत् ।
वसिष्ठो भगवानाह, स्वर्गलोकं स गच्छति ॥ २८ ॥

इतिहास समु०, अ० २७, श्लो० २९.

પૂજ્ય વસિષ્ઠ ઋષિ કહે છે કે જે મનુષ્ય જીવિત પર્યંત વિષની જેમ માંસનો સર્વથા ત્યાગ કરે છે, તે મનુષ્ય સ્વર્ગલોકમાં જાય છે. ૨૮.






## હિંસાથી ધર્મ નજ થાય.

प्राणिघातात्तु यो धर्ममीहते मूढमानसः ।
स वाञ्छति सुधावृष्टिं, कृष्णाहिमुखकोटरात् ॥ १ ॥

व्यास.

જે મૂઢ મનવાળો મનુષ્ય, પ્રાણીઓને મારવાથી ધર્મને ઇચ્છે છે–ધર્મ થાય એમ માને છે; તે મનુષ્ય કૃષ્ણસર્પના મુખરૂપી વિવર–છિદ્રમાંથી અમૃતની વૃષ્ટિને ઇચ્છે છે એમ જાણવું. માટે યજ્ઞમાં પશુઓનો હોમ કરવાથી કે દેવ–દેવીઓ પાસે પશુઓનું બલિદાન દેવાથી કોઇ દિવસ ધર્મ–પુણ્ય થાય જ નહિં. ૧.

## યજ્ઞની હિંસાથી સ્વર્ગ નથી મળતું.

वृक्षांश्छित्वा पशून् हत्वा, कृत्वा रुधिरकर्दमम् ।
दग्ध्वा वह्नौ तिलाज्यादि, चित्रं स्वर्गोऽभिलष्यते ॥२॥

स्कन्द पुराण, अ० ५८.

વૃક્ષોને છેદીને, પશુઓને હણીને, રૂધિર–લોહીનો કાદવ કરીને તથા અગ્નિમાં તલ, ઘી વિગેરે બાળીને જે સ્વર્ગ મેળવવાની ઇચ્છા કરાય છે તે મોટા આશ્ચર્યની વાત છે. ૨.

**यूपं छित्वा पशुन् हत्वा, कृत्वा रूधिरकर्दमान् ।**
**यद्येवं गम्यते स्वर्गे, नरके केन गम्यते ? ॥ ३ ॥**

महाभारत, शान्तिपर्व, अ० १०, श्लोक ११.

યૂપ ( યજ્ઞસ્તંભ ) ને છેદીને, પશુઓને હણીને તથા લોહીનો કાદવ કરીને જો આ પ્રમાણે સ્વર્ગે જવાતું હોય તો નરકમાં કોણ જશે ? અર્થાત્ કોઈ નહિં જાય. તાત્પર્ય એ છે કે–યજ્ઞને ઉદ્દેશીને પણ કરેલી હિંસા હિંસા જ છે, તેથી પણ નરકે જ જવું પડે છે. ૩.

**नाहं स्वर्गफलोपभोगतृषितो नाभ्यर्थितस्त्वं मया,**
**सन्तुष्टस्तृणभक्षणेन सततं साधो ! न युक्तं तव ।**
**स्वर्गे यान्ति यदि त्वया विनिहता यज्ञे ध्रुवं प्राणिनो,**
**यज्ञं किं न करोषि मातृ–पितृभिः पुत्रैस्तथा बान्धवैः ? ॥४॥**

धनपाल काव्य, सर्ग ७, श्लो० १६.

ભોજરાજાએ ધનપાળ કવિને પુછયું કે–આ યજ્ઞમાં હોમવા માટે બકરો બાંધ્યો છે, તે શું બોલે છે ? ત્યારે ધનપાળે કહ્યું કે–તે આ પ્રમાણે બોલે છે:–હું સ્વર્ગના ફળના ઉપભોગને માટે તરસ્યો ( ઇચ્છાવાળો ) નથી, તથા મેં તારી પાસે 'મને યજ્ઞમાં હોમજે' એવી પ્રાર્થના પણ કરી નથી, વળી હે સારા રાજા ! હું નિરંતર તૃણનું ભક્ષણ કરીને સંતોષ માનું છું. માટે તારે મને મારવો યોગ્ય નથી. વળી જો યજ્ઞમાં તેં હણેલા પ્રાણીઓ કદાચ સ્વર્ગે જતા હોય તો તારા માતા, પિતા, પુત્ર અને બાંધવો

વડે કેમ યજ્ઞ કરતો નથી ? અર્થાત્ તેઓનો યજ્ઞમાં હોમ કરીને તેમને સ્વર્ગમાં કેમ મોકલતો નથી ? ૪.

निहतस्य पशोर्यज्ञे, स्वर्गप्राप्तिर्यदीष्यते ।
स्वपिता यजमानेन, किं न तस्मिन्निहन्यते ? ॥ ५ ॥

જો યજ્ઞમાં હણેલા પશુને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એમ ઇચ્છાતું–મનાતું હોય, તો યજ્ઞ કરનાર પુરૂષ પોતાના પિતાને તે યજ્ઞમાં કેમ નથી હણતો ? પોતાનો પિતા પણ સ્વર્ગે જશે. ૫.

સૌ કોઇ દુર્બલને મારે છે—

अश्वं नैव गजं नैव, व्याघ्रं नैव च नैव च ।
अजापुत्रं बलिं दद्याद्, दैवो दुर्बलघातकः ॥ ६ ॥

नैपध; याज्ञवल्क्य स्मृति, श्लो० १०७.

યજ્ઞમાં અશ્વનું બળિદાન દેતા નથી, હાથીનું દેતા નથી, તેમજ વાઘ વિગેરેનું પણ દેતા નથી, માત્ર અજાપુત્ર–બકરાનું બલિદાન દેવાય છે. તો વિધાતા–વિધિ દુર્બળનો જ ઘાત કરનાર છે એમ સિદ્ધ થાય છે. ૬.

यज्ञार्थं पशवः स्रष्टा, यदीति वदति स्मृतिः ।
तन्मांसमश्नतः स्मार्त्ता, वारयन्ति न किं नृपान् ? ॥७॥

स्कन्द पुराण, अ० ५८.

જો યજ્ઞને માટે પશુઓ સરજ્યા છે એમ સ્મૃતિ કહેતી હોય–સ્મૃતિના ગ્રંથમાં કહ્યું હોય, તો તે સ્મૃતિના રચનારાઓ

માંસ ખાનારા રાજાઓને કેમ નિષેધ કરતા નથી ? રાજાઓ યજ્ઞ વિના પણ માંસ ખાય છે, તેમને માંસ ખાતા અટકાવ્યા કેમ નહિં ? ૭.

ભાવયજ્ઞ—

सर्वसङ्गान् पशून् कृत्वा, ध्यानाग्नावाहुतिं क्षिपेत् ।
कर्माणि समिधश्चैव, यागोऽयं सुमहाफलः ॥ ८ ॥

तत्त्वामृत, श्लो० २५७.

સર્વ સંગ–મમત્વભાવને પશુરૂપ કરીને તેની ધ્યાનરૂપી અગ્નિમાં આહુતિ આપવી–હોમ કરવો, તથા તેમાં કર્મરૂપી લાકડાંઓ નાંખવા, આવા પ્રકારનો યજ્ઞ મોટા ફળને આપનારો થાય છે. ૮.

रायसूयसहस्राणि,अश्वमेधशतानि च ।
अनन्तभागतुल्यानि, न स्युस्तस्य कदाचन ॥९॥

तत्त्वामृत, श्लो० २५८.

હજારો રાજસુય યજ્ઞો અને સેંકડો અશ્વમેધ યજ્ઞો કર્યા હોય તોપણ તે આ ભાવયજ્ઞના અનંતમા અંશની તુલ્ય પણ કદાપિ થતા નથી. ૯.

सत्यं यूपं तपो ह्यग्निः, क्रमाणि समिधो मम ।
अहिंसामाहुतिं दद्याद्, एष यज्ञः सतां मतः ॥१०॥

दान चन्द्रिका, श्लो० ७९.

મારે સત્યરૂપી યૂપ ( યજ્ઞસ્તંભ ) છે, તપરૂપી અગ્નિ છે અને કર્મરૂપી સમિધ ( કાષ્ઠ ) છે, તેમાં અહિંસારૂપી ઘીની આહુતિ દેવી. આવો યજ્ઞ સત્પુરૂષોને માન્ય છે. ૧૦.

ध्यानाग्नौ जीवकुण्डस्थे, दममारुतदीपिते ।
असत्कर्मसमित्क्षेपैरग्निहोत्रं कुरूत्तमम् ॥ ११ ॥

व्यास; देवी भागवत, स्कन्ध ७, अ० १६, श्लो० ३४.

જીવરૂપી કુંડમાં રહેલા અને દમરૂપી વાયુએ સળગાવેલા-તેજ કરેલા ધ્યાનરૂપી અગ્નિને વિષે અસત્કર્મ-અશુભ કર્મરૂપી સમિધ-લાકડાં નાખીને તું ઉત્તમ અગ્નિહોત્ર કર. ૧૧.

कषायपशुभिर्दुष्टैर्धर्मकामार्थनाशकैः ।
शममन्त्रहतैर्यज्ञं, विधेहि विहितं बुधैः ॥ १२ ॥

व्यास; देवी भागवत, स्कं० ९, अ० ११, श्लो० ४३.

ધર્મ, અર્થ-દ્રવ્ય અને કામને નાશ કરનારા દુષ્ટ કષાય (ક્રોધ, માન, માયા, લોભ વિગેરે) રૂપી પશુઓને શમતારૂપી મંત્રવડે હણીને તે વડે તું પંડિતોએ કરેલા યજ્ઞને કર. ૧૨.

ज्ञानपालीपरिक्षिप्ते, ब्रह्मचर्य-दयाऽम्भसि ।
स्नात्वाऽतिविमले तीर्थे, पापपङ्कापहारिणि ॥ १३ ॥

व्यास; कूर्म पुराण, अ० ३१, श्लो० ७५.

જેની ચોતરફ જ્ઞાનરૂપી પાળ બાંધેલી છે, જેમાં બ્રહ્મચર્ય અને દયારૂપી જળ રહેલું છે, અને જે પાપરૂપી કાદવ-મેલનો નાશ કરનાર છે, એવા અતિ નિર્મળ તીર્થમાં સ્નાન કરીને-તું સ્નાન કર અને પછી ભાવ યજ્ઞ કર. ૧૩.



# सत्य ( ७ )

સત્યનું સ્વરૂપ—

प्रियं पथ्यं वचस्तथ्यं, सूनृतव्रतमुच्यते ।
तत्तथ्यमपि नो तथ्यमप्रियं चाहितं च यत् ॥ १ ॥

त्रि. श. पु. चरित्र, पर्व १, स० ३, श्लो० ६२३.

પ્રિય, હિતકારક અને સત્ય એવું વચન બોલવું તે સત્યવ્રત કહેવાય છે. પરંતુ જે વચન અપ્રિય અને અહિતકારક હોય તે વચન સત્ય હોય તો પણ તે સત્ય નથી—અસત્ય જ છે. ૧.

सत्यस्य वचनं श्रेयः, सत्यादपि हितं वदेत् ।
यद्भूतहितमत्यन्तमेतत् सत्यं मतं मम ॥ २ ॥

महाभारत, शांति पर्व, अ० ३३७, श्लो० १३.

જે સત્ય વચન છે તે કલ્યાણકારક છે. સત્ય કરતાં પણ હિત-કારક વચન બોલવું યોગ્ય છે. કેમકે જે વચન પ્રાણીઓને અત્યંત હિતકારક હોય તેવા વચનને મેં ( ભગવાને ) સત્ય માનેલું છે. ૨.

उक्तेऽनृते भवेद्यत्र, प्राणिनां प्राणरक्षणम् ।
अनृतं तत्र सत्यं स्यात्, सत्यमप्यनृतं भवेत् ॥ ३ ॥

महाभारत, विराट पर्व, अ० ३४, श्लो० १०.

જ્યાં અસત્ય વચન બોલવાથી પ્રાણીઓના પ્રાણનું રક્ષણ થતું હોય ત્યાં તે અસત્ય વચન સત્યરૂપ થાય છે, અને પ્રાણીની હિંસા થતી હોય એવું સત્ય વચન પણ અસત્ય છે. ૩.

**ચાર પ્રકારનું સત્ય—**

> अविसंवादनयोगः, काय–मनो–वागजिह्मता चैव ।
> सत्यं चतुर्विधं तच्च, जिनवरमतेऽस्ति नान्यत्र ॥ ४ ॥

प्रशमरति प्रकरण, श्लो० १७४.

પૂર્વાપર અવિરૂદ્ધ વચનનો ઉચ્ચાર કરવો અને તન મન વચનની એકતા–અકુટિલતા આદરવી, એમ આ ચાર પ્રકારનું સત્ય શ્રી જિનેશ્વર શાસનમાં કહ્યું છે, અન્યત્ર કહેલું નથી. ૪.

**અવાસ્તવિક સત્ય—**

> न सत्यमपि भाषेत, परपीडाकरं वचः ।
> लोकेऽपि श्रूयते यस्मात्, कौशिको नरकं गतः ॥ ५ ॥

योगशास्त्र, द्वितीय प्रकाश, श्लोक ६१.

સત્ય છતાં પણ જે વચન પરને પીડા કરનારૂં હોય તેવું વચન બોલવું નહિં. કેમકે લોકમાં સંભળાય છે કે તેવું વચન બોલવાથી કૌશિક નામનો તાપસ નરકે ગયો. ૫.

**સત્યની શ્રેષ્ઠતા—**

> अग्निना सिच्यमानोऽपि, वृक्षो वृद्धिं न चाप्नुयात् ।
> तथा सत्यं विना धर्मः, पुष्टिं नायाति कर्हिचित् ॥ ६ ॥

हिंगुल प्रकरण, मृषावाद प्रक्रम, श्लो० ३.

જેમ અગ્નિથી સિંચન કરાતું વૃક્ષ વૃદ્ધિ પામતું નથી ( ઉલટું બળી જાય છે ), તેમ સત્ય વિના-અસત્યથી ધર્મની પુષ્ટિ કદાપિ થતી નથી ( ઉલટો ધર્મનો નાશ થાય છે ). ૬.

सत्ये प्रतिष्ठिता लोकाः, धर्मः सत्ये प्रतिष्ठितः ।
सत्ये प्रतिष्ठितं ज्ञानं, सर्वं सत्ये प्रतिष्ठितम् ॥ ७ ॥

महाभारत, शांति पर्व, अ० ३९, श्लो० २८.

સર્વ લોક-પૃથ્વીઓ સત્યને વિષે રહેલ છે-સત્યને આધારે રહેલ છે, ધર્મ પણ સત્યને વિષે રહેલો છે, જ્ઞાન પણ સત્યને વિષે રહેલું છે, અને સર્વ કોઇ પદાર્થ સત્યને વિષે જ રહેલા છે. ૭.

नास्ति सत्यात् परो धर्मो, नानृतात् पातकं परम् ।
स्थितिर्हि सत्यं धर्मस्य, तस्मात्सत्यं न लोपयेत् ॥ ८ ॥

महाभारत, शांति पर्व, अ० १५९, श्लो० २४.

સત્યથી બીજો કોઇ શ્રેષ્ઠ ધર્મ નથી, અને અસત્યથી બીજું કોઈ મોટું પાપ નથી, ધર્મની સ્થિતિ સત્ય જ છે, તેથી સત્યનો લોપ કરવો નહિં. ૮.

अश्वमेधसहस्रं च, सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राद्धि, सत्यमेव विशिष्यते ॥ ९ ॥

महाभारत, शांति पर्व, अ० १५९, श्लो० २६.

એક બાજુ હજાર અશ્વમેધ યજ્ઞો અને બીજી બાજુ સત્ય એ બન્નેને ત્રાજવામાં નાંખ્યા હોય તો તેમાં હજાર અશ્વમેધ યજ્ઞોથી સત્યનું પુણ્ય વધારે થાય છે. ૯.

सर्ववेदाधिगमनं, सर्वतीर्थावगाहनम् ।
सत्यं च वदतो राजन् !, समं वा स्यान्न वा समम् ॥ १० ॥

कुमारपाल प्रबंध, ( आ० सभा ) पृ० ८१, श्लोक ३. ❀

હે ભૂપતિ ! બધા વેદોનો અભ્યાસ કરવાથી તથા બધાં તીર્થોમાં જઈને સ્નાન કરવાથી જે પુણ્ય ઉપાર્જન થાય છે તે બધું પુણ્ય, સત્ય બોલનારના પુણ્યની બરાબર થાય છે, અથવા બરાબર નથી પણ થતું. અર્થાત્ સત્ય બોલવાથી ઉત્પન્ન થતું પુણ્ય બીજાં બધાં પુણ્યો કરતાં વધી જાય છે. ૧૦.

सत्येन धार्यते पृथ्वी, सत्येन तपते रविः ।
सत्येन वायवो वान्ति, सर्वं सत्ये प्रतिष्ठितम् ॥ ११ ॥

चाणक्य नीति, अ० ५, श्लोक १९.

સત્યથી પૃથ્વી ધારણ કરાય છે એટલે નિરાધાર રહેલી છે, સત્યથી સૂર્ય તપે છે એટલે પ્રકાશ આપી રહ્યો છે, સત્યથી વાયુ નિરંતર વાય છે, ઘણું શું કહેવું ? સત્યને વિષે જ સર્વ રહેલું છે. ૧૧.

## સત્યવાદીની શ્રેષ્ઠતા—

अलीकं ये न भाषन्ते, सत्यव्रतमहाधनाः ।
धात्री पवित्रीक्रियते, तेषां चरणरेणुभिः ॥ १२ ॥

धर्म परीक्षा, ( आ० सभा ) पृ० ५८. ❀

જેની પાસે સત્યવ્રતરૂપી મહા ધન છે એવા જે પુરૂષો

અસત્ય વચન બોલતા નથી, તેમના ચરણની રજ વડે આ પૃથ્વી પવિત્ર કરાય છે. ૧૨.

## સત્ય વચનથી થતા ફાયદા—

विश्वासायतनं विपत्तिदलनं देवैः कृताराधनम्,
मुक्तेः पथ्यदनं जलाग्निशमनं व्याघ्रोरगस्तम्भनम् ।
श्रेयःसंवननं समृद्धिजननं सौजन्यसञ्जीवनं,
कीर्त्तेः केलिवनं प्रभावभवनं सत्यं वचः पावनम् ॥१३॥

सिन्दूर प्रकरण, श्लोक २९.

પવિત્ર એવું સત્ય વચન વિશ્વાસનું ઘર છે, વિપત્તિને દળી નાંખનાર છે, દેવોએ આરાધેલું છે, મુક્તિના માર્ગમાં ભાતું છે, જળ અને અગ્નિના ભયને શમાવનારૂં છે, વાઘ અને સર્પને સ્તંભન કરનારૂં છે, કલ્યાણનું વશીકરણ છે, સમૃદ્ધિને ઉત્પન્ન કરનાર છે, સુજનપણાને જીવાડનાર છે, કીર્ત્તિને ક્રીડા કરવાનું વન છે, અને પ્રભાવનું ઘર છે. માટે હમેશાં સત્ય જ બોલવું જોઈએ. ૧૩.

तस्याऽग्निर्जलमर्णवः स्थलमरिर्मित्रं सुराः किंकराः,
कान्तारं नगरं गिरिर्गृहमहिर्माल्यं मृगारिर्मृगः ।
पातालं बिलमस्त्रमुत्पलदलं व्यालः शृगालो विषं,
पीयूषं विषमं समं च वचनं सत्याञ्चितं वक्ति यः ॥१४॥

सिन्दूर प्रकरण, श्लोक ३२.

જે પુરૂષ સત્યયુક્ત વચન બોલે છે, તેને અગ્નિ જળ જેવો થાય છે, સમુદ્ર સ્થળ જેવો થાય છે, શત્રુ મિત્ર જેવો થાય છે, દેવો કિંકર જેવા થાય છે, અરણ્ય નગર જેવું થાય છે, પર્વત ઘર જેવો થાય છે, સર્પ માળા જેવો થાય છે, સિંહ મૃગ જેવો થાય છે, પાતાળ નાના બિલ જેવું થાય છે, શસ્ત્ર કમળની પાંખડી જેવું થાય છે, મદોન્મત્ત હાથી શીયાળ જેવો થાય છે, વિષ અમૃત જેવું થાય છે, અને વિષમ-કઠણ કાર્ય સમાન-સહેલા કાર્ય જેવું થાય છે. ૧૪.





# असत्य—मृषावाद ८

અસત્યનું સ્વરૂપ—

कामाल्लोभाद्भयात्क्रोधात्, साक्षि—वादात्तथैव च ।
मिथ्या वदति यत्पापं, तदसत्यं प्रकीर्तितम् ॥ १ ॥

मानसोल्लास, अ० १, श्लो० ३५.

કામથી, લોભથી, ભયથી, ક્રોધથી, સાક્ષી પૂરવાથી, વાદ-વિવાદ કરવાથી તથા મિથ્યા—નકામું જે પાપવાળું (જેનાથી કર્મબંધ થાય તેવું અર્થાત્ બીજાને અહિતકારક) વચન બોલવું, તે અસત્ય કહ્યું છે. ૧.

देवतासन्निधौ वाक्यं, ब्रूते शपथपूर्वकम् ।
तद्द्वयोल्ल( यं ल )ङ्घ्यते मोहात्तच्चासत्यं प्रकीर्त्तितम् ॥२॥

मानसोल्लास, अ० १, श्लो० ३६.

દેવતાની સમીપે રહીને જે વચન બોલ્યા હોઈએ, અથવા સોગનપૂર્વક જે વચન બોલ્યા હોઈએ, તે બન્નેનું મોહને લીધે જે ઉલ્લંઘન કરવું, તે અસત્ય વચન કહ્યું છે. ૨.

ચાર પ્રકારનું અસત્ય—

अभूतोद्भावनं चाद्यं, द्वितीयं भूतनिह्नवम् ।
अर्थान्तरं तृतीयं च, गर्हा नाम चतुर्थकम् ॥ ३ ॥

एतच्चतुर्विधासत्यं, श्वभ्रादिदुःखहेतुकम् ।
ज्ञात्वाऽनृतं व्रतं ग्राह्यं, येनातिसौख्य–वैभवम् ॥ ४ ॥

उपदेश प्रा०, भा० १, स्तम्भ ६, व्या० ७६.

અસત્ય ચાર પ્રકારનું છે. તેમાં પહેલું અભૂતોદ્દ્ભાવન એટલે ન હોય તે કહેવું તે, બીજું ભૂતનિન્હવ એટલે સત્ય વસ્તુને છુપાવવી તે, ત્રીજું અર્થાંતર એટલે પદાર્થના ખરા સ્વરૂપને છુપાવી બીજું કલ્પિત સ્વરૂપ કહેવું તે, અને ચોથું ગર્હા એટલે નિંદા કરતાં અસત્ય બોલવું તે. આ ચારે પ્રકારનું અસત્ય નરકાદિક દુઃખનું કારણ છે. એમ જાણીને અસત્યના ત્યાગરૂપ આ બીજું વ્રત ગ્રહણ કરવું કે જેથી અતિ સુખ અને વૈભવ પ્રાપ્ત થાય. ૩–૪.

બે પ્રકારનું અસત્ય—

सूक्ष्म–बादरभेदाभ्यां, मृषावादं द्विधा स्मृतम् ।
तीव्रसंकल्पजं स्थूलं, सूक्ष्मं हास्यादिसंभवम् ॥ ५ ॥

उपदेश प्रा०, भा० १, स्तम्भ ६, व्या० ७५.

સૂક્ષ્મ અને બાદર એ બે ભેદ વડે મૃષાવાદ બે પ્રકારનો કહ્યો છે. તેમાં જે તીવ્ર સંકલ્પથી મૃષાવાદ થાય તે સ્થૂલ–બાદર કહેવાય છે, અને હાસ્યાદિકથી જે મૃષા–અસત્ય બોલાય તે સૂક્ષ્મ મૃષાવાદ કહેવાય છે. ૫.

સ્થૂલ અસત્ય—

कन्या–गो–भूम्यलीकानि, न्यासापहरणं तथा ।
कूटसाक्ष्यं च पञ्चेति, स्थूलासत्यानि संत्यजेत् ॥ ६ ॥

त्रि० श० पु० चरित्र, पर्व १, स० ३, श्लो० ६३१.

કન્યા સંબંધી, ગાય સંબંધી અને ભૂમિ સંબંધી જુઠું બોલવું તથા થાપણ ઓળવવી અને ખોટી સાક્ષી પૂરવી, આ પાંચ પ્રકારનાં સ્થૂલ-મોટાં અસત્યનો ગૃહસ્થોએ અવશ્ય ત્યાગ કરવો. ૬.

### અસત્યનો નિષેધ—

सर्वलोकविरुद्धं यद्, यद् विश्वसितघातकम् ।
यद्विपक्षश्च पुण्यस्य, न वदेत् तदसूनृतम् ॥ ७ ॥

योगशास्त्र, द्वितीय प्रकाश, श्लो० ५५.

જે અસત્ય વચન સર્વ લોકોને વિરૂદ્ધ છે, જે વિશ્વાસી મનુષ્યનો ઘાત કરનારૂં છે, અને જે પુણ્યનો શત્રુ છે, તેવું અસત્ય વચન કદાપિ બોલવું નહિં. ૭.

### અસત્યની નિષ્ફળતા—

याऽरण्ये रोदनात् सिद्धिर्या सिद्धिः क्लीबकोपनात् ।
कृतघ्नसेवनात् सिद्धिः, सा सिद्धिः कुटभाषणात् ॥ ८ ॥

हिंगुल प्रक०, मृषावाद प्रक्रम, श्लो० २.

અરણ્યમાં રૂદન કરવાથી જે સિદ્ધિ થાય, નપુંસકના ક્રોધથી જે સિદ્ધિ થાય, અને કૃતઘ્નીની સેવાથી જે સિદ્ધિ થાય, તેવી સિદ્ધિ અસત્ય વચનથી થાય છે, અર્થાત્ કોઇની કાંઇ પણ સિદ્ધિ થતી નથી. ૮.

### અસત્યની અધમતા—

एकत्रासत्यजं पापं, पापं निःशेषमन्यतः ।
द्वयोस्तुलाविधृतयोराद्यमेवातिरिच्यते ॥ ९ ॥

योगशास्त्र, द्वि० प्र० श्लो० ६४ नी टीकानो श्लो० १०;

कुमारपाल प्रबन्ध, ( आ० सभा ) पृ० ८१, श्लो० १.

એક તરફ અસત્યથી ઉત્પન્ન થયેલું પાપ અને બીજી તરફ બીજાં સર્વ પાપ, એ બન્નેને ત્રાજવામાં નાંખીને તોળીયે તો પહેલું–અસત્યનું પાપ વધી જાય છે. ૯.

## સાત અસત્યવાદી—

वणिक् पण्याङ्गना दस्युर्द्यूतकृत् पारदारिकः ।
द्वारपालश्च कौलश्च, सप्तासत्यस्य मन्दिरम् ॥ १० ॥

उपदेश प्रा०, भा० १, स्तम्भ ६, व्या० ८९. *

વણિક, વેશ્યા, ચોર, જુગારી, પરસ્ત્રી લંપટ, દ્વારપાળ અને કૌલ એટલે તાંત્રિક મતવાળો આ સાત મનુષ્યો અસત્યનું ઘર છે–કેવળ અસત્યવાદી જ છે. ૧૦.

## અસત્યના દોષો—

घोरां दुर्गतिमेत्यलीकलवमप्यभ्यर्थितोऽपि ब्रुवन्,
वादे नारद–पर्वताख्यसुहृदोर्यद्वद्वसुर्भूपतिः ।
चक्रेऽर्चाविधुरो विरंचिरनृतात् केतक्यनिष्टा मृषा–
साक्ष्यात् किं न हरिर्भवेन महितः सत्यात्परीक्षाक्षणे ॥११॥

कर्पूर प्रकरण, श्लोक ३५.

અન્ય માણસે પ્રાર્થના કર્યા છતાં પણ કોઈ મનુષ્ય લેશમાત્ર પણ જુઠું બોલે તો તે ભયંકર દુર્ગતિ પામે છે. જેમ નારદ અને પર્વત એ બે મિત્રોના વિવાદમાં વસુરાજા અસત્ય બોલી દુર્ગતિ પામ્યો. દ્રષ્ટાંત કહે છે કે–શું મહાદેવે બ્રહ્માને જુઠું બોલવાથી અપૂજ્ય કર્યા નથી ? કેતકીને જુઠી

સાક્ષીથી અનિષ્ટ કરી નથી ? અને પરીક્ષાને અવસરે સત્ય વચન બોલવાથી વિષ્ણુને પૂજ્ય કર્યા નથી ? અર્થાત્ કર્યા છે. ૧૧.

पुण्यानां प्रकटप्रवासपटहः प्रस्थानसन्मंगलं,
माहात्म्यस्य यदत्र मन्त्र इव यत्कीर्त्तेः समुच्चाटने ।
आत्माऽपि स्वयमेव लज्जत इव प्रायो यदुच्चारणे,
तन्मुञ्चानृतमादृतः कुरु सखे ! सत्येन सत्यं मुखे ॥१२॥

संवेग द्रुम कन्दली, श्लोक १३.

હે સખે ! જે અસત્ય વચન પુણ્યોનો પ્રગટ રીતે પ્રવાસ કરાવવામાં પટહ ( ઢોલ ) રૂપ છે, જે મહાત્માપણાને પ્રયાણ કરાવવામાં ઉત્તમ મંગલરૂપ છે, જે કીર્તિનું ઉચ્ચાટન કરવામાં મંત્રરૂપ છે, અને જેનો ઉચ્ચાર કરવામાં પ્રાયે કરી આત્મા પોતે પણ શરમાતો હોય તેમ લાગે છે, તેવા અસત્ય વચનને છોડી દે, અને પ્રતિજ્ઞાથી મુખમાં સત્ય વચનને આદર પૂર્વક ગ્રહણ કર. ૧૨.

असत्यतो लघीयस्त्वमसत्याद्वचनीयता ।
अधोगतिरसत्याच्च, तदसत्यं परित्यजेत् ॥ १३ ॥

योगशास्त्र, द्वितीय प्रकाश, श्लोक० ५६.

અસત્ય બોલવાથી જગતમાં લઘુતા પ્રાપ્ત થાય છે, અસત્યથી નિંદા પ્રાપ્ત થાય છે અને અસત્યથી અધોગતિ ( નરકાદિ નીચ ગતિ ) પ્રાપ્ત થાય છે. તેથી અસત્યનો ત્યાગ કરવો યોગ્ય છે. ૧૩.

असत्यवचनं प्राज्ञः, प्रमादेनापि नो वदेत् ।
श्रेयांसि येन भज्यन्ते, वात्ययेव महाद्रुमाः ॥ १४ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लो० ५७.

ડાહ્યા માણસે પ્રમાદથી ( ભૂલથી ) પણ અસત્ય વચન બોલવું નહિં. કેમકે મહાવાયુવડે જેમ મોટા વૃક્ષો ભાંગી જાય છે તેમ અસત્યવડે કલ્યાણો ભાંગી જાય છે–પુણ્ય કર્મનો નાશ થાય છે. ૧૪.

असत्यवचनाद्वैर–विषादाप्रत्ययादयः ।
प्रादुःषन्ति न के दोषाः ?, कुपथ्याद्व्याधयो यथा॥१५॥

योगशास्त्र, द्वितीय प्रकाश, श्लो० ५८.

અસત્ય વચનથી વેર, ખેદ, અવિશ્વાસ વિગેરે ક્યા ક્યા દોષો ઉત્પન્ન થતા નથી ? જેમ કુપથ્યથી વ્યાધિઓ ઉત્પન્ન થાય છે, તેમ અસત્યથી સર્વ દોષો ઉત્પન્ન થાય છે. ૧૫.

निगोदेष्वथ तिर्यक्षु, तथा नरकवासिषु ।
उत्पद्यन्ते मृषावादप्रसादेन शरीरिणः ॥ १६ ॥
पारदारिक–दस्यूनामस्ति काचित् प्रतिक्रिया ।
असत्यवादिनः पुंसः, प्रतिकारो न विद्यते ॥ १७ ॥

योगशास्त्र, द्वितीय प्रकाश, श्लो० ५९–६०.

અસત્ય વસન બોલવાથી મનુષ્યો નિગોદને વિષે, તિર્યંચને વિષે તથા નારકીને વિષે ઉત્પન્ન થાય છે. ૧૬.

પરસ્ત્રી ગમન કરનારા અને ચોરી કરનારા મનુષ્યોનો કાંઇક પણ પ્રતિકાર ( પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ ) થઇ શકે છે, પરંતુ અસત્યવાદી પુરૂષનો પ્રતિકાર ( પાપથી મુક્ત થવાનો ઉપાય ) કાંઇ પણ નથી. ૧૭.

मन्मनत्वं काहलत्वं, मूकत्वं मुखरोगिता ।
वीक्ष्यासत्यफलं कन्यालीकाद्यसत्यमुत्सृजेत् ॥ १८ ॥

त्रि. श. पु. चरित्र, पर्व १, स० ३, श्लो० ६३.

બોબડું બોલવું, બોલતાં જીભ ઝલાય, મુંગાપણું પ્રાપ્ત થાય અને મુખને વિષે રોગ થાય, આ સર્વ અસત્ય બોલવાનું ફળ છે એમ જાણીને ગૃહસ્થોએ કન્યા સંબંધી વિગેરે પાંચે પ્રકારના અસત્યનો ત્યાગ કરવો. ૧૮.

मानाद्वा यदि वा लोभात्, क्रोधाद्वा यदि वा भयात्।
यो न्यायमन्यथा ब्रूते, स याति नरकं नरः ॥ १९॥

जैन पंचतंत्र, पृ० १९१, श्लो० ९७. ❋

માનથી, લોભથી, ક્રોધથી કે ભયથી જે માણસ ન્યાયને અન્યથા પ્રકારે-જુદી રીતે બોલે છે-અસત્ય બોલે છે, ખોટો ન્યાય કરે છે, તે પુરૂષ નરકે જાય છે. ૧૯.

असत्यमप्रत्ययमूलकारणं,
कुवासनासद्म समृद्धिवारणम् ।
विपन्निदानं परवञ्चनोर्जितं,
कृतापराधं कृतिभिर्विवर्जितम् ॥ २० ॥

सूक्तमु०, ( हिं० हं० ) पृ० १४६, श्लो० ३. ❋

અસત્ય વચન અવિશ્વાસનું મૂળ કારણ છે, ખરાબ વાસનાનું ઘર છે, સંપત્તિનો નાશ કરનાર છે, વિપત્તિનું કારણ છે, બીજા જનોને ઠગવાથી વિસ્તાર પામેલું છે, તથા સર્વ અપરાધને કરનારૂં છે. તેથી પંડિતોએ તેનો ત્યાગ કર્યો છે. ૨૦.

धर्महानिरविश्वासो, देहार्थव्यसनं तथा ।
असत्यभाषिणां निन्दा, दुर्गतिश्चोपजायते ॥ २१ ॥

उत्त० सू०, प्र० अ० २४ गाथानी भा० वि० कृत टीकामां.

અસત્યવાદી મનુષ્યોને ધર્મની હાનિ થાય છે, લોકોનો અવિશ્વાસ થાય છે, શરીર અને ધનનો નાશ થાય છે, લોકમાં નિંદા થાય છે અને પરભવમાં દુર્ગતિ થાય છે. ૨૧.

**મૃષાવાદીના પક્ષપાતનું ફળ—**

> असत्यवक्तुर्भुवि पक्षपातं,
> कुर्यान्न विद्वान् किल सङ्कटेऽपि ।
> तेन ध्रुवं हि वसुराजवत् स,
> इहापवादं नरकं परत्र ॥ २२ ॥

हिंगुल प्रक०; मृषावादप्रक्रम, श्लो० ४.

આ પૃથ્વી ઉપર વિદ્વાન પુરૂષે સંકટ આવે તો પણ અસત્ય બોલનારનો પક્ષપાત કદાપિ કરવો નહિ. કારણ કે અસત્ય બોલનારનો પક્ષ કરવાથી તે પુરૂષ વસુ નામના રાજાની જેમ અવશ્ય આ લોકમાં અપવાદ–નિંદાને અને પરલોકમાં નરકને પામે છે. ૨૨.



# अचौर्य (१)

## અચૌર્ય—અદત્તાદાન ત્યાગનું સ્વરૂપ—

अनादानमदत्तस्यास्तेयव्रतमुदीरितम् ।
बाह्यप्राणा नृणामर्थो, हरता तं हता हि ते ॥ १ ॥

त्रि० श० पु० च०, पर्व १०, स० ३, श्लो० ६२४.

સ્વામિએ નહિં આપેલી વસ્તુને જે ગ્રહણ ન કરવી તે અચૌર્ય વ્રત કહેવાય છે. ધન, મનુષ્યોના બાહ્ય પ્રાણ છે, તેથી તે ધનને હરણ કરનારાએ તેના તે પ્રાણો પણ હરણ કર્યા જ છે, એમ જાણવું. ૧.

## અચૌર્ય વ્રતથી થતા ફાયદા—.

परार्थग्रहणे येषां, नियमः शुद्धचेतसाम् ।
अभ्यायान्ति श्रियस्तेषां, स्वयमेव स्वयंवराः ॥ २ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लो० ७४.

શુદ્ધ ચિત્તવાળા જે પુરૂષોને પરધનને ગ્રહણ કરવાનો સર્વથા નિયમ—ત્યાગ છે, તે પુરૂષોની પાસે લક્ષ્મી—સંપદાઓ પોતાની મેળે જ સ્વયંવરા થઇને આવે છે. ૨.

स्वर्णादिकेऽप्यन्यधने पुरःस्थे,
सदा मनीषा दृषदीव येषाम् ।
संतोषपीयूषरसेन तृप्ता-
स्ते द्यां लभन्ते गृहमेधिनोऽपि ॥ ३ ॥

उपदेश प्रासाद, स्तम्भ ६, व्या० ६.

સુવર્ણ વિગેરે અન્યનું ધન પોતાની પાસે પડેલું હોય તો પણ તેમાં જે મનુષ્યોની પથ્થર જેવી બુદ્ધિ હોય–તે પરધનને પથ્થરરૂપ માનતા હોય, તે મનુષ્યો ગૃહસ્થાશ્રમમાં રહ્યા હોય તો પણ સંતોષરૂપી અમૃતરસથી તૃપ્ત થયેલા હોવાથી સ્વર્ગે જાય છે. ૩.

तमभिलषति सिद्धिस्तं वृणीते समृद्धि-
स्तमभिसरति कीर्त्तिर्मुञ्चते तं भवार्त्तिः ।
स्पृहयति सुगतिस्तं नेक्षते दुर्गतिस्तं,
परिहरति विपत्तं यो न गृह्णात्यदत्तम् ॥ ४ ॥

सिन्दूर प्रकरण, श्लो० ३३.

જે મનુષ્ય અદત્તને ગ્રહણ કરતો ન હોય, તેને સિદ્ધિ ઇચ્છે છે, તેને સમૃદ્ધિ વરે છે, કીર્તિ તેની પાસે આવે છે, સંસારની પીડા તેને છોડી દે છે, સુગતિ તેને ઇચ્છે છે, દુર્ગતિ તેની સન્મુખ જોતી નથી; અને વિપત્તિ તેનો ત્યાગ કરે છે. ૪.

अदत्तं नादत्ते कृतसुकृतकामः किमपि यः,
शुभश्रेणिस्तस्मिन् वसति कलहंसीव कमले ।




## અચૌર્ય—અદત્તાદાન ત્યાગનું સ્વરૂપ—

अनादानमदत्तस्यास्तेयव्रतमुदीरितम् ।
बाह्यप्राणा नृणामर्थो, हरता तं हता हि ते ॥ १ ॥

त्रि० श० पु० च०, पर्व १०, स० ३, श्लो० ६२४.

સ્વામિએ નહિં આપેલી વસ્તુને જે ગ્રહણ ન કરવી તે અચૌર્ય વ્રત કહેવાય છે. ધન, મનુષ્યોના બાહ્ય પ્રાણ છે, તેથી તે ધનને હરણ કરનારાએ તેના તે પ્રાણો પણ હરણ કર્યા જ છે, એમ જાણવું. ૧.

## અચૌર્ય વ્રતથી થતા ફાયદા—.

परार्थग्रहणे येषां, नियमः शुद्धचेतसाम् ।
अभ्यायान्ति श्रियस्तेषां, स्वयमेव स्वयंवराः ॥ २ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लो० ७४.

શુદ્ધ ચિત્તવાળા જે પુરૂષોને પરધનને ગ્રહણ કરવાનો સર્વથા નિયમ-ત્યાગ છે, તે પુરૂષોની પાસે લક્ષ્મી-સંપદાઓ પોતાની મેળે જ સ્વયંવરા થઇને આવે છે. ૨.

स्वर्णादिकेऽप्यन्यधने पुरःस्थे,
सदा मनीषा दृषदीव येषाम् ।
संतोषपीयूषरसेन तृप्ता-
स्ते द्यां लभन्ते गृहमेधिनोऽपि ॥ ३ ॥

उपदेश प्रासाद, स्तम्भ ६, व्या० ६.

સુવર્ણ વિગેરે અન્યનું ધન પોતાની પાસે પડેલું હોય તો પણ તેમાં જે મનુષ્યોની પથ્થર જેવી બુદ્ધિ હોય-તે પરધનને પથ્થરરૂપ માનતા હોય, તે મનુષ્યો ગૃહસ્થાશ્રમમાં રહ્યા હોય તો પણ સંતોષરૂપી અમૃતરસથી તૃપ્ત થયેલા હોવાથી સ્વર્ગે જાય છે. ૩.

तमभिलषति सिद्धिस्तं वृणीते समृद्धि-
स्तमभिसरति कीर्त्तिर्मुञ्चते तं भवार्त्तिः ।
स्पृहयति सुगतिस्तं नेक्षते दुर्गतिस्तं,
परिहरति विपत्तं यो न गृह्णात्यदत्तम् ॥ ४ ॥

सिन्दूर प्रकरण, श्लो० ३३.

જે મનુષ્ય અદત્તને ગ્રહણ કરતો ન હોય, તેને સિદ્ધિ ઇચ્છે છે, તેને સમૃદ્ધિ વરે છે, કીર્તિ તેની પાસે આવે છે. સંસારની પીડા તેને છોડી દે છે, સુગતિ તેને ઇચ્છે છે, દુર્ગતિ તેની સન્મુખ જોતી નથી, અને વિપત્તિ તેનો ત્યાગ કરે છે. ૪.

अदत्तं नादत्ते कृतसुकृतकामः किमपि यः,
शुभश्रेणिस्तस्मिन् वसति कलहंसीव कमले ।

विपत्तस्माद् दूरं व्रजति रजनीवाम्बरमणे-
र्विनीतं विद्येव त्रिदिव-शिवलक्ष्मीर्भजति तम् ॥५॥

सिन्दूर प्रकरण, श्लोक ३४.

જેણે પુણ્ય-સુકૃતને વિષે ઇચ્છા કરી છે એવો જે પુરૂષ કોઇનું કાંઈ પણ અદત્ત (માલીકના આપ્યા વિના) ગ્રહણ કરતો નથી, તેવા પુરૂષને વિષે કમળ ઉપર રાજહંસી વસે છે તેમ કલ્યાણની શ્રેણિ વસે છે, સૂર્યથી જેમ રાત્રિ દૂર જાય છે તેમ તેવા પુરૂષથી વિપત્તિ દૂર જાય છે અને વિનયવાળાને જેમ વિદ્યા ભજે છે-પ્રાપ્ત થાય છે, તેમ તેવા પુરૂષને સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મી ભજે છે-પ્રાપ્ત થાય છે. ૫.

यदा सर्वं परद्रव्यं, बहिर्वा यदि वा गृहे ।
अदत्तं नैव गृह्णाति, ब्रह्म संपद्यते तदा ॥ ६ ॥

बृहद् आह्निक, श्लो० ६७.

જ્યારે બહાર અથવા ઘરમાં રહેલા સર્વ પ્રકારના પરધનને તેના સ્વામીએ આપ્યા વિના મનુષ્ય ગ્રહણ ન જ કરે (ગ્રહણ ન જ કરવું એવી પ્રતિજ્ઞા કરે) ત્યારે તે મનુષ્ય બ્રહ્મજ્ઞાનને પામે છે, અથવા બ્રહ્મ-મોક્ષને પામે છે. ૬.



## चौर्य (१०)

### ચાર પ્રકારનું અદત્તાદાન*—

तदाद्यं स्वामिनाऽदत्तं, जीवादत्तं तथाऽपरम् ।
तृतीयं तु जिनादत्तं, गुर्वदत्तं तुरीयकम् ॥ १ ॥

उपदेश प्रा०, भा० २, पृ० १७०.

ચોરી ( અદત્તાદાન ) ચાર પ્રકારની છે. તેમાં વસ્તુના સ્વામીએ નહિ આપેલી વસ્તુ લેવી તે ૧, તે વસ્તુના જીવે નહિં આપેલું લેવું તે ૨, જિનેશ્વરે નહિં આપેલી ( અર્થાત્ નિષેધેલી ) વસ્તુ લેવી તે ત્રીજો પ્રકાર ૩ અને ગુરૂએ આપ્યા વિના—ગુરૂની આજ્ઞા વિના લેવું તે ચોથો પ્રકાર ૪. આ ચાર પ્રકારનું અદત્ત લેવું તે ચોરી છે. ( આ શ્લોક જૈન સાધુઓને ઉદ્દેશીને લખાયેલો છે. ) ૧.

### અદત્તાદાન નિષેધ—

पतितं विस्मृतं नष्टं, स्थितं स्थापितमाहितम् ।
अदत्तं नाददीत स्वं, परकीयं क्वचित्सुधीः ॥ २ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लो० ६६.

ડાહ્યા પુરૂષે; ધણીએ નહિં આપેલું પારકું ધન કોઇ ઠેકાણે પડી ગયેલું હોય, ભૂલી જવાયું હોય, નાશ પામેલું—ખોવાયેલું

* અદત્તાદાન=વસ્તુના માલિકે નહિં આપેલી વસ્તુ લેવી તે.

હોય, રહી ગયેલું હોય, સ્થાપન કરેલું હોય કે કોઇને ભળાવેલું હોય તે ગ્રહણ કરવું નહિં. ૨.

अयं लोकः परलोको, धर्मो धैर्यं धृतिर्मतिः ।
मुष्णता परकीयं स्वं, मुषितं सर्वमप्यदः ॥ ३ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लो० ६७.

પારકું ધન ચોરતા પુરૂષે તેનો આ ભવ, પરભવ, ધર્મ, ધૈર્ય, ધૃતિ અને બુદ્ધિ એ સર્વને પણ ચોરી લીધું છે એમ જાણવું. એકલું ધન જ ચોર્યું છે એમ નહિં. ( અહિં ધૈર્ય એટલે આપત્તિમાં પણ મુંઝાવું નહિં તે, અને ધૃતિ એટલે સ્વસ્થતા–ચિત્તની નિર્મળતા. ) ૩.

एकस्यैकं क्षणं दुःखं, मार्यमाणस्य जायते ।
सपुत्र–पौत्रस्य पुनर्यावज्जीवं हृते धने ॥ ४ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लो० ६८.

હિંસા કરવામાં જેની હિંસા થાય છે તેને એકને જ માત્ર ક્ષણવારનું જ દુઃખ થાય છે. પરંતુ તેનું ધન હરણ કરવાથી તો તેને તથા તેના પુત્ર–પૌત્રાદિકને જીવન પર્યંત દુઃખ થાય છે. ૪.

कुक्षिं शाकेन पूर्येत, यदि स्तोकं धनार्जनम् ।
परं नादत्तमादद्याद्यतः स्याद्भूपतेर्भयम् ॥ ५ ॥

हिंगुल प्र०, अदत्तादानप्रक्रम, श्लो० २.

જો થોડું ધન ઉપાર્જન થતું હોય તો મનુષ્યે કેવળ શાક-વડે જ પોતાનું ઉદર ભરવું યોગ્ય છે, પરંતુ ધણીનું નહિં

આપેલું ધનાદિક ગ્રહણ કરવું નહિં, કે જે ગ્રહણ કરતાં રાજાનો ભય લાગે. ૫.

अनिष्टः खचरे घूकः, स्वामिद्रोही नरेषु च ।
अनिष्टादप्यनिष्टं च, अदत्तमपलक्षणे ॥ ६ ॥

हिंगुल प्रक०, अदत्तादानप्रक्रम, श्लो० ४.

પક્ષીઓમાં ઘુવડ અનિષ્ટ છે, મનુષ્યોમાં સ્વામીનો દ્રોહ કરનાર અનિષ્ટ છે અને અપલક્ષણમાં અદત્ત–ચોરી અનિષ્ટમાં પણ અનિષ્ટ છે. ૬.

अदत्तादानमाहात्म्यमहो वाचामगोचरम् ।
यदर्थमाददानानामनर्थोऽभ्येति सद्मनि ॥ ७ ॥

कस्तूरी प्रकरण, अदत्तप्रक्रम, श्लोक १४५.

અહો ! અદત્તાદાન—ચૌરીનું મહાત્મ્ય કેવું છે ? કે અર્થ એટલે ધનને ચોરનાર મનુષ્યોના ઘરમાં અનર્થ–આપત્તિ આવે છે. ૭.

**અદત્તાદાનના દોષો—**

दौर्भाग्यं प्रेष्यतां दास्यमङ्गच्छेदं दरिद्रताम् ।
अदत्तात्तफलं ज्ञात्वा, स्थूलस्तेयं विवर्जयेत् ॥ ८ ॥

त्रि. श. पु. च. पर्व १, स० ३, श्लो. ६३२.

અદત્ત–વસ્તુના સ્વામીએ નહિં આપેલી વસ્તુ ગ્રહણ કરવાથી દુર્ભાગ્યપણું, પ્રેષ્યતા ( પરદેશ મોકલી શકાય તેવા દાસપણું ) અંગનો છેદ ( માર વિગેરે ) તથા દરિદ્રતા એ સર્વ ફળ પ્રાપ્ત થાય છે, એમ જાણીને સ્થૂળ ચોરીનો તો અવશ્ય

ત્યાગ કરવો. ( બની શકે તો સર્વ પ્રકારની--સૂક્ષ્મ ચોરીનો પણ ત્યાગ કરવો. ) ૮.

यातनां विविधामत्र, परत्र नरके गतिम् ।
दौर्भाग्यं च दरिद्रत्वं, लभते चौर्यतो नरः ॥ ९ ॥

उपदेश प्रा०, भा० १, (प्र० स०) पृ० १७२.

ચોરી કરવાથી મનુષ્ય આ ભવમાં વિવિધ પ્રકારની પીડાને પામે છે, અને મર્યા પછી પર લોકમાં નરકની ગતિને પામે છે. ત્યાંથી પણ નીકળીને દુર્ભાગ્ય અને દરિદ્રપણાને પામે છે. ૯.

कातराणां यथा धैर्यं, वन्ध्यानां संततिर्यथा ।
न विश्वासस्तथा लोके, नृणामदत्तहारिणाम् ॥ १० ॥

हिंगुल प्रक०, अदत्ता० प्र०, श्लो० १.

જેમ કાયર--બીકણ મનુષ્યોને ધીરજ હોતી નથી, અને જેમ વંધ્યા સ્ત્રીને સંતતિ હોતી નથી, તેમ ચોરી કરનાર મનુષ્યોનો લોકમાં વિશ્વાસ થતો નથી. ૧૦.

अदत्तं धनं नादद्यात्, सुखलिप्सुर्हि मानवः ।
स सद्यो दुःखमाप्नुयान्मण्डुकचौरवत् किल ॥ ११ ॥

हिंगुल प्रक०, अदत्ता० प्र०, श्लो० ३.

સુખ મેળવવાની ઇચ્છાવાળા પુરૂષે કોઇનું નહિં આપેલું ધન ગ્રહણ કરવું નહિં. જે પારકું ધન ગ્રહણ કરે છે તે તત્કાળ મંડુક ચોરની જેમ દુઃખને પામે છે. ૧૧.

चौर्यं स्वेन च वर्णकेन च कृतं मूढा दुरंतं भवेत्,
राज्ञा मंडिकशालकोऽपि न हतः किं मूलदेवेन सः ?।
किं चैतत्त्रिजगत्प्रियोऽपि मदनस्तच्चित्तचौर्योद्यतः,
शापं प्राप न किं प्रजापतिगिरा दाहं च रौद्राग्निना ॥१२॥

कर्पूर प्रकर, श्लो० ११७.

હે મૂઢ મનુષ્યો ! પોતે અથવા પોતાના જાતભાઈએ કરેલ ચોરીનું કામ અંતે દુઃખદાયક નીવડે છે. કારણકે મૂળદેવ નામના રાજાએ મંડિક નામના પોતાના સાળાનો પણ નાશ કર્યો હતો. વળી ત્રણે લોકના પ્રાણિઓને પ્રિય એવો પણ કામદેવ જ્યારે બ્રહ્માજી અને શંકરજીના ચિત્તની ચોરી કરવા ગયો ત્યારે તેને બ્રહ્માજીએ શ્રાપ આપ્યો અને શંકરજીના ત્રીજા નેત્રે બાળીને ભસ્મ કરી નાખ્યો. ૧૨.

यन्निर्वर्त्तितकीर्त्तिधर्मनिधनं सर्वागसां साधनं,
प्रोन्मीलद्वध-बंधनं विरचितक्लिष्टाशयोद्बोधनं ।
दौर्गत्यैकनिबंधनं कृतसुगत्याश्लेषसंरोधनं,
प्रोत्सर्पत्प्रधनं जिघृक्षति न तद्धीमानदत्तं धनम् ॥१३॥

सिन्दूर प्रकरण, श्लो० ३५.

જે ચૌર્ય; ઉત્પન્ન કરેલ કીર્તિ અને ધર્મનો નાશ કરનાર છે, જે સર્વ અપરાધોનું સાધન-કારણ છે, જે વધ-બંધનને મેળવનારૂં છે, જે ક્લિષ્ટ પરિણામને ઉત્પન્ન કરનાર છે, જે દુર્ગતિનું એક કારણ છે, જે સુગતિના આલિંગનને-પ્રાપ્તિને રોધ કરનારૂં છે, તથા જે મરણને પણ આપનારૂં છે, તે અદત્ત ધન-કોઈએ નહિં આપેલું ધન બુદ્ધિમાન પુરૂષ ગ્રહણ કરવાને ઇચ્છતો નથી. ૧૩.

# ब्रह्मचर्य (११)

ब्रह्मचर्यना १८ भेदो—

दिव्यौदारिककामानां, कृतानुमति-कारितैः ।
मनोवाक्कायतस्त्यागो, ब्रह्माष्टादशधा मतम् ॥ १ ॥

योगशास्त्र, प्रथम प्रकाश, श्लो० २३

દિવ્ય એટલે વૈક્રિય શરીર ( અર્થાત્ દેવ ) સંબંધી અને ઔદારિકશરીર એટલે મનુષ્ય તથા તિર્યંચ સંબંધી કામ-ભોગનો; કરવું કરાવવું અને અનુમોદન એ ત્રણ કરણવડે મન, વચન અને કાયા એ ત્રણ યોગથી જે ત્યાગ કરવો તે, અઢાર પ્રકારનું બ્રહ્મચર્ય કહેલું છે. ( વૈક્રિય શરીર સંબંધી મૈથુન મન વડે કરવું ૧, વચનવડે કરવું ૨, કાયાવડે કરવું ૩. એ જ રીતે મન, વચન અને કાયાવડે કરાવવાના ત્રણ ભેદ તથા અનુમોદનના ત્રણ ભેદ મળી નવ ભેદ થયા. તેજ પ્રમાણે ઔદારિક શરીર સંબંધી મૈથુનના નવ ભેદ ગણવાથી અઢાર ભેદ થાય છે.) ૧.

दिव्यात्कामरतिसुखात्, त्रिविधं त्रिविधेन विरतिरिति नवकम् ।
औदारिकादपि तथा, तद् ब्रह्माष्टादशविकल्पम् ॥ २ ॥

प्रशमरति प्रकरण, श्लो० १७७.

દિવ્ય ( દેવ સંબંધી ) મૈથુનને સેવવું નહિં, સેવરાવવું નહિં, અનુમોદવું નહિ એ ત્રણ કરણવડે કરીને મનથી, વચ-

નથી, કાયાથી ત્યાગ કરવો એ નવ ભેદ થયા. અર્થાત્ મનથી સેવવું નહિં, સેવરાવવું નહિં, અનુમોદવું નહિ; એજ પ્રમાણે વચન અને કાયાના ત્રણ ત્રણ ભેદો ગણતાં નવ ભેદો થયા. એવીજ રીતે ઔદારિક શરીરથી અર્થાત્ મનુષ્ય અને તિર્યંચના મૈથુનનો પણ ઉપર પ્રમાણેના નવ ભેદોથી ત્યાગ કરવો. આ પ્રમાણે બ્રહ્મચર્યના અઢાર ભેદો થાય છે. ૨.

## બ્રહ્મચર્યના ૮ ભેદો—

स्मरणं कीर्तनं केलिः, प्रेक्षणं गुह्यभाषणम् ।
सङ्कल्पोऽध्यवसायश्च, क्रियानिर्वृतिरेव च ॥ ३ ॥
एतन्मैथुनमष्टाङ्गं, प्रवदन्ति मनीषिणः ।
विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम् ॥ ४ ॥

दक्षस्मृति, अ० ७.

સ્રીનું સ્મરણ કરવું, તેનું કીર્તન કરવું, તેની સાથે ક્રીડા–રમત કરવી, તેની સન્મુખ જોવું અથવા તેનાં અંગોપાંગ જોવાં, તેની સાથે છાની વાત કરવી, તેના વિષેનો વિચાર કરવો, કામ-ભોગનો નિશ્ચય કરવો અને ક્રિયા કરવી–વિષય સેવવો. આ આઠ પ્રકારનું મૈથુન પંડિતોએ કહ્યું છે અને તે આઠેનો જે ત્યાગ કરવો, તેજ આઠ પ્રકારનું બ્રહ્મચર્ય છે. ૩–૪.

## ગૃહસ્થોના ચોથા અણુવ્રતનું સ્વરૂપ—

संतोषः स्वेषु दारेषु, त्यागश्चापरयोषिताम् ।
प्रथयन्ति गृहस्थानां, चतुर्थं तदणुव्रतम् ॥ ५ ॥

उपदेश प्रा०, भा० १, ( प्र० स० ) पृ० १८०.

પોતાની સ્ત્રીને વિષે સંતોષ અને પર સ્ત્રીનો ત્યાગ, એ ગૃહસ્થોનું ચોથું અણુવ્રત કહેલું છે. ૫.

## બ્રહ્મચર્ય પાલન—

मात्रा स्वस्रा दुहित्रा वा, न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो, विद्वांसमपि कर्षति ॥ ६ ॥

मनुस्मृति, अ० २, श्लो० २१५.

માતા, બ્હેન કે પુત્રીની સાથે પણ એકાંતમાં ( એક આસન ઉપર ) બેસવું નહિ. કારણ કે ઇંદ્રિયોનો સમૂહ બળવાન છે, તેથી તે વિદ્વાનને પણ આકર્ષણ કરે છે-ખેંચે છે, અર્થાત્ બ્રહ્મચર્યના પરિણામને પાડી દે છે. ૬.

अमावास्यामष्टमीं च, पौर्णमासीं चतुर्दशीम् ।
ब्रह्मचारी भवेन्नित्यमनृतौ स्नातको द्विजः ॥ ७ ॥

मनुस्मृति, अ० ९, श्लो० ३२.

સ્નાતક ( વેદ ભણીને ગૃહસ્થાશ્રમમાં ગયેલા ) બ્રાહ્મણે અમાવાસ્યા, આઠમ, પૂર્ણિમા, ચૌદશ તથા ઋતુ વિનાના સર્વ દિવસોમાં બ્રહ્મચારી થવું જોઇએ-બ્રહ્મચર્ય પાળવું જોઇએ. ( ઋતુ આવે ત્યારથી સોળ દિવસ સુધી ઋતુના દિવસો કહેવાય છે, અર્થાત્ સત્તરમા દિવસથી ઋતુ આવે ત્યાંસુધીના ઋતુ વિનાના ગણાય છે. ઋતુના પણ પહેલા ચાર દિવસો વર્જ્ય કહ્યા છે. ) ૭.

पञ्चयष्टमीं पञ्चदशीं, द्वादशीं च चतुर्दशीम् ।
ब्रह्मचारी भवेन्नित्यं, तद्वज्जन्मत्रयाहनि ॥ ८ ॥

पद्म पु०, अ० ५४, श्लो० ११.

છઠ, આઠમ, પુનમ ( અને અમાસ ), બારશ અને ચૌદશ તથા તેજ પ્રમાણે જન્મના ત્રણ દિવસ એટલે કે જન્માષ્ટમી, રામનવમી અને મહાશિવરાત્રિ આટલી તિથિએ નિરંતર બ્રહ્મચર્ય પાળવું જોઇએ. ૮.

બ્રહ્મચારીનું સ્વરૂપ—

रामासङ्गं परित्यज्य, व्रतं ब्रह्म समाचरेत् ।
ब्रह्मचारी स विज्ञेयो, न पुनर्बद्धघोटकः ॥ ९ ॥

उपदेश प्रा०, भा० २, ( प्र० स० ) पृ० २८.

જે પુરૂષ, સ્ત્રીના સંગનો ત્યાગ કરીને એટલે છતી સ્ત્રીનો ત્યાગ કરીને બ્રહ્મચર્યવ્રતનું આચરણ કરે, તે બ્રહ્મચારી જાણવો. પરંતુ બાંધી રાખેલા ચક્રવર્તીનાં ઘોડાને બ્રહ્મચારી કહી શકાય નહિં. ૯.

બ્રહ્મચારિઓની ઉચ્ચ દશા—

कुण्डले नाभिजानामि, नाभिजानामि कङ्कणे ।
नूपुरे त्वभिजानामि, नित्यं पादाब्जवन्दनात् ॥ १० ॥

पद्मपुराण.

લક્ષ્મણજી રામચંદ્રજીને કહે છે કે—સીતાનાં કુંડળો કેવાં છે તે હું જાણતો નથી; તેનાં કંકણને પણ હું ઓળખતો નથી.

પરંતુ હમેશાં તેનાં ચરણકમળને હું વંદન કરતો હતો, તેથી તેનાં નૂપુર ( ઝાંઝર ) ને હું ઓળખું છું ૧૦.

**બ્રહ્મચારિઓને ત્યાજ્ય વસ્તુઓ—**

**स्नानमुद्वर्तनाभ्यङ्गं, नख–केशादिसत्क्रियाम् ।**
**गन्ध–माल्यं प्रदीपं च, त्यजन्ति ब्रह्मचारिणः ॥ ११ ॥**

श्राद्धप्रति० वृ०, (दे० ला०) पृ० ३.

સ્નાન, ઉદ્વર્તન ( શરીરે સુગંધિ દ્રવ્ય લગાવવું તે ), અભ્યંગ ( શરીરે તેલ ચોળવું તે ), નખનો સત્કાર ( નખ કાપવા તે ), કેશનો સત્કાર ( હજામત કરાવવી, કેશમાં તેલ નાંખવું, સાબુ વિગેરેથી ધોવા વિગેરે ), ગંધ ( શરીરે ચંદન વિગેરેનો સુગંધિ લેપ ), પુષ્પની માળા વિગેરે અને દીવો, આ સર્વ પદાર્થોનો બ્રહ્મચારીઓ ત્યાગ કરે છે. ૧૧.

**ब्रह्मचर्यं ध्रुवं यज्ञः, परब्रह्मैककारणम् ।**
**देहशोभा तदर्थं हि, त्यज्यते ब्रह्मचारिभिः ॥ १२ ॥**

दान चन्द्रिका, श्लो० ७८.

બ્રહ્મચર્ય જ યજ્ઞ છે અને બ્રહ્મચર્ય જ પરબ્રહ્મ ( મોક્ષ ) નું એક ( અદ્વિતીય ) કારણ છે. તેથી તે બ્રહ્મચર્યની રક્ષાને માટે જ બ્રહ્મચારિઓ શરીરની શોભાનો ત્યાગ કરે છે. ૧૨.

**બ્રહ્મચર્યની શ્રેષ્ઠતા—**

**यः स्वदारेषु सन्तुष्टः, परदारपराङ्मुखः ।**
**स गृही ब्रह्मचारित्वाद्, यतिकल्पः प्रकल्प्यते ॥ १३ ॥**

कुमारपाल प्रबन्ध, (आत्मा० स०) पत्र ८४.

જે પુરૂષ પોતાની સ્ત્રીમાં સંતુષ્ટ (સંતોષ માનતો ) હોય, અને પરસ્ત્રીથી પરાઙ્મુખ હોય ( પરસ્ત્રીનો ત્યાગી હોય ); તે ગૃહસ્થ હોવા છતાં સાધુ જેવો ગણાય છે. ૧૩.

एकरात्र्युषितस्यापि, या गतिर्ब्रह्मचारिणः ।
न सा क्रतुसहस्रेण, वक्तुं शक्या युधिष्ठिर ! ॥ १४ ॥

योगवासिष्ठ, श्लोक २९.

હે યુધિષ્ઠિર ! માત્ર એક જ રાત્રિ બ્રહ્મચારીપણે રહેલા બ્રહ્મચારીની જે (શુભ) ગતિ થાય છે, તેવી ગતિ હજાર યજ્ઞ-વડે પણ થાય એમ કહી શકાય તેમ નથી, અર્થાત્ હજાર યજ્ઞો કરનારની પણ તેવી ( શુભ ) ગતિ થતી નથી. ૧૪.

शुचि भूमिगतं तोयं, शुचिर्नारी पतिव्रता ।
शुचिर्धर्मपरो राजा, ब्रह्मचारी सदा शुचिः ॥ १५ ॥

चाणक्यनीति.

ભૂમિ ઉપર ( અંદર ) રહેલું પાણી પવિત્ર છે, પતિવ્રતા સ્ત્રી પવિત્ર છે, ધર્મમાં તત્પર રહેલો રાજા પવિત્ર છે, અને બ્રહ્મચારી તો સર્વદા પવિત્ર છે. ૧૫.

બ્રહ્મચર્યનાં ફળ—

प्राणभूतं चरित्रस्य, परब्रह्मैककारणम् ।
समाचरन् ब्रह्मचर्यं, पूजितैरपि पूज्यते ॥ १६ ॥

योगशास्त्र, द्वितीयप्रकाश, श्लो० १०४.

દેશવિરતિ અને સર્વવિરતિરૂપ ચારિત્રના પ્રાણરૂપ અને મોક્ષના એક ( અદ્વિતીય ) કારણભૂત એવા બ્રહ્મચર્યને પાળનાર પુરૂષ દેવેંદ્ર, નરેંદ્રાદિક પૂજ્યોવડે પણ પૂજાય છે-નમસ્કારાદિક વડે વંદાય છે. ૧૬.

**चिरायुषः सुसंस्थानाः, दृढसंहनना नराः ।**
**तेजस्विनो महावीर्याः, भवेयुर्ब्रह्मचर्यतः ॥ १७ ॥**

योगशास्त्र, द्वितीयप्रकाश, श्लो० १०५.

મનુષ્યો બ્રહ્મચર્યનું પાલન કરવાથી લાંબા આયુષ્યવાળા થાય છે, સારા સંસ્થાનવાળા ( સારી આકૃતિવાળા ), મજબુત સંહનનવાળા ( દૃઢ શરીરવાળા ), ઉત્તમ તેજવાળા અને મોટા વીર્ય ( પરાક્રમ ) વાળા થાય છે. ૧૭.





# शील ( १२ )

## શીલની શ્રેષ્ઠતા—

न मुक्ताभिर्न माणिक्यैर्न वस्त्रैर्न परिच्छदैः ।
अलङ्क्रियेत शीलेन, केवलेन हि मानवः ॥ १ ॥

धर्मकल्पद्रुम, पृ० ७९, श्लो० १०.

મનુષ્ય મોતીના અલંકારો (ઘરેણાં) વડે, માણિક્યવડે, વસ્ત્રો-વડે કે પરિવારવડે શોભતો નથી. માત્ર એક શીલવડે જ શોભે છે. ૧.

अग्निर्जलं द्विषन्मित्रं, तालपुटं सुधानिभम् ।
सिंधुः स्थलं गिरिर्भूमिर्हेतुः शीलस्य तत्र च ॥ २ ॥

हिंगुल प्रकरण, शीलप्रक्रम, श्लोक ३.

અગ્નિ જે જલરૂપ થાય છે, શત્રુ મિત્રરૂપ થાય છે, ઝેર અમૃતતુલ્ય થાય છે, સમુદ્ર સ્થલરૂપ થાય છે, તથા પર્વત જે ભૂમિરૂપ થાય છે, તેમાં પણ શીલનો જ હેતુ છે—શીલના પ્રભાવથી જ આ બધું બને છે. ૨.

अथवा जायमानस्य, यच्छीलमनुजायते ।
श्रूयते तन्महाराज !, नामृतस्यापसर्पति ॥ ३ ॥

महाभारत, शान्तिपर्व, अ० ८, श्लो० १०.

અથવા જન્મ પામતા મનુષ્યની પાછળ જે શીલ ( સદાચારીપણાનો સ્વભાવ ) ઉત્પન્ન થાય છે, તે હે મહારાજ ! નહિં મરેલાની પાસેથી જતું નથી. એટલે તે જન્મ થતાંજ સાથે ઉત્પન્ન થયેલો સદાચારીપણાનો સ્વભાવ મર્યા વિના જતો નથી ( મરણાંત સુધી રહે છે.) એમ સંભળાય છે. ૩.

ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो,
ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः ।
अक्रोधस्तपसः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता,
सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम् ॥ ४ ॥

( भर्तृहरि ) नीति श०, श्लो० ८०.

ઐશ્વર્યનું ભૂષણ સજ્જનપણું છે, શૂરતાનું ભૂષણ વાણીનો સંયમ છે, જ્ઞાનનું ભૂષણ ઉપશમ ( શાંતિ ) છે, શાસ્ત્રનું ભૂષણ વિનય છે, પાત્રને વિષે દાન કરવું તે ધનનું ભૂષણ છે, ક્રોધ ન કરવો તે તપનું ભૂષણ છે, ક્ષમા રાખવી તે સમર્થ મનુષ્યોનું ભૂષણ છે, કપટ રહિતપણું એ ધર્મનું ભૂષણ છે, સર્વ મનુષ્યોનું પરમ ( શ્રેષ્ઠ ) ભૂષણ શીલ છે, અને તે શીલ સર્વ ગુણોને ઉત્પન્ન કરવામાં કારણભૂત છે. ૪.

निशानां च दिनानां च, यथा ज्योतिर्विभूषणम् ।
सतीनां च यतीनां च, तथा शीलमखण्डितम् ॥ ५ ॥

( पद्मानन्द ) वैराग्यशतक, श्लोक ६८.

જેમ રાત્રિ અને દિવસોનું ભૂષણ જ્યોતિષ ( ચંદ્ર અને સૂર્ય ) છે; તેમ સતીઓ અને યતિઓ ( મુનિઓ ) નું ભૂષણ અખંડિત શીલ છે. ૫.

विदेशेषु धनं विद्या, व्यसनेषु धनं मतिः ।
परलोके धनं धर्मः, शीलं सर्वत्र वै धनम् ॥ ६ ॥

क्षेमेन्द्र कवि.

પરદેશમાં વિદ્યા જ ધનરૂપ છે, કષ્ટમાં બુદ્ધિ જ ધનરૂપ છે, પરલોકમાં ધર્મ જ ધનરૂપ છે, અને જો એક શીલ જ હોય તો તે સર્વ ઠેકાણે ધનરૂપ છે. ૬.

**શીલનાં ફળ—**

शीलेन रक्षितो जन्तुर्न केनाप्यभिभूयते ।
महाह्रदप्रविष्टस्य, किं करोति दवानलः ? ॥ ७ ॥

धर्मक०, (दे० ला०) पृ० ७९, श्लो० ६.

શીલવડે રક્ષણ કરાયેલો પ્રાણી કોઇથી પણ પરાભવ પામતો નથી. જળના મોટા દ્રહમાં પેઠેલા પ્રાણીને દાવાનળ શું કરી શકે ? કાંઇપણ કરી શકે નહિં. ૭.

ज्ञानादिसर्वधर्माणां, जीवितं शीलमेव ये ।
रक्षन्ति प्राणिनस्तेषां, कीर्तिर्माति न विष्टपे ॥ ८ ॥

उपदेश प्रा०, भा० १, (प्र० स०) पृ० १८६.

જ્ઞાનાદિક સર્વ ધર્મોનું જીવિત શીલ જ છે, તેનું--શીલનું જે પ્રાણીઓ રક્ષણ કરે છે, તેમની કીર્તિ જગતમાં માતી નથી. ૮.

अमराः किंकरायन्ते, सिद्धयः सहसङ्गताः ।
समीपस्थायिनी संपच्छीलालङ्कारशालिनाम् ॥ ९ ॥

उपदेश प्रा०, भा० १, (प्र० स०) पृ० १८८.*

શીલરૂપી અલંકાર-ઘરેણાંવડે શોભતા મનુષ્યોની પાસે દેવો કિંકર-સેવકરૂપ થાય છે, સર્વ સિદ્ધિઓ સાથે જ રહે છે, અને સંપત્તિ-દોલત સમીપમાં રહે છે. ૯.

व्याघ्र-व्याल-जलानलादिविपदस्तेषां व्रजन्ति क्षयं,
कल्याणानि समुल्लसन्ति विबुधाः सान्निध्यमध्यासते ।
कीर्त्तिः स्फूर्तिमियर्त्ति यात्युपचयं धर्मः प्रणश्यत्यघं,
स्वर्निर्वाणसुखानि संनिदधते ये शीलमाबिभ्रते ॥ १० ॥

सिन्दुर प्र०, श्लो० ३८.

જેઓ શીળને ધારણ કરે છે તેમની વ્યાઘ્ર, સર્પ, જળ અને અગ્નિ વિગેરે સંબંધી આપત્તિઓ-પીડાઓ નાશ પામે છે, કલ્યાણો ઉલ્લાસ પામે છે-પ્રાપ્ત થાય છે, દેવતાઓ સાનિધ્ય-સહાય કરે છે, કીર્તિ વિસ્તારને પામે છે, ધર્મ વૃદ્ધિ પામે છે, પાપ નાશ પામે છે, તથા સ્વર્ગ અને મોક્ષનાં સુખો સમીપે રહે છે. ૧૦.

वह्निस्तस्य जलायते जलनिधिः कुल्यायते तत्क्षणात्,
मेरुः स्वल्पशिलायते मृगपतिः सद्यः कुरङ्गायते ।
व्यालो माल्यगुणायते विषरसः पीयूषवर्षायते,
यस्याङ्गेऽखिललोकवल्लभतरं शीलं समुन्मीलति ॥११॥

(भर्तृहरि) नीति श०, श्लो० ७८.

સર્વ લોકને અત્યંત પ્રિય એવું શીલ જે મનુષ્યના શરીરમાં ઉલ્લાસ પામે છે-રહેલું છે, તે મનુષ્યને તત્કાળ અગ્નિ જળ સમાન થાય છે, સમુદ્ર નીક સમાન થાય છે, મેરૂ પર્વત નાના

પથ્થર જેવો થાય છે, સિંહ તત્કાળ મૃગ સમાન થાય છે, સર્પ પુષ્પની માળા સમાન થાય છે, અને વિષનો રસ અમૃતની વૃષ્ટિ સમાન થાય છે. ૧૧.

## શીલભ્રષ્ટનું જીવન વ્યર્થ છે–

वरं प्रवेशो ज्वलितं हुताशनं,
न चापि भग्नं चिरसञ्चितव्रतम् ।
वरं हि मृत्युः सुविशुद्धचेतसो,
न चापि शीलस्खलितस्य जीवितम् ॥ १२ ॥

सूत्रकृताङ्ग, पत्र ६३. *
उत्तरा० ( कमलसंयमी टीका ) पत्र ६३. *

બળતા અગ્નિમાં પ્રવેશ કરવો સારો છે. પરંતુ ચિરકાળથી–લાંબા સમયથી એકઠું કરેલું ( પાળેલું ) વ્રત ભાંગવું સારૂં નથી. વિશુદ્ધ ચિત્તવાળાનું મરણ સારૂં છે. પરંતુ શીલ રહિત મનુષ્યનું જીવતર સારૂં નથી. ૧૨.

वरं शृङ्गोत्सङ्गाद्गुरुशिखरिणः क्वापि विषमे,
पतित्वाऽयं कायः कठिनदृषदन्ते विगलितः ।
वरं न्यस्तो हस्तः फणिपतिमुखे तीक्ष्णदशने,
वरं वह्नौ पातस्तदपि न कृतः शीलविलयः ॥ १३ ॥

( भर्तृहरि ) नीतिश०, श्लो० ७७.

ઉંચા પર્વતના શિખર ઉપરથી કોઇપણ વિષમ સ્થાનને વિષે આ શરીર પડીને કઠણ પથ્થરને પ્રાંતે ગળી પડે–ટુકડે ટુકડા થઇ જાય તે સારૂં છે, તીક્ષ્ણ દાઢવાળા સર્પના મુખમાં

હાથ નાંખવો સારો છે, તથા બળતા અગ્નિમાં પડવું સારૂં છે પરંતુ શીલનું ખંડન કરવું તે સારૂં નથી. ૧૩.

### દુઃશીલતાને ધિક્કાર—

यां चिन्तयामि सततं मयि सा विरक्ता,
साऽप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ।
अस्मत्कृते च परितुष्यति काचिदन्या,
धिक् तां च तं च मदनं च इमां च मां च ॥ १४ ॥

( भर्तृहरि ) नीतिश०, श्लो० २.

હું નિરંતર જે પ્રિયાનું ચિંતવન કરૂં છું, તે પ્રિયા મારા ઉપર રાગ રહિત છે-મારાથી વિરક્ત છે, અને તે મારી પ્રિયા હોવા છતાં પણ અન્ય (અશ્વપાળ) પુરૂષને ઇચ્છે છે. તે અન્ય પુરૂષ અન્ય સ્ત્રી ( ગણિકા ) ને વિષે આસક્ત છે, તે અન્ય સ્ત્રી ( ગણિકા ) અમારે માટે-અમારા સંયોગને માટે સંતોષ પામે છે ( અથવા परितप्यति એટલે પરિતાપ પામે છે ); તેથી તે પ્રિયાને, તે અન્ય પુરૂષને, કામદેવને, આ ગણિકાને અને મને પણ ધિક્કાર છે. ( આ પ્રમાણે ભર્તૃહરિ પોતાની પ્રિયાને અન્યમાં આસક્ત થયેલી જાણીને કહે છે. ) ૧૪.

### દુઃશીલતાના દોષો—

व्रतानामपि शेषाणां, चतुर्थव्रतभञ्जके ।
लीलया भेदतामाहुस्तस्माद्दुःशीलतां त्यजेत् ॥१५॥

उपदेशप्रा०, भा० १, (प्र. स.) पृ. १८७.

ચોથા વ્રતને--બ્રહ્મચર્યવ્રતને ભંગ થવાથી બાકીના સર્વ વ્રતોનો લીલાવડે જ ભંગ થાય છે. એમ ( પૂર્વાચાર્યોએ ) કહ્યું છે. તેથી કુશીળપણાને ત્યાગ કરવો. ૧૫.

दत्तस्तेन जगत्यकीर्तिपटहो गोत्रे मषीकूर्चकः,
चारित्रस्य जलाञ्जलिर्गुणगणारामस्य दावानलः ।
सङ्केतः सकलापदां शिवपुरद्वारे कपाटो दृढः
शीलं येन निजं विलुप्तमखिलं त्रैलोक्यचिन्तामणिः॥१६॥

सिन्दूर प्रक०, श्लो. ३७.

જેણે ત્રણ લોકમાં ચિંતામણિ રત્ન સમાન પોતાનું સમગ્ર શીલ લોપ્યું છે, તેણે જગતમાં પોતાની અકીર્તિને–અપયશનો પડહ વગડાવ્યો છે, પોતાના ગોત્રમાં મેશને–કાજળનો કુચડો દીધો છે, ચારિત્રને જલાંજલિ દીધી છે, ગુણના સમૂહરૂપ ઉદ્યાનમાં દાવાનળ આપ્યો છે, સમગ્ર આપદાઓને આવવાનો સંકેત આપ્યો છે, અને મોક્ષનગરના દ્વારમાં દૃઢ ભોગળ દીધું છે. ૧૬.



# अब्रह्मचर्य—मैथुन (१३)

## મૈથુન સેવનમાં હિંસા—

योनियन्त्रसमुत्पन्नाः, सुसूक्ष्मा जन्तुराशयः ।
पीड्यमाना विपद्यन्ते, यत्र तन्मैथुनं त्यजेत् ॥ १ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लोक ७९.

જે મૈથુન સેવતાં સ્ત્રીની યોનિરૂપી યંત્રમાં ઉત્પન્ન થયેલા અતિ સૂક્ષ્મ ( ઝીણા ) જંતુના સમૂહો પીડા પામીને (પીલાઇને ) મરણ પામે છે, તે મૈથુન ત્યાગ કરવા યોગ્ય છે. ૧.

## દીક્ષા પછી મૈથુન સેવનનો દોષ—

यस्तु प्रव्रजितो भूत्वा, पुनः सेवेत मैथुनम् ।
षष्टिर्वर्षसहस्राणि, विष्टायां जायते कृमिः ॥ २ ॥

वायुपुराण, अ० ३६, श्लो० ७७.

शतातपस्मृति, अ० १९.

જે મનુષ્ય પ્રવ્રજ્યા—દીક્ષા લીધા પછી ફરીને મૈથુન સેવે છે, તે સાઠ હજાર વર્ષ સુધી વિષ્ટાને વિષે કૃમિપણે ઉત્પન્ન થાય છે. ૨.

## અબ્રહ્મ—મૈથુનના દોષો—

रम्यमापातमात्रे यत्, परिणामेऽतिदारुणम् ।
किंपाकफलसंकाशं, तत् कः सेवेत मैथुनम् ? ॥ ३ ॥

त्रि० श० पु० च० पर्व १, स० ३, श्लो० ७७.

જે મૈથુન આરંભમાં રમણીય લાગે છે અને પરિણામે કિંપાકના ફળની જેમ અત્યંત ભયંકર થાય છે, તેવા મૈથુનને કોણ સેવે ? કોઇ પણ ડાહ્યો માણસ સેવે નહિં. કિંપાકનાં ફળ ખાતી વખતે સારાં લાગે છે અને પરિણામે મૃત્યુ પમાડે છે. ૩.

**कम्पः स्वेदः श्रमो मूर्छा, भ्रमिर्ग्लानिर्बलक्षयः ।**
**राजयक्ष्मादिरोगाश्च, भवेयुर्मैथुनोत्थिताः ॥ ४ ॥**

त्रि० श० पु० च०, पर्व १, स० ३, श्लो० ७८.

મૈથુન સેવવાથી (સેવનારને) શરીરે કંપારો, પરસેવો, શ્રમ (થાક), મૂર્છા, ભ્રમ, ગ્લાનિ, બળનો ક્ષય અને રાજયક્ષ્મા (ક્ષય) વિગેરે રોગો ઉત્પન્ન થાય છે. તેથી તેનો ત્યાગ કરવો યોગ્ય છે. ૪.

**वाक्य-मन्त्र-रसादीनां, सिद्धिः कीर्त्यादयो गुणाः ।**
**नश्यन्ति तत्क्षणादेव, अब्रह्मसेवनान्नृणाम् ॥ ५ ॥**

અબ્રહ્મ (મૈથુન) સેવવાથી મનુષ્યોને પ્રથમ પ્રાપ્ત થયેલી વચનની, મંત્રની અને સુવર્ણાદિક રસ વિગેરેની સિદ્ધિ તથા કીર્તિ વિગેરે ગુણો તત્કાળ નાશ પામે છે. ૫.

**यास्तामिस्रान्धतामिस्रा-रौरवाद्यास्तु यातनाः ।**
**भुङ्क्ते नरो वा नारी वा, मिथः सङ्गेन निर्मिताः ॥ ६ ॥**

પુરૂષ હો કે સ્ત્રી હો તે; પરસ્પરના સંગથી-મૈથુન સેવનથી નીપજાવેલી જે તામિસ્ર, અંધતામિસ્ર અને રૌરવ વિગેરે નરકોની યાતના (પીડાઓ) છે, તે સર્વ પીડાઓને ભોગવે છે. ૬.



# काम-विषय (१४)

## કામ-વિષય સેવન નિષેધ—

प्रथमतरमथेदं चिन्तनीयं तदासीद्,
बहुजनदयितेन प्रेम कृत्वा जनेन ।
हृतहृदय ! निराश ! क्लीब ! संतप्यसे किं ?,
न हि जड ! गततोये सेतुबन्धाः क्रियन्ते ॥ १ ॥

आचा० सूत्र वृ०, पत्र १३६.*

જેનું હૃદય હરણ કરાયું છે અને જેની આશા નાશ પામી છે, એવા જડ અને નપુંસક હે ચિત્ત ! તારે આ પ્રથમથી જ વિચારવાનું હતું. ઘણી સ્ત્રિઓને પ્રિય એવા પુરૂષની સાથે અથવા ઘણા પુરૂષોને પ્રિય એવી સ્ત્રીની સાથે પ્રેમ કરીને હવે શા માટે તું દુઃખ પામે છે ? કેમકે પાણી ગયા પછી પાળ બાંધવામાં આવતી નથી, કદાચ આવે તો તે નકામી છે. તેમ તારે પણ પ્રેમ બાંધ્યા પહેલાંજ વિચાર કરવાની જરૂર હતી. (નપુંસક હોય તે સ્ત્રી અથવા પુરૂષની સાથે પ્રેમ જોડે તો પણ તેની ઇચ્છા પૂર્ણ થતી નથી, તેમ મન નપુંસક છે, માટે મનને સ્ત્રી અથવા પુરૂષની સાથેના પ્રેમમાં જોડવું સર્વથા નકામું જ છે.) ૧.

आपातरम्ये परिणामदुःखे,
सुखे कथं वैषयिके रतोऽसि ।

जडोऽपि कार्यं रचयन् हितार्थी,
करोती विद्वन्! यदुदर्कतर्कम् ॥ २ ॥

अध्यात्म कल्पद्रुम, षष्ठोऽधिकार, श्लो० २.

"ભોગવતી વખતે માત્ર સુંદર લાગતા પણ પરિણામે દુઃખ દેનારા વિષય સુખમાં તું કેમ આશક્ત થયો છે? હે નિપુણ! પોતાનું હિત ઇચ્છનાર મૂર્ખ--પ્રાકૃત માણસ પણ કાર્યના પરિણામનો તો વિચાર કરે છે જ, તેમ તારે પણ ભોગ ભોગવતાં પહેલાં તેનાથી થવાનાં અનિષ્ટ પરિણામોનો વિચાર કરવાની જરૂર છે. ૨.

तस्मात् कामः सदा हेयो, मोक्षसौख्यं जिघृक्षुभिः ।
संसारं च परित्यक्तुं, वाञ्छद्भिर्यतिसत्तमैः ॥ ३ ॥

तत्त्वामृत, श्लो० १०९.

તેથી કરીને મોક્ષના સુખને ગ્રહણ કરવા ઇચ્છનાર તથા સંસારનો ત્યાગ કરવાને ઇચ્છનાર ઉત્તમ યતિઓએ-મુનિઓએ સર્વદા કામનો ત્યાગ કરવો યોગ્ય છે. ૩.

यदि भवति समुद्रः सिन्धुतोयेन तृप्तो,
यदि कथमपि वह्निः काष्ठसंघाततश्च ।
अयमपि विषयेषु प्राणिवर्गस्तदा स्या-
दिति मनसि विदन्तो मा व्यधुस्तेषु यत्नम् ॥ ४ ॥

( अमितगति ) सुभाषितरत्नसंदोह, श्लोक ५.

જો સમુદ્ર નદીઓનાં પાણીથી તૃપ્ત થતો હોય, અને જો

કોઇ પણ પ્રકારે અગ્નિ કાષ્ઠના સમૂહથી તૃપ્ત થતો હોય, તો આ પ્રાણીવર્ગ પણ વિષયોને ભોગવવાથી તૃપ્ત થાય. આ પ્રમાણે મનમાં જાણનારા પંડિતો તે વિષયોમાં યત્ન કરતા નથી-વિષય સેવન કરવાની ઇચ્છા કરતા નથી. ૪.

यदिह भवति सौख्यं वीतकामस्पृहाणां,
न तदमरविभूनां नापि चक्रेश्वराणाम् ।
इति मनसि नितान्तं प्रीतिमाधाय धर्मे,
भजत जहित चैतान्कामशत्रून्दुरन्तान् ॥ ५ ॥
( अमितगति ) सुभा० रत्नसं०, श्लो० १०.

આ જગતમાં કામ-ભોગની ઇચ્છાનો ત્યાગ કરનારા પુરૂષોને જે સુખ છે, તે સુખ દેવેંદ્રોને નથી તેમ જ ચક્રવર્ત્તિઓને પણ નથી. આ પ્રમાણે જાણી મનમાં અત્યંત પ્રીતિને ધારણ કરી માત્ર એક ધર્મને જ સેવો, અને અંતે-પરિણામે દુઃખ દેનારા કામ-ભોગરૂપી શત્રુઓનો ત્યાગ કરો. ૫.

अजानन्माहात्म्यं पततु शलभस्तीव्रदहने,
स मीनोऽप्यज्ञानाद्बडिशयुतमश्नातु पिशितम् ।
विजानन्तोऽप्येते वयमिह विपज्जालजटिला-
न्नमुञ्चामः कामानहह ! गहनो मोहमहिमा ॥ ६ ॥
( भर्तृहरि ) वैराग्यशतक, श्लोक १८.

અગ્નિના મહાત્મ્ય ( સામર્થ્ય ) ને નહિં જાણનાર પતંગીયો ભલે ઉગ્ર--દેદીપ્યમાન અગ્નિમાં પડે--પડીને મરણ પામે, તથા તે મત્સ્ય પણ અજ્ઞાનને લીધે ભલે બડિશ ( લોઢાના કાંટા ) સહિત માંસને ખાય--ખાઇને મરે. પરંતુ અમે તો જાણકાર છતાં પણ વિપત્તિ-પીડાના સમૂહે કરીને વ્યાપ્ત એવા વિષયોને

મૂકતા નથી. અહો ! મોહનો મહિમા ગહન છે--મોહને જ્ઞાની કે અજ્ઞાની કોઇ પણ છોડી શકતું નથી. ૬.

## સ્ત્રીસેવા ત્યાગ ભાવના—

काऽत्र श्रीः श्रोणिविम्बे स्रवदुदरपुरे वाऽस्ति खद्वारवाच्ये ?,
लक्ष्मीः का कामिनीनां कुचकलशयुगे मांसपिण्डस्वरूपे ?।
का कान्तिर्नेत्रयुग्मे जलकलुषजुषि श्लेष्म-रक्तादिपूर्णे ?,
का शोभा वक्त्रगर्ते निगदत यदहो ! मोहिनस्ताः स्तुवन्ति ॥७॥

सुभाषित रत्न सन्दोह, श्लो० ११०.

સ્ત્રિઓના ઝરતા ઉદરવડે પૂર્ણ અને છિદ્રરૂપ દ્વારવડે નિંદ્ય એવા નિતંબને વિષે શી શોભા છે ? માંસના પિંડરૂપ સ્તનયુગલને વિષે કઇ શોભા છે ? જળ-આંસુથી મલિનતાને પામેલા નેત્ર યુગલને વિષે શી કાંતિ છે ? અને શ્લેષ્મ તથા રક્ત-રૂધિર વિગેરેથી ભરેલા મુખરૂપી ખાડાને વિષે કઇ શોભા છે ? તે તમે કહો. (કાંઇપણ શોભા નથી), છતાં મોહી-કામી જનો સ્ત્રિઓની પ્રશંસા કરે છે તે આશ્ચર્ય છે. ૭.

शश्वन्मायां करोति स्थिरयति न मनो मन्यते नोपकारं,
या वाक्यं वक्त्यसत्यं मलिनयति कुलं कीर्तिवल्लीं लुनाति ।
सर्वारम्भैकहेतुर्विरतिसुखरतिध्वंसिनी निन्दनीया,
तां धर्मारामभक्तीं भजति न मनुजो मानिनीं मान्यबुद्धिः ॥८॥

જે સ્ત્રી નિરંતર માયા-કપટને કરે છે, મનને સ્થિર રાખતી નથી-ચપલતા વાળી છે, કરેલા ઉપકારને માનતી નથી,-અસત્ય

વચન બોલે છે, કુળને મલિન કરે છે, કીર્તિરૂપી લતાનો નાશ કરે છે, સર્વ પ્રકારના આરંભનું કારણ છે, વિરતિના સુખના આનન્દનો નાશ કરનારી છે, અને જે અત્યંત નિંદનીય છે, તેવી ધર્મરૂપી ઉદ્યાન--બગીચાને ભાંગી નાંખનારી સ્ત્રીને સારી બુદ્ધિવાળો પુરૂષ સેવતો જ નથી. ૮.

**કામોત્પત્તિમાં મન, સ્વભાવ વિગેરે પણ કારણો છે—**

**सिंहो बली द्विरद–शूकरमांसभोजी,**
**संवत्सरेण रतिमेति किलैकवारम् ।**
**पारापतः खरशिलाकणभोजनोऽपि,**
**कामी भवत्यनुदिनं वद कोऽत्र हेतुः ? ॥ ९ ॥**

उपदेश प्रा०, भा० १, (प्र० स०) पृ० ६९.*

સિંહ મહા બળવાન છે અને તે હાથી તથા શૂકરનું માંસ ખાય છે, છતાં એક વર્ષમાં એકજ વાર કામ-ભોગ સેવે છે, અને પારેવું કઠણ પથ્થરની કાંકરીઓ ખાય છે તો પણ તે હમેશાં કામી હોય છે-વારંવાર મૈથુન સેવે છે. તેનું શું કારણ ? તે તું કહે. અર્થાત્ ભોજન પર કામનો એકાંત આધાર નથી. પણ કામોત્પત્તિમાં મન અને સ્વભાવ વિગેરે પણ કારણભૂત જણાય છે. માટે મનને બહુ દૃઢ રાખવાની જરૂર છે. ૯.

**કામની પ્રબળતા—**

**गते प्रेमाबन्धे प्रणयबहुमाने च गलिते,**
**निवृत्ते सद्भावे जन इव जने गच्छति पुरः ।**

तमुत्प्रेक्ष्योत्प्रेक्ष्य प्रियसखि! गतांस्तांश्च दिवसान्
न जाने को हेतुर्दलति शतधा यन्न हृदयम् ॥ १० ॥

आचा० सूत्र वृ०, पत्र १३६. *

પ્રેમનો અનુબંધ જતો રહ્યો, પ્રણય-નમ્રતાનું બહુમાન ગળી ગયું, મનનો સદ્‌ભાવ નિવૃત્ત થયો અને આવો પુરૂષના જેવો પુરૂષ એટલે ઉત્તમ પુરૂષરૂપ પ્રિયજન ( પતિ ) આગળ-પરલોકમાં ગયો; તોપણ હે પ્રિય સખી! તે પ્રિયને વિચારીને તથા તે ગયેલા દિવસોને વિચારીને અર્થાત્ પ્રિયના સંગમમાં અથવા પ્રિયના વિરહમાં ગયેલા દિવસોને વિચારીને જે મારૂં હૃદય ફાટીને ટુકડે ટુકડા થઇ જતું નથી, તેનો શો હેતુ હશે? તે હું સમજી શકતી નથી. ૧૦.

कामेन विजितो ब्रह्मा, कामेन विजितो हरिः ।
कामेन विजितः शम्भुः, शक्रः कामेन निर्जितः ॥११॥

आत्मपुराण, अ० ७६, श्लो० ८२.

કામદેવે બ્રહ્માને જીત્યા છે, કામદેવે વિષ્ણુને જીત્યા છે, કામદેવે મહાદેવને જીત્યા છે અને કામદેવે ઇંદ્રને જીત્યા છે. ( માટે આત્મકલ્યાણના અભિલાષિઓએ કામદેવથી ચેતતા રહેવું જરૂરનું છે. ) ૧૧.

विश्वामित्र-पराशरप्रभृतयो ये चा(वाता)म्बु-पत्राशिन-
स्तेऽपि स्त्रीमुखपङ्कजं सुललितं दृष्ट्वैव मोहं गताः ।
आहारं सघृतं पयोदधियुतं ये भुञ्जते मानवा-
स्तेषामिन्द्रियनिग्रहः कथमहो! दम्भः समालोक्यताम् ॥१२॥

( भर्तृहरि ) शृंगार श०, श्लो० ६५.

વિશ્વામિત્ર અને પરાશર વિગેરે ઋષિઓ કે જેઓ વાયુ, જળ અને પર્ણ-પાંદડાંનું ભોજન કરનારા હતા, તેઓ પણ મનોહર સ્ત્રીનું મુખકમળ જોવા માત્રથી જ મોહ પામ્યા. તો પછી જે મનુષ્યો ઘી સહિત અને દૂધ દહીં યુક્ત ઉત્તમ આહારનું ભોજન કરે છે, તેઓને ઇંદ્રિયોનો નિગ્રહ શી રીતે સંભવે ? અહો ! દુનિયામાં દંભ કેવો છે ? તે જુઓ. ( અર્થાત્ બ્રહ્મચારિઓએ ઘી, દુધ, દહિં યુક્ત આહારનો ત્યાગ કરવો જોઇએ. ) ૧૨.

## કામ-ભોગથી તૃપ્તિ થતી નથી—

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव, भूय एवाभिवर्धते ॥ १३ ॥

मनुस्मृति, अ० २, श्लो० ९४.

કામ-ભોગ ભોગવવાથી કદાપિ તે કામ-વિષયની તૃષ્ણાની શાંતિ થતી નથી. પરંતુ જેમ ઘી વિગેરે હોમનાં દ્રવ્યો હોમવાથી અગ્નિ વૃદ્ધિ પામે છે, તેમ કામ-વિષય ભોગવવાથી વિષયની તૃષ્ણા ઉલટી ફરી ફરીને વૃદ્ધિજ પામે છે. ૧૩.

## વિષયત્યાગોપાય—

असंयमकृतोत्सेकान्, विषयान् विषसंनिभान् ।
निराकुर्यादखण्डेन, संयमेन महामतिः ॥ १४ ॥

योगशास्त्र, द्वि० प्र०, श्लोक ८३.

અસંયમવડે વૃદ્ધિ ( ગર્વ ) પમાડેલા અને વિષની જેવા વિષયોને મહા બુદ્ધિમાન પુરૂષે અખંડ સંયમ ( ચારિત્ર ) વડે દૂર કરવા જોઇએ. ૧૪.

वैराग्यभावनामन्त्रैस्तं निवार्य महाबलम् ।
स्वच्छन्दवृत्तयो धीराः, सिद्धिसौख्यं प्रपेदिरे ॥ १५ ॥

तत्त्वामृत, श्लो० १०७.

તે મહા બળવાન કામરૂપી પિશાચને વૈરાગ્યની ભાવના-રૂપી મંત્રવડે નિવારણ કરીને સ્વતંત્ર વૃત્તિવાળા ધીર પુરૂષો સિદ્ધિ સુખને પામ્યા છે. ૧૫.

उपवासोऽवमौदर्यं, रसानां त्यजनं तथा ।
स्नानस्यासेवनं चैव, ताम्बूलस्य च वर्जनम् ॥ १६ ॥
असेवेच्छानिरोधस्तु, ज्ञानस्य स्मरणं तथा ।
एते हि निर्जरोपायाः मदनस्य महारिपोः ॥ १७ ॥

तत्त्वामृत, श्लो० ११६–११७.

ઉપવાસ, ઊનોદરી, ઘી–દુધ–દહિં વગેરે રસોનો ત્યાગ, સ્નાનનો ત્યાગ, તાંબૂલનું વર્જન, કામસેવાનો ત્યાગ, કામની ઈચ્છાનો નિરોધ અને જ્ઞાનનું સ્મરણ, આ સર્વે કામદેવરૂપી મહા શત્રુનો વિનાશ કરવાના ઉપાયો છે. ૧૬–૧૭.

વિષય ત્યાગનું ફળ—

अवश्यं यातारश्चिरतरमुषित्वाऽपि विषयाः,
वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून् ।
व्रजन्तः स्वातन्त्र्यादतुलपरितापाय मनसः,
स्वयं त्यक्ता ह्येते शिवसुखमनन्तं विदधति ॥ १८ ॥

( भर्तृहरि कृत ) वै० श०, श्लो० १२.

આ વિષયો ઘણા કાળ સુધી રહીને પણ અવશ્ય જતા રહેવાના જ છે. છતાં મનુષ્ય પોતે આ વિષયોને તજતો નથી. તો બન્ને પ્રકારના વિયોગમાં શો તફાવત છે ? તે તફાવત બતાવે છે–જો વિષયો પોતે સ્વતંત્રપણાથી જતા રહે છે તો તે મનને અત્યંત પરિતાપ દુઃખ ઉપજાવે છે અને જો મનુષ્ય પોતે જ તેનો ત્યાગ કરે તો તે ત્યાગ તેને અનંત મોક્ષસુખ આપનાર થાય છે. ૧૮.

### કામ ત્યાગની શ્રેષ્ઠતા—

धन्यास्ते वंदनीयास्ते, तैस्त्रैलोक्यं पवित्रितम् ।
यैरेष भुवनक्लेशी काममल्लो विनिर्जितः ॥ १९ ॥

धर्मबिन्दु टीका, ( आ. स. ) पृ० ४६.

જેઓએ જગતને ક્લેશ પમાડનારા કામરૂપી મલ્લને જીત્યો છે, તે જ પુરૂષો ધન્ય છે, તે જ વંદનાને લાયક છે, અને તેઓએ જ ત્રણે લોકને પવિત્ર કર્યાં છે. ૧૯.

शूरान्महाशूरतमोऽस्ति को वा ?
मनोजबाणैर्व्यथितो न यस्तु ।
प्राज्ञोऽतिधीरश्च शमोऽस्ति को वा ?
प्राप्तो न मेदं ललनाकटाक्षैः ॥ २० ॥

( शंकराचार्यकृत ) प्रश्नोत्तरमाला.

આ જગતમાં શૂરથી પણ અત્યંત મહા શૂર કોણ છે ? ઉત્તર–જે કામદેવના બાણુથી વ્યથા પામ્યો ન હોય તે. બુદ્ધિ-

માન, અત્યંત ધીર અને સમતાવાળો કોણ છે ? ઉત્તર-જે સ્ત્રીઓના કટાક્ષોવડે ભેદાયો ન હોય તે. ૨૦.

## કામ-જયે વિરલ મનુષ્યો—

मत्तेभकुम्भदलने भुवि सन्ति शूराः,
केचित्प्रचण्डमृगराजवधेऽपि दक्षाः ।
किंतु ब्रवीमि बलिनां पुरतः प्रसह्य,
कन्दर्पदर्पदलने विरला मनुष्याः ॥ २१ ॥

( भर्तृहरि कृत ) शृंगार श०, श्लो० ७३.

પૃથ્વી ઉપર મદોન્મત્ત હાથીઓના કુંભસ્થળને દળી નાંખવામાં સમર્થ ઘણા શૂરવીરો છે, અને પ્રચંડ સિંહનો વધ કરવામાં પણ કેટલાક ડાહ્યા ( વીર ) પુરૂષો છે, પરંતુ તે સર્વ બળવાનોની પાસે હું આગ્રહથી કહું છું કે કામદેવનો ગર્વ દળી નાખવામાં શૂરવીરો તો વિરલા પુરૂષોજ છે-ઘણા થોડાજ છે. ૨૧.

## કામીના જીવનને ધિક્કાર—

योगे पीनपयोधराञ्चिततनोर्विच्छेदने बिभ्यतां,
मानस्यावसरे चटूक्तिविधुरं दीनं मुखं बिभ्रताम् ।
विश्लेषस्मरवह्निनाऽनुसमयं दन्दह्यमानात्मनां,
भ्रातः सर्वदशासु दुःखगहनं धिक्कामिनां जीवितम् ॥२२॥

( पद्मानन्दकृत ) वैराग्य शतक, श्लो० ११.

હે ભાઈ ! જેઓ પુષ્ટ સ્તનવડે વ્યાપ્ત શરીરવાળી સ્ત્રીના સંયોગમાં વિચ્છેદ-વિયોગ થવાની સંભાવનાથી ભય પામે છે, સ્ત્રી

જ્યારે માનમાં આવે છે–રીસાય છે, તે વખતે જેઓ ખુશામતના વચનવડે વ્યાપ્ત એવા દીન મુખને ધારણ કરે છે, તથા વિયોગમાં કામરૂપી અગ્નિવડે જેમનો આત્મા નિરંતર બળ્યા કરે છે, તેવા કામીજનોના જીવિતને ધિક્કાર છે. કેમકે તેમનું જીવિત સર્વ દશામાં દુ:ખથી વ્યાપ્ત જ છે. ૨૨.

### કામાન્ધ મનુષ્યો—

**दृश्यं वस्तु परं न पश्यति जगत्यन्धः पुरोऽवस्थितं,**
**रागान्धस्तु यदस्ति तत्परिहरन् यन्नास्ति तत्पश्यति ।**
**कुन्देन्दीवरपूर्णचन्द्रकलशश्रीमल्लतापल्लवा-**
**नारोप्याशुचिराशिषु प्रियतमागात्रेषु यन्मोदते ॥२३॥**

आचाराङ्ग सू० टी. (आ. स.) पृ. ९०.*

આ જગતમાં જે અંધ પુરૂષ છે તે પોતાની પાસે રહેલી અત્યંત જોઈ શકાય તેવી વસ્તુને પણ જોઈ શકતો નથી. પરંતુ જે પુરૂષ રાગથી અંધ થયેલો છે, તે તો જે વસ્તુ વિદ્યમાન છે તેનો ત્યાગ કરી જે વસ્તુ નથી તેને જુએ છે. કેમકે તે રાગાંધ પુરૂષ અપવિત્ર–અશુચિના સમૂહરૂપ સ્ત્રીના અવયવોને વિષે કુંદપુષ્પ, પૂર્ણ ચંદ્ર, કળશ–કુંભ અને શ્રીમાન–શોભાવાળા લતાના પલ્લવો–નવાંકુરોનો આરોપ કરીને આનંદ પામે છે. ૨૩.

**दिवा पश्यति नो घूकः, काको नक्तं न पश्यति ।**
**अपूर्वः कोऽपि कामान्धो, दिवानक्तं न पश्यति ॥ २४ ॥**

उपदेशमाला भाषान्तर, (प्र० स०) पृ. ६३.*

ઘુડપક્ષી ફક્ત દિવસેજ જોઈ શક્તો નથી, અને કાગડો

રાત્રે જોઈ શકતો નથી, પરંતુ કામાંધ પુરૂષ તો કોઇ અપૂર્વ-નવીન અંધ છે કે જે દિવસે અને રાત્રે પણ જોઇ શક્તો નથી-કામની અંદર આસક્ત થયેલો હોવાથી રાત્રે અને દિવસે પણ જોઇ શક્તો નથી. ૨૪.

मातरं स्वसुतां जामिं, रागान्धो नैव पश्यति ।
पशुवद्रमते तत्र, रामाऽपि स्वसुतादिषु ॥ २५ ॥

उपदेश प्रा०, स्तम्भ ७, व्याख्यान ९५.

વિષયના રાગથી અંધ થયેલો પુરૂષ પોતાની માતાને, પુત્રીને કે બ્હેનને જોતો નથી, અને તેમની સાથે પશુની જેમ ક્રીડા કરે છે. તે જ પ્રમાણે રાગાંધ થયેલી સ્ત્રી પણ પોતાના પુત્રાદિકની સાથે રમે છે. ૨૫.

कामी त्यजति सद्वृत्तं, गुरोर्वाणीं ह्रियं तथा ।
गुणानां समुदायं च, चेतःस्वास्थ्यं तथैव च ॥ २६ ॥

तत्त्वामृत, श्लो० १०८.

કામી પુરૂષ સદાચાર, ગુરૂનો ઉપદેશ, લજ્જા, ગુણોનો સમૂહ અને ચિત્તની સ્વસ્થતા એ સર્વનો ત્યાગ કરે છે. ૨૬.

मध्ये स्वां कृशतां कुरङ्गकदृशो भ्रूनेत्रयोर्वक्रतां,
कौटिल्यं चिकुरेषु रागमधरे मान्द्यं गतिप्रक्रमे ।
काठिन्यं कुचमण्डले तरलतामक्ष्णोर्निरीक्ष्य स्फुटं,
वैराग्यं न भजन्ति मन्दमतयः कामातुरा ही नराः ॥२७॥

( पद्मानन्दकृत ) वैराग्यशतक, श्लो० १२.

મૃગના જેવા લોચનવાળી સ્ત્રીના ઉદરનું કૃશપણું, ભ્રૂકુટિ અને નેત્રની વક્રતા, કેશનું કુટિલપણું, ઓષ્ઠમાં રાગ ( રંગ ) સહિતપણું, ગતિમાં મંદપણું, કુચને વિષે કઠિનપણું અને નેત્રને વિષે ચપળતા, આ સર્વે દોષો સ્ત્રીમાં રહેલા છે, તે સ્ફુટ રીતે જોતાં છતાં પણ મંદ બુદ્ધિવાળા કામી પુરૂષો વૈરાગ્યને પામતા નથી, એ ખેદની વાત છે. ૨૭.

पाण्डुत्वं गमितान्कचान्प्रतिहतां तारुण्यपुण्यश्रियं,
चक्षुः क्षीणबलं कृतं श्रवणयोर्बाधिर्यमुत्पादितम् ।
स्थानभ्रंशमवापिताश्च जरया दन्तास्थिमांसत्वचः,
पश्यन्तोऽपि जडा हहा हृदि सदा ध्यायन्ति तां प्रेयसीम् ।२८।

( पद्मानन्दकृत ) वैराग्य शतक, श्लो० १३.

વૃદ્ધાવસ્થાએ મસ્તકના કેશ ધોળા કર્યા, યુવાવસ્થાની પવિત્ર સુંદર લક્ષ્મી-શોભા હણી નાંખી, નેત્રનું બળ ક્ષીણ કર્યું, કાનમાં બહેરાપણું ઉત્પન્ન કર્યું, તથા દાંત, અસ્થિ, હાડકાં માંસ અને ત્વચા-ચામડીને સ્થાનથી ભ્રષ્ટ કર્યાં, આ સર્વને જોતાં છતાં પણ જડ પુરૂષો સર્વદા હૃદયમાં તે પ્રિયાનું જ ધ્યાન કરે છે, તે ખેદની વાત છે. ૨૮.

अन्यायार्जितवित्तवत्क्वचिदपि भ्रष्टं समस्तै रदै-
स्तापाक्रान्ततमालपत्रवदभूदङ्गं वलीभङ्गुरम् ।
केशेषु क्षणचन्द्रवद्धवलिमा व्यक्तं श्रितो यद्यपि
स्वैरं धावति मे तथापि हृदयं भोगेषु मुग्धं हहा ! ॥ २९ ॥

( पद्मानन्दकृत ) वैराग्यशतक; श्लो० १८.

અન્યાયથી ઉપાર્જન કરેલ ધન જેમ ઘરમાં રહેતું નથી, તેમ વૃદ્ધાવસ્થામાં મારા સર્વ દાંતો પડી ગયા છે, તાપથી ગ્લાનિ પામેલાં સુકાઇ-ગયેલાં તમાલના પાંદડાની જેમ મારૂં શરીર વળીયાવાળું થઇ ગયું છે, અને શુકલપક્ષના ચંદ્રની જેમ મારા કેશને વિષે સ્પષ્ટ રીતે શ્વેતતા આવી ગઇ છે, તો પણ ખેદની વાત છે કે મારૂં મુગ્ધ-અજ્ઞાની હૃદય કામભોગને વિષે ઇચ્છા પ્રમાણે દોડ્યા કરે છે. ૨૯.

लोकार्चितोऽपि कुलजोऽपि बहुश्रुतोऽपि,
धर्मस्थितोऽपि विरतोऽपि शमान्वितोऽपि ।
अक्षार्थपन्नगविषाकुलितो मनुष्य-
स्तन्नास्ति कर्म कुरुते न यदत्र निन्द्यम् ॥ ३० ॥

( अमितगति ) सुभाषितरत्नसं०, श्लो० १००.

ઇંદ્રિયોના વિષયરૂપી સર્પના વિષથી વ્યાકુલ થયેલો મનુષ્ય જો કે પોતે લોકમાં પૂજિત હોય, ઉંચા કુળમાં જન્મ્યો હોય, પંડિત-વિદ્વાન્ હોય, ધર્મમાં રહેલો ( ધર્મિષ્ઠ ) હોય, વિરતિ-વાળો ( વ્રતધારી ) હોય અથવા શમતાયુક્ત હોય, તોપણ તે મનુષ્ય આ જગતમાં એવું કોઇ નિંદ્ય કાર્ય નથી કે જે કાર્ય તે નથી કરતો. અર્થાત્ તે સર્વ નિંદ્ય કાર્ય કરે છે ૩૦.

लोकार्चितं गुरुजनं पितरं सवित्रीं,
बन्धुं सनाभिमबलां सुहृदं स्वसारम् ।
भृत्यं प्रभुं तनयमन्यजनं च मर्त्यो,
नो मन्यते विषयवैरिवशः कदाचित् ॥ ३१ ॥

( अमितगति ) सुभाषितरत्नसं०, श्लो० १०१.

વિષયરૂપી શત્રુને વશ થયેલો મનુષ્ય કદાપિ; લોકોમાં પૂજ્ય ગણાતા ગુરૂજનને, પિતાને, માતાને, બંધુને, પિતરાઇને, સ્રીને, મિત્રને, બહેનને, ચાકરને, શેઠને ( સ્વામીને ), પુત્રને, તથા બીજા કોઇ પણ માણસને માનતો નથી—ગણકારતો નથી. અર્થાત્ કોઇની લજ્જા કે ભય વગેરેની દરકાર રાખતો નથી. ૩૧.

**वयं येभ्यो जाता मृतिमुपगतास्तेऽत्र सकलाः,**
**समं यैः संवृद्धा ननु विरलतां तेऽपि गमिताः ।**
**इदानीमस्माकं मरणपरिपाटीक्रमकृतां,**
**न पश्यन्तोऽप्येवं विषयविरतिं यान्ति कृपणाः ॥ ३२ ॥**

( अमितगति ) सुभाषितरत्नसं०, श्लो० ३३७.

અમે જેનાથી ઉત્પન્ન થયા હતા, તે સર્વ મૃત્યુને પામી ગયા છે, જેઓની સાથે અમે વૃદ્ધિ પામ્યા છીએ, તેઓ પણ વિરલતાને ( ઓછાપણાને ) પામ્યા છે—ઓછા થઇ ગયા છે, અર્થાત્ કેટલાક મરી ગયા અને કેટલાક પરદેશ ગયા, અને હમણાં તો અમે મરણની પરપાટીને અનુક્રમે પ્રાપ્ત થયા છીએ. આ સર્વ અમારી અવસ્થાને જોતાં છતાં પણ વિષયમાં આસક્ત થયેલા બાપડા મનુષ્યો વિષયથી નિવૃત્ત થતા નથી. ૩૨.

**दुरन्तविषयास्वादपराधीनमना जनः ।**
**अन्धोऽन्धुमिव पादाग्रस्थितं मृत्युं न पश्यति ॥ ३३ ॥**

જેનો પરિણામ અત્યંત ખરાબ છે એવા વિષયના આસ્વાદથી જેનું મન પરાધીન થયેલું છે એવો પુરૂષ જેમ અંધ માણસ પોતાના પગની પાસે રહેલા કુવાને જોઇ શકતો નથી

તેમ પોતાના પગની પાસે એટલે નજીકમાં જ રહેલા મૃત્યુને જોઈ શકતો નથી. ક્ષણ વારમાં જ મરી જવું છે માટે વિષયનો ત્યાગ કરી આત્મ સાધન કરવામાં પ્રવૃત્તિ કરવી જોઇએ. ૩૩.

### કામ-વિષય સેવનના દોષો—

आपातमात्रमधुराः, परिणामेऽतिदारुणाः ।
शठवाच इवात्यन्तं, विपया विश्ववञ्चकाः ॥ ३४ ॥

त्रि० श० पु० चरित्र, पर्व १, स० ३, श्लो० ६०.

જેમ શઠ-દુર્જનની વાણી મુખે મીઠી પણ પરિણામે ભયંકર હોય છે, તેમ વિષયો આરંભમાં અત્યંત મધુર લાગે છે, પણ પરિણામે તો તે અત્યંત ભયંકર છે. તથા આખા જગતને ઠગનારા છે. ૩૪.

विषस्य विषयाणां च, पश्यतां महदन्तरम् ।
उपभुक्तं विषं हन्ति, विषयाः स्मरणादपि ॥ ३५ ॥

उपदेशप्रा०, स्तम्भ, ७ व्याख्यान ८९.❀

જુઓ, વિષ અને વિષયોમાં મોટું અંતર છે, કેમકે વિષ તો ખાધું હોય તોજ હણે છે અને વિષયો તો સંભારવા માત્રથી પણ હણે છે. ૩૫.

सुखं विषयसेवायामत्यल्पं सर्षपादपि ।
दुःखं नाल्पतरं क्षौद्रविन्द्वास्वादकमर्त्यवत् ॥ ३६ ॥

उपदेशप्रा०, स्तम्भ ७, व्याख्यान ९६.

વિષયરૂપી શત્રુને વશ થયેલો મનુષ્ય કદાપિ; લોકોમાં પૂજ્ય ગણાતા ગુરૂજનને, પિતાને, માતાને, બંધુને, પિતરાઇને, સ્રીને, મિત્રને, બ્હેનને, ચાકરને, શેઠને ( સ્વામીને ), પુત્રને, તથા બીજા કોઇ પણ માણસને માનતો નથી–ગણકારતો નથી. અર્થાત્ કોઇની લજ્જા કે ભય વગેરેની દરકાર રાખતો નથી. ૩૧.

**वयं येभ्यो जाता मृतिमुपगतास्तेऽत्र सकलाः,**
**समं यैः संवृद्धा ननु विरलतां तेऽपि गमिताः ।**
**इदानीमस्माकं मरणपरिपाटीक्रमकृतां,**
**न पश्यन्तोऽप्येवं विषयविरतिं यान्ति कृपणाः ॥ ३२ ॥**

( अमितगति ) सुभाषितरत्नसं०, श्लो० ३३७.

અમે જેનાથી ઉત્પન્ન થયા હતા, તે સર્વ મૃત્યુને પામી ગયા છે, જેઓની સાથે અમે વૃદ્ધિ પામ્યા છીએ, તેઓ પણ વિરલતાને ( ઓછાપણાને ) પામ્યા છે–ઓછા થઇ ગયા છે, અર્થાત્ કેટલાક મરી ગયા અને કેટલાક પરદેશ ગયા, અને હમણાં તો અમે મરણની પરપાટીને અનુક્રમે પ્રાપ્ત થયા છીએ. આ સર્વ અમારી અવસ્થાને જોતાં છતાં પણ વિષયમાં આસક્ત થયેલા બાપડા મનુષ્યો વિષયથી નિવૃત્ત થતા નથી. ૩૨.

**दुरन्तविषयास्वादपराधीनमना जनः ।**
**अन्धोऽन्धुमिव पादाग्रस्थितं मृत्युं न पश्यति ॥ ३३ ॥**

જેનો પરિણામ અત્યંત ખરાબ છે એવા વિષયના આસ્વાદથી જેનું મન પરાધીન થયેલું છે એવો પુરૂષ જેમ અંધ માણસ પોતાના પગની પાસે રહેલા કુવાને જોઇ શકતો નથી

पिशाचेनेव कामेन, च्छलितं सकलं जगत् ।
बंभ्रमीति परायत्तं, भवाब्धौ तन्निरन्तरम् ॥ ४० ॥

तत्त्वामृत, श्लो० १०६.

પિશાચની જેવા કામદેવ વડે આ આખું જગત છળાયું છે, તેથી આ જગત પરાધીન થઈને નિરંતર સંસાર સમુદ્રમાં વારંવાર ભમ્યા કરે છે. ૪૦.

ददति विषयदोषा ये तु दुःखं सुराणां,
कथमितरमनुष्यास्तेषु सौख्यं लभन्ते ? ।
मदमलिनकपोलः क्लिश्यते येन हस्ती,
क्रमपतितमृगं स त्यक्ष्यतीभारिरत्र ? ॥४१॥

( अमितगति ) सुभाषितरत्नसंदोह, श्लो० ४.

જે વિષયોરૂપી દોષો દેવોને પણ દુઃખ આપે છે, તે વિષયોમાં મનુષ્યો તો કયાંથી સુખ પામે ? ન જ પામે. જેના ગંડસ્થળ મદજળથી મલિન થયા હોય એવા હાથીને પણ જે સિંહ કલેશ પમાડે છે, તે સિંહ પોતાના પગમાં ( ફાળમાં ) આવેલા મૃગને શી રીતે ત્યાગ કરે ? ન જ કરે. ૪૧.

ध्यायतो विषयान् पुंसः, सङ्गस्तेषूपजायते
सङ्गात् संजायते कामः, कामात्क्रोधोऽभिजायते ॥ ४२ ॥
क्रोधाद्भवति संमोहः, संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो, बुद्धिनाशात्प्रणश्यति ॥ ४३ ॥

भगवद्गीता, अ० २, श्लो० ६२-६३.

મધના બિંદુનો આસ્વાદ કરનાર મનુષ્યની જેમ-મધબિંદુવાના દૃષ્ટાંતની જેમ વિષયની સેવા કરવામાં-વિષયને સેવવામાં સરસવથી પણ ઘણું ઓછું સુખ છે, અને દુઃખ તો ઘણું મોટું છે. ૩૬.

मदनोऽस्ति महाव्याधिर्दुश्चिकित्स्यः सदा बुधैः ।
संसारवर्धनोऽत्यर्थं, दुःखोत्पादनतत्परः ॥ ३७ ॥

तत्त्वामृत, श्लो० ९४.

સંસારને અત્યંત વધારનારો અને દુઃખ ઉત્પન્ન કરવામાં તત્પર એવો મદન-કામદેવ જ મોટો વ્યાધિ છે, તેની ચિકિત્સા પંડિતો પણ મુશ્કેલીથી કરી શકે છે. ૩૭.

यावद्यस्य हि कामाग्निर्हृदये प्रज्वलत्यलम् ।
आश्रयन्ति हि कर्माणि, तावत्तस्य निरन्तरम् ॥ ३८ ॥

तत्त्वामृत, श्लो० ९५.

જેના હૃદયમાં જ્યાં સુધી કામરૂપી અગ્નિ અત્યંત પ્રદીપ્ત છે, ત્યાં સુધી નિરંતર કર્મો તેનો આશ્રય કરે છે-તેને કર્મબંધ થયા કરે છે. ૩૮.

दोषाणामाकरः कामो, गुणानां च विनाशकृत् ।
पापस्य च निजो बन्धुरापदां चैव सङ्गमः ॥ ३९ ॥

तत्त्वामृत, श्लो० १०४.

કામદેવ સર્વ દોષોની ખાણ છે, સર્વ ગુણોનો વિનાશ કરનાર છે, પાપનો તો સ્વબંધુ છે, અને આપત્તિ-પીડાઓનો સમાગમ-મિત્રજ છે. ૩૯.

શકાય તેવા હોતા નથી, તેથી શત્રુ કરતાં પણ કામરૂપી શત્રુ અતિ અનિષ્ટ છે.) ૪૫.

कामिनां कामिनीनां च, सङ्गात् कामी भवेत् पुमान् ।
देहान्तरे ततः क्रोधी, लोभी मोही च जायते ॥ ४६ ॥

કામી પુરૂષો અને કામી સ્ત્રીઓના સંગથી મનુષ્ય કામી થાય છે, અને ત્યારપછી બીજા દેહમાં-ભવાંતરમાં ક્રોધવાળો, લોભી અને મોહવાળો થાય છે. ૪૬.



વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને તે વિષયને સંગ ઉત્પન્ન થાય છે, વિષયોના સંગથી કામ ઉત્પન્ન થાય છે, કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધથી સંમોહ (મૂર્છા) ઉત્પન્ન થાય છે, સંમોહથી સ્મૃતિના નાશ થાય છે, સ્મરણના નાશથી બુદ્ધિનો નાશ થાય છે, અને બુદ્ધિના નાશથી આત્મા નાશ પામે છે—આત્માના ગુણો નાશ પામે છે. ૪૨-૪૩.

**शरदम्बुधरच्छायागत्वर्यो यौवनश्रियः ।**
**आपातरम्या विषयाः, पर्यन्तपरितापिनः ॥ ४४ ॥**

किराता०, स० ११, श्लो० १२.

યૌવનની લક્ષ્મી-શોભા શરદ ઋતુના વાદળાની છાયાની જેમ ક્ષણવારમાં નાશ પામનારી છે, અને વિષયો આરંભમાં રમણીય લાગે છે, પણ પરિણામે પરિતાપ-સંતાપ ઉપજાવનારા છે. ૪૪.

**श्रद्धेया विप्रलब्धारः, प्रिया विप्रियकारिणः ।**
**सुदुस्त्यजास्त्यजन्तोऽपि, कामाः कष्टा हि शत्रवः ॥ ४५ ॥**

किरातार्जु०, स० ११, श्लो० ३५.

કામભોગો કષ્ટ આપનારા શત્રુ તુલ્ય જ છે, કેમકે તે કામભોગો પ્રારંભમાં મનોહર લાગે છે તેથી વિશ્વાસ રાખવા લાયક જણાય છે, પણ પરિણામે તે વિશ્વાસઘાત કરનારા છે, પ્રિય લાગે છે છતાં અપ્રિયને કરનારા છે, અને તે કામભોગ મનુષ્યને તજે છે છતાં મનુષ્યો તેને તજી શકતા નથી. (શત્રુઓ તો છેતરનારા, અપ્રિય કરનારા અને તજનારા જ માત્ર હોય છે, પણ વિશ્વાસ કરવા લાયક, પ્રિય અને ન તજી

यशःसुखपिपासितैरयमसावनर्थोत्तरैः,
परैरपसदः कुतोऽपि कथमप्यपाकृष्यते ॥ ३ ॥
आचा० सू० चू०, ( आ. स. ) पृ० १३५.*

'આ મારૂં છે અને આ હું છું' એ પ્રમાણે મનુષ્યને જ્યાં-સુધી અભિમાનરૂપી દાહજ્વર ચડેલો હોય છે, ત્યાંસુધી યમરાજના મુખમાં જવાનું જ છે, તેથી શાંતિની પ્રાપ્તિ થતી જ નથી. યશ અને સુખની તૃષ્ણા-ઇચ્છા રાખનારા અને અનર્થમાં જ પ્રવર્ત-નારા અન્ય જનો આ અધમ એવા અભિમાનરૂપી દાહજ્વરને કોઈપણ ઠેકાણેથી કોઇપણ પ્રકારે ખેંચી લાવે જ છે. ૩.

तथाहि येन जायन्ते, क्रोध-लोभादयो भृशम् ।
स्वर्णं रूप्यं न तद्देयं चरित्रिभ्यश्चरित्रहृत् ॥ ४ ॥
वन्दारुवृत्ति ( आ. स. ) पृ० ७६-१.

જેનાથી અત્યંત ક્રોધ, લોભ વિગેરે ઉત્પન્ન થાય છે, તે સુવર્ણ, રૂપું વિગેરે કાંઇપણ ચારિત્રવાળા મુનિઓને આપવું નહિં. કેમકે તે સુવર્ણાદિક ચારિત્રનો નાશ કરનાર છે. ૪.

असंतोषमविश्वासमारम्भं दुःखकारणम् ।
मत्वा मूर्छाफलं कुर्यात् परिग्रहनियन्त्रणम् ॥ ५ ॥
त्रिषष्टि० पर्व १, स० ३, श्लो० ६३४.

મૂર્છાનો ત્યાગ નહિં કરવાથી દુઃખના કારણરૂપ અસંતોષ, અવિશ્વાસ અને ઘણા આરંભો પ્રાપ્ત થાય છે, આ સર્વ મૂર્છાનું જ ફળ છે, એમ જાણીને મનુષ્યે પરિગ્રહનું પ્રમાણ કરવું જોઇએ. ૫.

# परिग्रह (१५)

પરિગ્રહનું સ્વરૂપ—

अध्यात्मविदो मूर्च्छां परिग्रहं वर्णयन्ति निश्चयतः ।
तस्माद्वैराग्येप्सोराकिञ्चन्यं परो धर्मः ॥ १ ॥

प्रशमरति प्रकरण, श्लो० १७८.

અધ્યાત્મ જ્ઞાનીઓ નિશ્ચયથી મૂર્ચ્છાનેજ પરિગ્રહ કહે છે. તેથી વૈરાગ્યના અર્થીને માટે પરિગ્રહનો ત્યાગ એ ઉત્તમ ધર્મ છે. ૧.

પરિગ્રહ ત્યાગ—

संसारमूलमारम्भास्तेषां हेतुः परिग्रहः ।
तस्मादुपासकः कुर्यादल्पमल्पं परिग्रहे ॥ २ ॥

योगशास्त्र, द्वितीय प्रकाश, श्लो० ११०.

સંસારની વૃદ્ધિનું મૂળ-કારણ આરંભો છે અને તે આરંભોનું કારણ પરિગ્રહ છે, તેથી શ્રાવકે પરિગ્રહ ઓછો ઓછો કરતા રહેવું જોઇએ. ૨.

પરિગ્રહના દોષો—

ममाहमिति चैष यावदभिमानदाहज्वरः,
कृतान्तमुखमेव तावदिति न प्रशान्त्युन्नयः ।

રહિત એવા મનુષ્યના હાડકાને અસાધારણ રસની પ્રીતિથી ખાય છે-કરડે છે, તે વખતે પોતાની પાસે કદાચ ઇંદ્ર ઉભો હોય તો તેને પણ 'આ મારૂં ભોજન લઇ જશે' એવી શંકાથી જુએ છે. હલકો-અજ્ઞાની માણસ પરિગ્રહની તુચ્છતા-નિ:સારતા માનતો જ નથી. ૮.

## ધર્મનાં નિમિત્તથી રાખેલ પરિગ્રહ:—

परिग्रहात्स्वीकृतधर्मसाधना-
मिधानमात्रात्किमु मूढ ! तुष्यसि ।
न वेत्सि हेम्नाप्यतिभारिता तरी,
निमज्जयत्यंगिनमंबुधौ द्रुतम् ॥ ९ ॥

अध्यात्मकल्पद्रुम, त्रयोदशमोऽधिकार, श्लो० २५.

હે મૂઢ ! ધર્મના સાધનને ઉપકરણાદિનું નામ માત્ર આપીને સ્વીકારેલા પરિગ્રહથી તું કેમ હર્ષ પામે છે ? શું જાણતો નથી કે વહાણમાં જો સોનાનો પણ અતિભાર ભર્યો હોય તો તે પણ બેસનાર પ્રાણીને તુરત જ સમુદ્રમાં બુડાડે છે ? ૯.

धर्मार्थं यस्य वित्तेहा तस्यानीहा गरीयसी ।
प्रक्षालनाद्धि पंकस्य दूरादस्पर्शनं वरम् ॥ १० ॥

पाराशरस्मृति श्लोक. २३३.

જે( માણસ )ને ધર્મ કરવા માટે જ ધન( મેળવવા )ની ઇચ્છા હોય તેણે તો (ધનની) અનિચ્છા ( રાખવી )જ ઉત્તમ

### પરિગ્રહથી થતા દોષ—

सङ्गाद् भवन्त्यसन्तोऽपि राग–द्वेषादयो द्विषः ।
मुनेरपि चलेच्चेतो यत् तेनान्दोलितात्मनः ॥ ६ ॥

योगशास्त्र, द्वितीय प्रकाश, श्लो० १०९.

અછતા–અવિદ્યમાન એવા પણ રાગ દ્વેષ વિગેરે શત્રુઓ સંગથી ( પરિગ્રહથી ) ઉત્પન્ન થાય છે. કારણ કે તે પરિગ્રહ વડે જેનું મન વ્યાકુળ થયું છે એવા મુનિનું ચિત્ત પણ ચલાયમાન થાય છે. ૬.

करोति हे दैत्यसुत ! यावन्मात्रं परिग्रहम् ।
तावन्मात्रं स एवास्य दुखं चेतसि यच्छति ॥७॥

હે દૈત્યપુત્ર ( પ્રહ્‌લાદ ) ! મનુષ્ય જેટલો પરિગ્રહ ધારણ કરે છે, તેટલા પ્રમાણમાં તે તેના ચિત્તમાં દુઃખ આપે છે. અર્થાત્ જેટલો પરિગ્રહ તેટલું દુઃખ. ૭.

### પરિગ્રહની તુચ્છતા—

क्रमिकुलचितं लालाक्लिन्नं विगन्धि जुगुप्सितं,
निरुपमरसप्रीत्या खादन्नरास्थि निरामिषम् ।
सुरपतिमपि श्वा पार्श्वस्थं सशङ्कितमीक्षते,
न हि गणयति क्षुद्रो लोकः परिग्रहफल्गुताम् ॥८॥

आचा० सू० वृ०, ( आ. स. ) पृ० १२३.*.

કુતરો કીડાના સમૂહથી વ્યાપ્ત, પોતાની જ લાળે કરીને આર્દ્ર, ખરાબ ગંધવાળા, દુગંછા કરવા લાયક અને માંસ

સંસારની વૃદ્ધિ થાય છે. એટલા માટે આ ( પરિગ્રહ પરિણામ ) વ્રત લેવું ! ૧૨.

प्रत्यर्थी प्रशमस्य मित्रमधृतेर्मोहस्य विश्रामभूः,
पापानां खनिरापदां पदमसद्ध्यानस्य लीलावनम् ।
व्याक्षेपस्य निधिर्मदस्य सचिवः शोकस्य हेतुः कलेः,
केलीवेश्म परिग्रहः परिहृतेर्योग्यो विविक्तात्मनाम् ॥१३॥

सिन्दूरप्रकरण. श्लो० ४२.

વિવેકી પુરૂષોએ પરિગ્રહનો ત્યાગ કરવો યોગ્ય છે. કેમકે પરિગ્રહ શમતાનો શત્રુ છે, અધૃતિનો મિત્ર છે, મોહને વિશ્રાંતિનું સ્થાન છે, પાપની ખાણ છે, આપત્તિનું સ્થાન છે, અશુભ ધ્યાનને ક્રીડા કરવાનું ઉદ્યાન છે, વ્યાકુળતાનું નિધાન છે, મદનો મંત્રી છે, શોકનો હેતુ છે, અને કલિને–ક્લેશને ક્રીડા કરવાનું ઘર છે. ૧૩.

कालुष्यं जनयन् जडस्य रचयन् धर्म्मद्रुमोन्मूलनं,
क्लिश्यन्नीतिकृपाक्षमाकमलिनीं लोभाम्बुधिं वर्द्धयन् ।
मर्यादातटमुद्रुजन् शुभमनोहंसप्रवासं दिशन्,
किं न क्लेशकरः परिग्रहनदीपूरः प्रवृद्धिं गतः ॥ १४ ॥

सिन्दूरप्रकरण श्लो० ४१.

પરિગ્રહરૂપી નદીનું પૂર વૃદ્ધિ પામ્યું હોય તો તે જડ પુરૂષની કલુષતા–મલિનતા ઉત્પન્ન કરે છે, ધર્મરૂપી વૃક્ષોને ઉખેડી નાંખે છે, નીતિ, કૃપા અને ક્ષમારૂપી કમલિનીને ક્લેશ પમાડે

છે. ( કારણ કે પહેલાં કાદવમાં પગ બગાડીને પછી ) કાદવને ધોવા કરતાં, દૂર ઉભા રહીને, કાદવને સ્પર્શ નહિં કરવો એ જ ઉત્તમ છે. ૧૦.

### પરિગ્રહથી નુકસાનઃ—

रक्षार्थं खलु संयमस्य गदिता येऽर्था यतीनां जिनै-
वासःपुस्तकपात्रकप्रभृतयो धर्मोपकृत्यात्मकाः ।
मूर्छन्मोहवशात्त एव कुधियां संसारपाताय धिक्,
स्वं स्वस्यैव वधाय शस्त्रमधियां यद्दुष्प्रयुक्तं भवेत् ॥११॥

अध्यात्मकल्पद्रुम.

સાધુઓના ચારિત્રની રક્ષાને માટે જ જિનેશ્વરોએ ધર્મને ઉપકાર કરનારા વસ્ત્ર, પુસ્તક અને પાત્ર વગેરે જે પદાર્થો કહેલા છે, તે જ ( પદાર્થો વૃદ્ધિ પામતા ) મોહના-મૂર્છાના વશથી કુબુદ્ધિવાળા સાધુઓને સંસારમાં ભ્રમણ કરાવનારા જ થાય છે, ( તેથી તે મોહને ) ધિક્કાર છે. કેમકે કુબુદ્ધિ પુરૂષોએ વિપરીત વાપરેલું પોતાનું શસ્ત્ર પોતાના જ વધને માટે થાય છે. ૧૧.

परिग्रहार्थमारंभमसंतोषाद्वितन्वते ।
संसारवृद्धिस्तेनैव, गृह्णीत तदिदं व्रतम् ॥ १२ ॥

उपदेशप्रासाद भा० अष्टमस्तंभ व्या० १०९.

( પ્રાણી પોતાની ) અસંતોષવૃત્તિથી પરિગ્રહ કરવા માટે આરંભ( :પાપ )ને આચરે છે. ( અને ) એ( આરંભ )થી

परिग्रहग्रहावेशाद् दुर्भाषितरजःकिराम् ।
श्रूयन्ते विकृताः किं न प्रलापा लिङ्गिनामपि ॥ १७ ॥

परिग्रहाष्टक, श्लो० २

પરિગ્રહરૂપી ગ્રહના આવેશથી, દુર્વચનરૂપી ધૂળને ઉડાડનારા વેષધારીઓના પણ વિકૃત પ્રલાપો શું સંભળાતા નથી? (એટલે કે પરિગ્રહને આધીન માણુસ બોલવાનું ભાન પણ ગુમાવી બેસે છે.) ૧૭,

तपःश्रुतपरिवारां शमसाम्राज्यसम्पदम् ।
परिग्रहग्रहग्रस्ता त्यजेयुर्योगिनोऽपि हि ॥ १८ ॥

पाराशरस्मृति श्लो० १५९.

યોગી પુરૂષો પણ, જ્યારે પરિગ્રહરૂપી ગ્રહને આધીન થઇ જાય છે ત્યારે, તપ અને શાસ્ત્રજ્ઞાનના પરિવારવાળી શાંતિરૂપી સામ્રાજ્યની સંપત્તિને તજી દે છે. ૧૮.

परिग्रहाधिकं प्राणी प्रायेणारंभकारकः ।
स च दुःखखनिर्नूनं ततः कल्प्या तदल्पता ॥ १९ ॥

उपदेशप्रासाद, अष्टमस्तंभ व्या० १०६.

પરિગ્રહને વધારવા માટે પ્રાણી ઘણેભાગે આરંભ(પાપ)ને કરનારો થાય છે. અને એ આરંભ દુઃખની ખાણ રૂપ છે. એટલા માટે પરિગ્રહને ઓછો કરવાનો વિચાર કરવો જોઇએ. ૧૯.

परिग्रहमहत्वाद्धि मज्जत्येव भवांबुधौ ।
महापोत इव प्राणी त्यजेत् तस्मात् परिग्रहम् ॥ २० ॥

उपदेशप्रासाद, अष्टमस्तंभ व्या० १०६.

છે, લોભરૂપી સમુદ્રને વધારે છે, મર્યાદારૂપી કિનારાને ભાંગી નાંખે છે, શુભ મનરૂપી હંસને પ્રવાસ આપે છે–કાઢી મૂકે છે. ( ટુંકમાં કહીએ તો ) પરિગ્રહ શું શું કલેશને નથી કરતો ? ૧૪.

द्वेषस्यायतनं धृतेरपचयः क्षान्तेः प्रतीपो विधि–
व्यक्षेपस्य सुहृन्मदस्य भवनं ध्यानस्य कष्टो रिपुः ।
दुःखस्य प्रभवः सुखस्य निधनं पापस्य वासो निजः,
प्राऽज्ञस्यापि परिग्रहो ग्रह इव क्लेशाय नाशाय च ॥१५॥

सुत्रकृतांगसूत्र ( आगमोदय स० ) पृ० १३*

ડાહ્યા ( સમજુ ) માણસને પણ પરિગ્રહ એ ગ્રહની માફક કલેશ અને નાશને માટે થાય છે. ( કારણ કે એ પરિગ્રહ ) દ્વેષના સ્થાન સમાન છે; ધીરજના ક્ષય સમાન છે; ક્ષમાનો વિરોધી છે; વ્યાક્ષેપના મિત્ર સમાન છે; અહંકારના રહેઠાણ સમાન છે; ધ્યાનનો પાકો દુશ્મન છે; દુઃખનું કારણ છે; સુખનો નાશ કરનાર છે; અને પાપના વાસસ્થાન સમાન છે. ( અર્થાત્ પરિગ્રહવાળાને આ બધું સહન કરવું પડે છે ) ૧૫.

परिग्रहं चेद्व्यजहा गृहादेस्तत्किं नु धर्मोपकृतिच्छलात्तम् ।
करोषि शय्योपधिपुस्तकादेर्गरोऽपि नामांतरतोपि हंता ॥ १६ ॥

अध्यात्मकल्पद्रुम त्रयोदशमोऽधिकार, श्लो०, २४.

ઘર વિગેરે પરિગ્રહને તેં તજી દીધા છે, તો પછી ધર્મના ઉપકરણને બહાને શય્યા, ઉપધિ, પુસ્તક વિગેરેનો પરિગ્રહ શામાટે કરે છે ? ઝેરને નામાંતર કર્યાથી પણ તે મારે છે. ૧૬.

मूर्च्छाछिन्नधियां सर्वं जगदेव परिग्रहः ।
मूर्च्छया रहितानां तु जगदेवापरिग्रहः ॥ २३ ॥

ज्ञानसार, परिग्रहाष्टक श्लोक ८.

મૂર્ચ્છા( પરિગ્રહની ભાવના )થી જેની બુદ્ધિ ઢંકાઈ ગઇ છે તે માણસ માટે આખું જગત્ પરિગ્રહ રૂપ છે, અને જે માણસો મૂર્ચ્છા વગરના છે તેમને આખું જગત્ અપરિગ્રહ રૂપ છે. ૨૩.

સાચો અપરિગ્રહઃ—

चित्तेऽन्तर्ग्रंथगहने बहिर्निर्ग्रंथता वृथा ।
त्यागात् कंचुकमात्रस्य भुजगो नहि निर्विषः ॥ २४ ॥

ज्ञानसार, परिग्रहाष्टक श्लोक ४.

ચિત્ત જો આંતરિક પરિગ્રહમાં મગ્ન થયેલું હોય તો બાહ્ય પરિગ્રહનો ત્યાગ નકામો છે; કારણ કે કાંચળી ઉતારી નાખવા માત્રથી સર્પ કાંઈ વિષ રહિત નથી બની જતો ( એટલે કે—સાચો અપરિગ્રહ એ આંતરિક અપરિગ્રહ જ છે ). ૨૪.

પરિગ્રહત્યાગનું ફળઃ—

त्यक्ते परिग्रहे साधोः प्रयाति सकलं रजः ।
पालित्यागे क्षणादेव सरसः सलिलं यथा ॥ २५ ॥

ज्ञानसार, परिग्रहाष्टक श्लोक ५.

જેમ પાળ દૂર થવાની સાથે જ સરોવરનું પાણી ચાલ્યું જાય છે તેવી જ રીતે પરિગ્રહનો ત્યાગ કરવાથી સાધુની સમસ્ત ( કર્મરૂપી ) રજ ચાલી જાય છે. ( એટલે કે પરિગ્રહ એ કર્મ રજને રોકી રાખવામાં પાળ સમાન છે ). ૨૫.

જેમ ( બહુ ભારથી ભરેલું ) મોટું વહાણ ( સમુદ્રમાં ) ડુબી જાય છે તેમ બહુ પરિગ્રહ( ના ભાર )થી પ્રાણી સંસાર સમુદ્રમાં ડુબી જાય છે. ૨૦.

### પરિગ્રહગ્રહની વિલક્ષણતાઃ—

**न परावर्तते राशे–र्वक्रतां जातु नोज्झति ।**
**परिग्रहग्रहः कोऽयं, विडंबितजगत्त्रयः ॥ २१ ॥**

परि० अष्टक० श्लो० १.

જે રાશિથી પાછો ફરતો નથી, વક્રતાને કદાપિ છોડતો નથી, એવો ત્રણ જગતને વિડંબના કરનાર પરિગ્રહરૂપી ગ્રહ ( ખરેખર ! ) વિચિત્ર છે ! ( મંગલ વગેરે ગ્રહો એક રાશિમાંથી પાછા ફરી બીજી રાશિમાં જાય છે. વળી પોતાની વક્રતાનો ત્યાગ કરે છે અને બધા પ્રાણીઓને વિડંબના પમાડતા નથી, પણ પરિગ્રહરૂપી ગ્રહ પોતાની ક્રોધાદિ રાશિથી પાછો ફરતો નથી, અનાદિકાળથી પોતાની રાશિમાં રહે છે. માયા–વક્રતાનો ત્યાગ કરતો નથી. અને ત્રણે જગતને વિડંબના પમાડી રહ્યો છે માટે બધા ગ્રહોથી આ ગ્રહ વિલક્ષણ છે. ૨૧.

### પરિગ્રહત્યાગ–અપરિગ્રહનું સ્વરૂપઃ—

**सर्वभावेषु मूर्छायास्त्यागः स्यादपरिग्रहः ।**
**यदसत्स्वपि जायेत मूर्छया चित्तविप्लवः ॥ २२ ॥**

त्रिषष्टि० पर्व १, सर्ग ३, श्लोक ६२६

સર્વ પદાર્થોને વિષે મૂર્છાનો ( મમત્વનો–મારાપણાનો ) ત્યાગ કરવો તે જ અપરિગ્રહ છે, કારણ કે અછતા પદાર્થોને વિષે પણ જો મૂર્છા હોય તો તેથી ચિત્ત વ્યાકુળ થાય છે. ૨૨.

# दिशापरिमाण ( १६ )

દિશાપરિમાણવ્રતનું સ્વરૂપઃ—

दशस्वपि कृता दिक्षु, यत्र सीमा न लङ्घ्यते ।
ख्यातं दिग्विरतिरिति, प्रथमं तद् गुणव्रतम् ॥ १ ॥

योगशास्त्र तृ० प्र०, श्लो० १.

જે વ્રતમાં દશે દિશાઓમાં જવા–આવવાના કરેલા નિયમની મર્યાદા ઉલ્લંઘન ન કરાય, તે દિગ્વિરતિ નામનું પહેલું ગુણવ્રત કહેલું છે. ૧.

दशदिग्गमने यत्र मर्यादा कापि तन्यते ।
दिग्विरत्याख्यया ख्यातं तद्गुणव्रतमादिमम् ॥ २ ॥

उपदेशप्रासाद भा० अष्टमस्तंभ व्या० ११०.

દશે દિશામાં જવા (આવવા)ની જેમાં કંઈપણ મર્યાદા કરવામાં આવે છે, તેને દિગ્વિરતિ નામનું પ્રથમ ગુણવ્રત કહે છે. ૨.

દિશાપરિમાણનું ફળઃ—

जगदाक्रममाणस्य, प्रसरल्लोभवारिधेः ।
स्खलनं विदधे तेन, येन दिग्विरतिः कृता ॥ ३ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ३

जह जह अप्पो लोहो जह जह अप्पो परिग्गहारंभो ।
तह तह सुह पवड्डइ धम्मस्स य होइ संसिद्धि ॥ २६ ॥

उपदेशप्रासाद भा० अष्टमस्तंभ व्या० १०७

જેમ જેમ લોભ ઓછો થાય ( અને ) જેમ જેમ પરિગ્રહ અને આરંભ ઓછો થતો જાય તેમ તેમ સુખ વધતું જાય છે અને ધર્મની સિદ્ધિ થાય છે. ૨૬.

त्यक्तपुत्रकलत्रस्य मूर्च्छामुक्तस्य योगिनः ।
चिन्मात्रप्रतिबद्धस्य का पुद्गलनियंत्रणा ॥ २७ ॥

ज्ञानसार, परिग्रहाष्टक. श्लोक ६.

(જે) યોગી પુરૂષે, પોતાના પુત્ર સ્ત્રી( આદિ )નો ત્યાગ કર્યો છે, જે મૂર્છા( પરિગ્રહની ભાવના )થી મુક્ત છે અને જે જ્ઞાનમાત્રમાં જોડાયેલો છે તેને પુદ્ગલો શું બંધન કરી શકે? ૨૭.

यस्त्यक्त्वा तृणवद् बाह्यमांतरं च परिग्रहम् ।
उदास्ते तत्पदांभोजं पर्युपास्ते जगत्त्रयी ॥ २८ ॥

ज्ञानसार, परिग्रहाष्टक. श्लोक ३.

જે માણસ બાહ્ય અને આભ્યંતર પરિગ્રહનો તરણાની માફક ત્યાગ કરીને ( જગતના પદાર્થો પ્રતિ ) ઉદાસીનતાને ધારણ કરે છે તે માણસના ચરણકમળની ત્રણ જગત્ સેવા કરે છે. ૨૮.

## भोगोपभोग ( १७ )

### ભોગોપભોગવ્રતનું સ્વરૂપઃ—

भोगोपभोगयोः संख्या शक्त्या यत्र विधीयते ।
भोगोपभोगमानं तद् द्वैतीयिकं गुणव्रतम् ॥ १ ॥

योग शा० पृ० १५७ श्लो० ४ प्र० स०

જે વ્રતને વિષે, પોતાની શક્તિ પ્રમાણે, ભોગ તથા ઉપભોગ(ના પદાર્થો)ની સંખ્યા કરવામાં આવે છે તે, ભોગોપભોગના પરિમાણ રૂપ, બીજું ગુણવ્રત કહેવાય છે. ૧.

### ભોગ તથા ઉપભોગની વ્યાખ્યાઃ—

सकृदेव भुज्यते यः, स भोगोऽन्नस्रगादिकः ।
पुनः पुनः पुनर्भोग्य उपभोगोऽङ्गनादिकः ॥ २ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ५.

જે એક જ વાર ભોગવવામાં આવે તે અનાજ પુષ્પમાળા વિગેરે ભોગ કહેવાય છે; અને જે ફરી ફરી ભોગવવામાં આવે તે સ્ત્રી વિગેરે ઉપભોગ કહેવાય. ૨.

सकृत्सेवोचितो भोगो ज्ञेयोऽन्नकुसुमादिकः ।
मुहुः सेवोचितस्तूपभोगः स्वर्णांगनादिकः ॥ ३ ॥

उपदेशप्रासाद भा० अष्टमस्तंभ व्या० ११४.

જે એક વખત ભોગવવા લાયક હોય તે અન્ન પુષ્પ વિગેરે પદાર્થો 'ભોગ' તરીકે ગણાય છે અને જે વારંવાર ભોગવવામાં આવતો હોય તે સુવર્ણ—સ્ત્રી આદિ પદાર્થો 'ઉપભોગ' ગણાય છે. ૩.



જે માણસે દિશાઓમાં ગમન કરવાનો નિયમ લીધો છે, તેણે જગતને દબાવતા અને ફેલાતા લોભ રૂપી સમુદ્રને આગળ વધતો અટકાવ્યો છે. ૩.

## દિશાપરિમાણની વિશેષતાઃ—

चराचराणां जीवानां, विमर्दननिवर्तनात् ।
तप्तायोगोलकल्पस्य, सद्वृत्तं गृहिणोऽप्यदः ॥ ४ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० २.

( જેમ તપેલો લોઢાનો ગોળો જ્યાં જાય ત્યાં જીવોનો નાશ કરે છે, તેમ ) તપેલા લોઢાના ગોળા સરખા ગૃહસ્થને પણ આ દિગ્વિરતિવ્રતમાં ચરાચર ( ચાલતા અને સ્થિર ) જીવોના વિમર્દનનું નિવર્તન હોવાથી આ વ્રત ઉત્તમ છે. ( એટલે આ વ્રતમાં પાપથી નિવૃત્તિ થતી હોવાથી એ ગૃહસ્થને યોગ્ય છે. ) ૪.



रसैश्चलितं निःस्वादं द्व्यक्षाणां योनिस्थानकम् ।
पर्युषितं कुत्सि(थि)तान्नं भक्षणादुःखमासदेत् ॥ ३ ॥

उपदे. प्रा. भा. २ पृ. ५३.

જેનો રસ ફરી ગયો હોય, જે સ્વાદ રહિત થયું હોય, જે દ્વીંદ્રિય જીવોની ઉત્પત્તિનું સ્થાન થયું હોય, જે વાસી રહ્યું હોય અને જે અન્ન ખરાબ થયું હોય અથવા કોહી ગયું હોય, તે અન્ન ખાવાથી જીવ નરકાદિક દુઃખને પામે છે. ૩.

लशुनं गृञ्जनं चैव पलाण्डु कवकानि च ।
वार्ताकनालिकाऽलाबु ह्यवेयाज्जातिदूषितम् ॥ ४ ॥

भविष्य पुराण अ० १६ श्लो० १७

લસણ, ગાજર, પલાંડુ( ડુંગળી ), બિલાડીના ટોપ, રીંગણા, કમળનું નાળ અને તુંબડું એ સર્વે જાતિથી જ દૂષિત છે ( એટલે અભક્ષ્ય છે )૪.

अभोज्यं प्राहुराहारं शुक्तं पर्युषितं तथा ।
अन्यत्र मधु-सक्तुभ्यां भक्षे(क्ष्ये)भ्यः सर्पिषो गुडात् ॥ ५ ॥

देवलस्मृति श्लो० १७

અત્યંત ખાટો થઇ ગયેલ પદાર્થ; અને મધ તથા સાથવો અને ગોળ ઘીથી બનેલ ભક્ષ્ય પદાર્થ સિવાયનો વાસી પદાર્થ અભક્ષ્ય છે. ( એટલે કે મધ અને સાથવો તેમજ ગોળ ઘીનો બનેલ પદાર્થ વાસી છતાં ભક્ષ્ય છે ) ૫.

## अभक्ष्य ( १८ )

અભક્ષ્યના પ્રકારઃ—

अनन्तकायसन्धाने बहुबीजं चाभक्ष्यकम् ।
आमगोरसमिश्रं च द्विदलं सूक्ष्मसत्त्वजम् ॥ १ ॥

उपदे० प्रा० भा० २ पृ० ५१ प्र० स० षा.

અનંતકાય, (બોળ) અથાણું, બહુ બીજવાળાં ફળ, કાચું દૂધ, કાચી છાશ વિગેરેથી મિશ્ર કરેલું દ્વિદલ (કઠોળ–તેની દાળ કે આટો વિગેરે) આ બધી વસ્તુઓ સૂક્ષ્મ જીવોને ઉત્પન્ન કરનાર છે અને એટલા માટે એ અભક્ષ્ય છે ૧.

तुच्छफलं च वृन्ताकं रसेन चलितं तथा ।
अज्ञातफलमेतानि ह्यभक्ष्याणि द्वाविंशतिः ॥ २ ॥

उपदे० प्रा. भा. २ पृ. ५२ प्र. स.

તુચ્છફળ (મહુડાં, લીંબુ, બોર, કોઠાં વિગેરે), વૃંતાક, રસવડે ચલિત થયેલું એટલે સ્વાદ રહિત થયેલું વાસી–ઉતરી ગયેલું, તથા અજ્ઞાત ફળ એટલે જે ફળ જાણવામાં ન હોય–અજાણ્યાં હોય, તે (સર્વ પ્રથમ કહેલાની સાથે મેળવતાં) બાવીશ અભક્ષ્ય છે ૨.

वृन्ताकं श्वेतवृन्ताकं मूलकं रक्तमूलकम् ।
वर्जयेच्चैव शास्त्रज्ञ इत्येवं मनुरब्रवीत् ॥ ९ ॥

महाभा० शां० अ० १५ श्लो० ५.

રીંગણાં, ધોળા રીંગણાં, મૂળા અને રાતા મૂળાંને શાસ્ત્ર સમજનાર માણસે વર્જવા જોઈએ, એમ મનુએ કહ્યું છે. ૯.

अभक्ष्याणि न भक्ष्याणि कन्दमूलानि भारत ! ।
नूतनोद्गमपत्राणि वर्जनीयानि सर्वतः ॥ १० ॥

महा भारते, शान्ति पर्व, अ० २८ श्लो० २३.

હે ભારત ( યુધિષ્ઠિર ) ! કંદમૂળ વિગેરે અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરવું નહીં. તેમજ નવા કોમળ ઉગેલાં પાંદડાઓ સર્વથા વર્જવા લાયક છે. ૧૦.

लशुनं गृञ्जनं चैव पलाण्डु कवकानि च ।
अभक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवाणि च ॥ ११ ॥

मनुस्मृ० अ० ५ श्लो० ५.

લસણ, ગાજર, ડુંગળી, બિલાડીનો ટોપ તથા અપવિત્ર ખાતરથી ઉત્પન્ન થયેલી વસ્તુ, એ સર્વ દ્વિજોને અભક્ષ્ય છે. ૧૧.

અભક્ષ્ય-ભક્ષણનું ફળઃ—

श्वभ्रद्वाराणि चत्वारि, द्विदलं सामगोरसम् ।
मधुजालमपूताम्बु, कन्दसन्धानभक्षणम् ॥ १२ ॥

महाभारते प्रभासपुराणे.

અભક્ષ્યના પ્રકાર અને ત્યાગ:—

फलान्यज्ञातनामानि पत्रपुष्पाण्यनेकधा ।
गुरुसाक्ष्यात्मसौख्यार्थं त्याज्यानि वंकचूलवत् ॥ ६ ॥

उपदे० प्रा. भा. २ पृ. ५५.

જેનું નામ જાણવામાં ન હોય એવાં અનેક પ્રકારનાં ફળો, પાંદડાઓ અને પુષ્પોને પોતાના સુખને માટે વંકચૂળની જેમ ગુરૂની સાક્ષીએ ત્યાગ કરવા. ૬.

मद्यं मांसं नवनीतं मधूदुम्बरपञ्चकम् ।
अनन्तकायमज्ञातफलं रात्रौ च भोजनम् ॥ ७ ॥

योगशास्त्र तृ० प्र० श्लो० ६.

आमगोरससम्पृक्तं द्विदलं पुष्पितोदनम् ।
दध्यहर्द्वितयातीतं कुथितान्नं च वर्जयेत् ॥ ८ ॥

योगशास्त्र तृ० प्र० श्लो० ७.

મદિરા, માંસ, માખણ, મધ, પાંચ પ્રકારના ઉદુંબર, (ઉમરા), અનંતકાય, અજાણ્યા ફળ અને રાત્રે ભોજન, (આ સર્વ ધર્મી પુરૂષે તજવાના છે.) ૭.

કાચું ગોરસ-દૂધ, દહીં, છાશ વિગેરેમાં મિશ્ર થયેલું દ્વિદળ, વાસી થવાથી ફુલી ગયેલો-ઉતરી ગયેલો ભાત, બે દિવસ ઉપરાંતનું દહીં અને કોહી ગયેલું અન્ન, આ સર્વ (અભક્ષ્ય હોઇ) વર્જવાં જોઇએ ૮.

કંદમૂળના ત્યાગનું કારણઃ—

रक्तं मूलकमित्याहु–स्तुल्यं गोमांसभक्षणम् ।
श्वेतं तद्विद्धि कौन्तेय !, मूलकं मदिरोपमम् ॥ १५ ॥

महाभारत शांतिपर्व, अ० ३३, श्लो० ७०.

હે અર્જુન ! રાતો મૂળો ગાયના માંસના ભક્ષણની તુલ્ય કહેલો છે. અને ધોળો મૂળો મદિરા જેવો જાણવો. ૧૫.

उत्पद्यन्ते विपद्यन्ते, यत्र जीवा अनेकशः ।
अपि पवित्रं च तेषां, सन्धानं परिवर्जयेत् ॥ १६ ॥

महाभारते प्रभासपुराणे.

જે ( વસ્તુઓ ) માં અનેક જીવો ઉત્પન્ન થતા હોય અને નાશ થતા હોય તેવા ( કંદમૂળાદિ ) પદાર્થોનું અથાણું, જો કે ( દેખીતી રીતે ) ચોકખું હોય, છતાં તેનો ત્યાગ કરવો જોઇએ. ૧૬.

કંદમૂળભક્ષણનું કડવું ફળઃ—

कंदमूलानि ये मूढाः, सूर्यदेवे जनार्दने ।
भक्षयन्ति नराः पार्थ !, ते वै नरकगामिनः ॥ १७ ॥

महाभारत, प्रभासपुराणे गोविन्दकीर्तिना.

હે અર્જુન, જે મૂર્ખ લોકો કંદમૂળનું ભક્ષણ કરે છે તે નરકે જાય છે. ૧૭

નરકના ચાર દ્વાર સમજવા. કાચા દુધ દહીં છાશ સાથેનું કઠોળઃ, મદ્ય; અપવિત્ર પાણી અને કંદમૂળના અથાણાનું ભક્ષણ. ( અર્થાત્ આથી નરક મળે છે ) ૧૨.

કંદમૂળભક્ષણના દોષઃ—

मूलकेन समं भोज्यं यस्तु भुङ्क्ते नराधमः ।
तस्य बुद्धिर्न चैधेत चान्द्रायणशरीरिणः ॥ १३ ॥

शिवपुराणे, ज्ञानसंहिता, अ० ६३ श्लो० ४८

જે અધમ પુરૂષ મૂળાની સાથે ભોજ્ય પદાર્થ( અન્ન )ને જમે છે, તે પુરૂષ કદાચ ચાંદ્રાયણનો તપ કરે તો પણ તેની બુદ્ધિ વૃદ્ધિ પામતી નથી. ( અહીં ચાંદ્રાયણવ્રત આ પ્રમાણે છે—શુદી ૧ ને દિવસે એક કોળીઓ ખાવો, બીજને દિવસે બે કોળીયા. એમ એક એક દિવસે એક એક કોળીયો ચડતાં પુનમે પંદર કોળીયા. પછી એ જ રીતે એક એક કોળીયો ઉતરતાં છેવટ અમાવાસ્યાને દિવસે એક કોળીયો ખાવો. આને જૈનશૈલી પ્રમાણે યવમધ્ય તપ કહેવાય છે.) ૧૩.

यस्तु वृन्ताक–कालिङ्ग–मूलकानां च भक्षकः ।
अन्तकाले स मूढात्मा न स्मरिष्यति मां प्रिये ! ॥ १४ ॥

महा० शां० अ० ३१, श्लो० ७१

જે માણસ રીંગણા, કાલિંગડા અને મૂળાનું ભક્ષણ કરે છે, તે મૂઢ પુરૂષ હે પ્રિયા ! અંતકાળે મારૂં ( ઈશ્વરનું ) સ્મરણ કરશે નહીં. ૧૪.

જે ગળીનું ખેતર વાવે તથા જે મૂળાનું ભક્ષણ કરે, તે મનુષ્ય જ્યાં સુધી ચાૈદ ઈંદ્રો છે ત્યાંસુધી નરકમાંથી બહાર નીકળશે નહીં. ૨૧.

सुरा–लसुनसंस्पृष्टं, पीयूषादिसमन्वितम् ।
संसर्गादुच्यते तद्धि, शूद्रोच्छिष्टवदाचरेत् ॥ २२ ॥

भविष्यत्पुराण अ० ३७ श्लो० ७१.

મદિરા અને લસણથી મિશ્ર થયેલું અને પીયૂષ ( નવી પ્રસવેલી ગાય વિગેરેના દૂધ ) વડે વ્યાપ્ત થયેલું ( અન્ન ) સંસર્ગથી અભક્ષ્ય કહેવાય છે, ( તેથી તે ખાધું હોય તો ) શુદ્રના ઉચ્છિષ્ટ ભોજનની જેટલું તેનું પ્રાયશ્ચિત્ત આચરવું–લેવું–જોઇએ. ૨૨.

भूमिजं वृक्षजं वाऽपि, छत्राकं भक्षयन्ति ये ।
ब्रह्मघ्नांस्तान् विजानीयाद्, ब्रह्मवादिषु गर्हितान् ॥२३॥

यमस्मृति, श्लो० ११९

જેઓ ભૂમિથી ઉત્પન્ન થયેલા અથવા વૃક્ષથી ઉત્પન્ન થયેલા બિલાડીના ટોપનું ભક્ષણ કરે છે, તેઓને બ્રહ્મવાદી મુનિઓને વિષે નિંદાને પાત્ર એવા, બ્રહ્મહત્યારા જાણવા. ૨૩.

દ્વિદલનું સ્વરૂપઃ–

जामउ पीलिज्जंति, नेहाः नहु हवन्ति तं विदलं ।
विदले विहु उप्पन्ने, नेहजुअं होइ नो विदलं ॥ २४ ॥

उप० प्रा०, स्तम्य ८, व्या० ११८.

यस्मिन् गृहे सदा नाथ !, मूलकं पचति नरः ।
स्मशानतुल्यं तद्वेश्म, पितृभिः परिवर्जितम् ॥ १८ ॥

शिवपुराणे ज्ञानसंहिता अ० ७३ श्लो० ८३.

જે ઘરને વિષે માણસ ( રસોયો ) હમેશાં મૂળાને રાંધે છે, તે ઘર સ્મશાન તુલ્ય છે, અને તેથી પિતૃલોકે તેનો ત્યાગ કરે છે ( એટલે કે પિતૃઓ તે ઘરોના પિંડાદિકને સ્વીકારતા નથી.) ૧૮.

पुत्रमांसं वरं भुक्तं, न तु मूलकभक्षणम् ।
भक्षणात् नरकं याति, वर्जनात् स्वर्गमाप्नुयात् ॥ १९ ॥

महाभारत आदिपर्व, अ० ९ श्लो० ३०.

પુત્રનું માંસ ખાવું તે સારૂં છે પરંતુ મૂળાનું ભક્ષણ કરવું તે સારૂં નથી. કેમકે મૂળાનું ભક્ષણ કરવાથી મનુષ્ય નરકે જાય છે, અને તેનો ત્યાગ કરવાથી સ્વર્ગને પામે છે. ૧૯

भुक्तं हलाहलं तेन, कृतं चाभक्ष्यभक्षणम् ।
वृन्ताकभक्षणाच्चापि, नरा यान्त्येव रौरवम् ॥ २० ॥

शिवपुराणे, ज्ञानसंहिता, अ० १९ श्लो० ३५,

જેણે અભક્ષ્યનું ભક્ષણ કર્યું તેણે હળાહળ વિષ ખાધું છે એમ જાણવું. તથા રીંગણાના ભક્ષણ કરવાથી પણ માણસો રૌરવ નરકમાં જાય છે. ૨૦

नीलीक्षेत्रं वपेद्यस्तु, मूलकं चोपदृश्यते ।
न तस्य नरकोत्तारो, यावदिन्द्राश्चतुर्दश ॥ २१ ॥

आत्मपुराण अ० ५३, श्लोक ७१.



# चार महाविकृति. (१९)

महाविकृतिनी संख्याः—

ओचिता विकृतयोऽत्र चरस्र–स्तास्त्यजन्ति भुवि भावुकमर्त्याः।
प्राप्नुवन्ति सुरसम्पदमुच्चै–र्जैनशासनजुषो यदि ते हि ॥ १ ॥

उप० प्रा०, स्तम्भ ४, व्या० ११५.

અહીં ચાર વિગઈ કહી, તે ચારે વિગઇને પૃથ્વી ઉપર ભાવિક મનુષ્યો તજે છે. વળી જો તેઓ જૈન શાસનને સેવનારા હોય તો ઉત્તમ પ્રકારની દેવ--સંપત્તિને પામે છે. ૧.

મહાવિકૃતિનાં નામઃ—

मद्यं द्विधा समादिष्टं, मांसं त्रिविधिमुच्यते ।
क्षौद्रं त्रिधापि त्याज्यं च, मृक्षणं स्याच्चतुर्विधम् ॥ २ ॥

उपदेशप्रासाद भा. अष्टमस्तंभ व्या. ११५

દારૂ બે પ્રકારનો કહેલો છે; **માંસ** ત્રણ પ્રકારનું કહેવાય છે; **મધ** ત્રણ પ્રકારનું છે અને **માંખણ** ચાર પ્રકારનું છે આ (બધાય) નો ત્યાગ કરવો જોઇએ. ૨.

જેને પીલવાથી તેલ નીકળે નહીં, અને પીલતાં બે દળ ( દાળ ) જુદા પડે, તે દ્વિદલ કહેવાય છે. પરંતુ બે દળ થવા છતાં પણ તેલ યુક્ત હોય તો તે દ્વિદલ કહેવાય નહિં. ( જેમ એરંડી રાઈ વિગેરે ને પીલવાથી બે દળ થાય છે, પરંતુ તેમાંથી તેલ નીકળતું હોવાથી એવી વસ્તુ દ્વિદલ કહેવાય નહિ.) ૨૪.

## ( ગોરસ યુક્ત ) દ્વિદલના ત્યાગનું કારણઃ—

**आमगोरससंपृक्त–द्विदलादिषु जन्तवः ।**
**दृष्टाः केवलिभिः सूक्ष्मा–स्तस्मात्तानि विवर्जयेत् ॥२५॥**

योग. शा. पृ. १७१ श्लो० ७१ प्र. स.

કાચા ગોરસમાં-દહીં છાશ વિગેરેમાં નાંખેલા દ્વિદલને વિષે અત્યંત સૂક્ષ્મ જંતુઓ ઉત્પન્ન થતા કેવલીઓએ જોયા છે, તેથી તેવા દ્વિદળ વર્જવા જોઇએ. ૨૫.

## ( ગોર સયુક્ત ) દ્વિદલ ભક્ષણનું પાપ;–

**गोरसं माषमध्ये तु, मुद्गादिस्तु तथैव च ।**
**भक्ष्यमाणं भवेन्नूनं, मांसतुल्यं युधिष्ठिर ! ॥ २६ ॥**

पद्मपुराण, अ० ११, श्लो० ४४.

અડદની અથવા મગ વિગેરે( કઠોળ )ની સાથે ગોરસ ( કાચું-દૂધ-દહિં-છાશ ) ભેળવીને ખાવામાં આવે તો તે ( ખરેખર ) હે યુધિષ્ઠિર માંસ તુલ્ય સમજવું. ( અર્થાત્ માંસ ભક્ષણ કરવાથી જે દોષ લાગે તે દોષ ગોરસ મિશ્રિત કઠોળ ખાવાથી લાગે છે. ) ૨૬.

પમાડે છે, અને ઘણી મૂર્છા આપે છે, તેથી તે હલાહલ વિષ જેવી જ છે. ૫.

मद्यपाने कृते क्रोधो, मानलोभश्च जायते ।
मोहश्च मत्सरश्चैव, दुष्टभाषणमेव च ॥ ६ ॥

मनुस्मृति. अ० ७ श्लो. ४१.

મદિરા પાન કરવાથી ક્રોધ, માન, લોભ, મોહ, ઈર્ષ્યા અને ખરાબ સંભાષણ ( વિગેરે દોષો ) ઉત્પન્ન થાય છે. ૬.

मधुपाने मतिभ्रंशो, नराणां जायते खलु ।
धर्मेण तेभ्यो दातॄणां, न ध्यानं न च सत्क्रिया ॥ ७ ॥

मनुस्मृति अ. ७ श्लो. ४०.

દારૂ પીવાથી માણસોની બુદ્ધિનો નાશ થાય છે. ( અને ) જે લોકો ધર્મબુદ્ધિથી તેઓને ( દેવતાને ? ) દારૂ અર્પણ કરે છે ( તેમનામાં ) નતો શુભ ધ્યાન રહે છે કે નતો શુદ્ધ ક્રિયા રહે છે. ૭.

यस्या धवो माधववासुदेवः, सुवर्णदुर्गा धनदेवदत्ता ।
सा द्वारिका प्रज्वलिता च नूनं, तत्रापि हेतुः किल मद्यपानम् ॥८॥

हिंगुलप्रकरण मदिरापानक्रम श्लो. ४.

જે દ્વારિકા નગરીના સ્વામી શ્રીકૃષ્ણ વાસુદેવ હતા, જેને સુવર્ણનો ગઢ હતો, તથા જેને કુબેરે આપી હતી, તે દ્વારિકા જે બળી ગઈ, તેમાં પણ ખરેખર મદ્યપાનજ હેતુભુત હતું. ૮.

મહાવિકૃતિ અભક્ષ્ય હોવાનું કારણઃ—

मद्यं मांसे च मधुनि, नवनीते बहिष्कृते ।
उत्पद्यन्ते विलीयन्ते, तद्वर्णास्तत्र जन्तवः ॥ ३ ॥

महाभारत. प्रभासपुराण.

દારૂમાં, માંસમાં, મધમાં અને ( છાશમાંથી ) બહાર કાઢેલ માંખણમાં એવાજ વર્ણના જીવો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. ( અને તેથી તે ચારે અભક્ષ્ય છે )

[ १ दारू ]

દારૂથી નુકસાનઃ—

दोषाणां कारणं मद्यं, मद्यं कारणमापदाम् ।
रोगातुर इवापथ्यं, तस्मान्मद्यं विवर्जयेत् ॥ ४ ॥

योगशा. पृ. १५९ श्लो. १७ ( प्र. स. ).

મદિરા સર્વ દોષોનું કારણ છે, મદિરા આપત્તિનું કારણ છે, તેથી જેમ રોગી મનુષ્ય અપથ્યનો ત્યાગ કરે તેમ સર્વ જનોએ મદિરાનો ત્યાગ કરવો. ૪.

विदधत्यङ्गशैथिल्यं, ग्लपयन्तीन्द्रियाणि च ।
मूर्छामतुच्छां यच्छन्ती, हाला हालाहलोपमा ॥ ५ ॥

योगशा. पृ. १५९ श्लो. १५ ( प्र. स. ).

હાલા-મદિરા અંગની શિથિલતા કરે છે, ઇંદ્રિયોને ગ્લાનિ

દારૂના કારણે માણસ દુઃખી થાય છે, ધનનો નાશ કરે છે, મદવાળો થાય છે, ( પોતાના ) ભલા બુરાને નથી જાણતો અને (સારો) માર્ગ મૂકીને અવળું કામ કરે છે. ભલા (દુનિયામાં) એવી કઇ ( ખરાબ ) ક્રિયા છે કે જે (એ) નથી કરતો ? ૧૨.

तदिह दूषणमंगीगणस्य नो, विषमरिर्भुजगो धरणीपतिः ।
यदसुखं व्यसनभ्रमकारणं, वितनुते मदिरा गुणिनिन्द्रिता ॥१३॥

सुभाषितरत्नसंदोह श्लो. ५१७

જીવોનું જેટલું ખરાબ ઝેર, દુશ્મન, સાપ અને રાજા કરી શકે છે અને જેટલું દુઃખ આપી શકે છે તે બધુંય ગુણવાન પુરૂષોથી નિન્દાને પામેલ મદિરા કરી શકે છે. ૧૩.

मदिरापानमात्रेण, बुद्धिर्नश्यति दूरतः ।
वैदग्धीबन्धुरस्यापि, दौर्भाग्येणेव कामिनी ॥ १४ ॥

योगशा. पृ. १५८ श्लो. ८ ( प्र. स. )

જેમ ચતુર પુરૂષની પણ પત્ની તેના દુર્ભાગ્યે કરીને, દૂર જતી રહે છે, તેમ ચતુરાઇ સહિત પુરૂષની પણ બુદ્ધિ માત્ર મદિરા પાન કરવાથી દૂર નાસી જાય છે. ૧૪.

देवताराधनं चैव, गुरुणां चैव सेवनम् ।
शिष्टसंगोऽपि नैवास्य, न धर्मो न च साधनम् ॥१५॥

( જે પુરૂષો મદ્યપાન કરે છે ) તેને દેવતાનું આરાધન, ગુરૂઓની પૂજા, તેમ સારા પુરૂષોની સોબત નથી હોતી. વળી ધર્મ અને સાધન ( અર્થ–કામ ) ( પણ ) હોતાં નથી. ૧૫.

विवेकः संयमो ज्ञानं, सत्यं शौचं दया क्षमा ।
मद्यात् प्रलीयते सर्वं, तृण्या वह्निकणादिव ॥ ९ ॥

योगशा. पृ. १५९ श्लो. १६.

જેમ અગ્નિના કણિયાથી સર્વ ઘાસનો સમૂહ બળી જાય છે, તેમ મદિરા પાન કરવાથી વિવેક, સંયમ, જ્ઞાન, સત્ય પવિત્રતા, દયા અને ક્ષમા એ સર્વ ગુણો લય-નાશ પામે છે. ૯.

श्रूयते किल साम्बेन, मद्यादन्धंभविष्णुना
हतं वृष्णिकुलं सर्वं, प्लोपिता च पुरी पितुः ॥ १० ॥

उपदेशप्रासाद, स्तभ्य ८, व्या. ११५

એવું સંભળાય છે કે મદિરાથી મદાંધ બનેલા સાંબે સકલ વૃષ્ણિકુલનો નાશ કર્યો, અને પોતાના પિતાની નગરી બાળી. ૧૦.

वारुणीपानतो यान्ति, कान्तिकीर्तिमतिश्रियः ।
विचित्राश्चित्ररचना, विलुठत्कज्जलादिव ॥ ११ ॥

योगशा. १५८ श्लो. १३ (प्र. स.)

જેમ કાળો રંગ રેલાવાથી વિચિત્ર પ્રકારની ચિત્રની રચના વિનાશ પામે છે, તેમ મદિરા પાન કરવાથી કાંતિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મી એ સર્વ નાશ પામે છે. ૧૧.

व्यसनमेति करोति धनक्षयं, मदमुपैति न वेत्ति हिताहितम् ।
क्रममतीत्य तनोति विचेष्टितं, भजति मद्यवशेन न,कां क्रियां?॥१२॥

सुभापितरत्नसंदोह श्लो. ५०८.

न जानाति परं स्वं वा, मद्याच्चलितचेतनः ।
स्वामीयति वराकःस्वं, स्वामिनं किङ्करीयति ॥ १९ ॥

योगशा. पृ. १५८ श्लो. १० ( प्र. स. )

મદ્યથી બેભાન બનેલો પુરૂષ પોતાને કે બીજાને જાણી શકતો નથી; એટલુંજ નહિ પણ રાંક બીચારો પોતાને (સહુનો) માલીક માની લે છે અને (પોતાના) માલીકને ગુલામરૂપ લેખે છે. ૧૯.

हसति नृत्यति गायति वल्गति, भ्रमति धावति मूर्छति शोचते ।
पतति रोदिति जल्पति गद्गदं, धमति धाम्यति मद्यमदातुरः ॥२०॥

सुभाषितरत्नसंदोह श्लो. ४९९

મદિરામાં ચકચૂર થયેલો માણસ હસે છે, નાચે છે, ગાય છે, કુદકા મારે છે, ભમે છે, દોડે છે, મૂર્છામાં પડે છે, શોક મગ્ન થાય છે, પછાડ ખાય છે, રોવે છે, ગળગળો થઇને બક-વાદ કરે છે, અને ફૂંકો મારે છે ( મતલબ કે એક ગાંડાના જેવી ક્રિયાઓ કરે છે. ) ૨૦.

मद्यमत्तो न जानाति, स्वजनान्यजनानि च ।
न शत्रुं नैव मित्रं च, न कलत्रं न मातरम् ॥ २१ ॥

દારૂડીયો માણસ પોતાના કે પારકા માણસને પીછાનતો નથી, પોતાના મિત્ર કે શત્રુને પણ ઓળખી શકતો નથી તેમજ પોતાની પત્નીને કે માતાને પણ જાણતો નથી. ૨૧.

असुभृतां वधमाचरति क्षणाद्व–दति वाक्यमसह्यमसूनृतम् ।
परकलत्रधनान्यपि वांछति, न कुरुते किमु मद्यमदाकुलः ? ॥२२॥

सुभापितरत्नसंदोह श्लो. ५०२

## દારૂ પીનારની દુર્દશાઃ—

मद्यपानरसे मग्नो, नग्नः स्वपिति चत्वरे ।
गूढं च स्वमभिप्रायं, प्रकाशयति लीलया ॥ १६ ॥

योगशा. पृ. १५८ श्लो. १२ ( प्र. स. )

મદિરા પાનમાં મૂઢ બનેલો માણુસ નગ્ન થઇ બજારમાં પડ્યા રહે છે. અને રમતાં રમતાં પોતાની ગુપ્ત વાતો પણ પ્રકટ કરી નાંખે છે. ૧૬.

व्यसनमेति जनैः परिभूयते, गदमुपैति न सत्कृतिमश्नुते ।
भजति नीचजनं व्रजति क्लमं, किमिह कष्टमियर्ति न मद्यपः?॥१७॥

सुभाषितरत्नसंदोह श्लो. ५०३.

દારૂડીયો દુઃખ પામે છે, લોકો વડે તિરસ્કૃત થાય છે, રોગ પામે છે, કોઇ શુભ કામ કરતો નથી, હલકા માણુસની સોબત કરે છે અને કલાન્તિને પામે છે. અરે એવું શું છે કે જેને એ નથી માનતો ? ૧૭.

भूतात्तवन्नरीनर्त्ति, रारटीति सशोकवत् ।
दाहज्वरार्त्तवद्भूमौ, सुरापो लोलुठीति च ॥ १८ ॥

योगशा. पृ. १५८ श्लो. १४ (प्र. स.)

મદિરા પીનાર મનુષ્ય જાણે કે ભૂત પ્રેતથી ગ્રહણુ કરાયો હોય તેમ અત્યંત નાચ્યા કરે છે, શોકાતુરની જેમ અત્યંત બૂમો પાડ્યા કરે છે, અને દાહ જ્વરથી પીડા પામ્યો હોય તેમ ભૂમિ પર લોટે છે. ૧૮.

જેમ વંધ્યા સ્ત્રીને સંતતિ હોતી નથી, કૃપણને યશ હોતો નથી અને બીકણને જીત મળતી નથી, તેમ મદિરાપાન કરનાર માણસને ઉત્તમ ગતિ મળી શકતી નથી. ૨૫.

सुरां पीत्वा तु यो मर्त्यः, कदाचिदुपसर्पति ।
अपराधं चतुर्विंशं, कल्पयामि वसुंधरे ! ॥ २६ ॥

वराह पु० अ० ११७ श्लोक २७

( ભગવાન વરાહ કહે છે કે )– હે પૃથ્વી ! જે કોઈ પણ મનુષ્ય કદાચિત્ મદિરાનું પાન કરીને મારી પાસે આવે છે તો હું તેના ( દારૂ પીવાના એક અપરાધને ) ચોવીશ અપરાધ માનું છું. ૨૬.

एकतश्चतुरो वेदान्, ब्रह्मचर्यमथैकतः ।
एकतः सर्वपापानि, मद्यमांसं तथैकतः ॥ २७ ॥

स्कंधपुराण, अ०, ४९, श्लोक, ६३

એક તરફ ચારે વેદો અને એક તરફ એક બ્રહ્મચર્ય. ( તેમાં બ્રહ્મચર્ય વધી જાય છે. ) તે જ રીતે એક તરફ સર્વ પાપો અને એક તરફ મદ્ય અને માંસ ( તેમાં મદ્યમાંસનું પાપ વધી જાય છે. ) ૨૭.

દારૂ નહિ પીવાનું કારણઃ–

भवति जन्तुगणो मदिरारसे, तनुतनुर्विविधो रसकायिकः ।
पिबति तं मदिरारसलालसः, श्रयति दुःखममुत्र ततो जनः ॥२८॥

सुभाषितरत्नसंदोह श्लो० ५०७

દારૂના મદમાં મત્ત બનેલો માણસ પ્રાણીઓને મારી નાખે છે, અસત્ય અને જુઠું વાક્ય બોલે છે, અને પારકાની સ્ત્રીઓ અને ધનની પણ ઈચ્છા કરે છે. અરે! એવી કઇ ( ખરાબ ) વસ્તુ છે કે જે એ નથી કરતો ? ૨૨.

पापाः कादम्बरीपान–विवशीकृतचेतसः ।
जननीं हा प्रियीयन्ति, जननीयन्ति च प्रियाम् ॥ २३ ॥

योगशा. पृ. १५८ श्लो. ९ (प्र. स.)

અહો ! મદિરા પીવાથી જેમનું મન પરાધીન થયું છે એવા પાપી જનો પોતાની માતાને પ્રિયા જેવી માને છે અને પ્રિયાને માતા જેવી માને છે. ૨૩.

मद्यपस्य शवस्येव, लुठितस्य चतुष्पथे ।
मूत्रयन्ति मुखे श्वानो, व्यात्ते विवरशङ्कया ॥ २४ ॥

योगशा. पृ. १५८ श्लो. ११ प्र. स.

ચૌટામાં શબની જેમ આળોટતા દારૂડીયાના પહોળા થયેલા મુખમાં, બિલની શંકાએ કરીને, કુતરાઓ મુતરે છે. ૨૪.

દારૂ પીવાનું પાપઃ—

संततिर्नास्ति वंध्यायाः, कृपणस्य यशो न हि ।
कातरस्य जयो नैव, मद्यपस्य न सद्गतिः ॥ २५ ॥

हिंगुलप्रकरण मदिरापानप्रक्रम श्लोक ३

## [ २ मांस. ]

### માંસાહારનું કડવું ફળઃ—

मांसान्यशित्वा विविधानि मर्त्यो, यो निर्दयात्मा नरकं प्रयाति।
निकृत्य शस्त्रेण परैर्निकृष्टैः, प्रखाद्यते मांसमसौ स्वकीयं ॥३१॥

सुभाषितरत्नसंदोह श्लो० ५४३.

જે નિર્દય માણુસ અનેક પ્રકારના માંસનું ભક્ષણ કરીને (એ પાપથી) નરકમાં જાય છે, તેનું માંસ (ત્યાં નરકમાં) અન્ય ઘાતકી જીવો શસ્ત્રો વડે કાપીને ખાય છે. ૩૧.

मांसाशिनो नास्ति दयाऽसुभाजां, दयां विना नास्तिजनस्य पुण्यम्।
पुण्यं विना याति दुरन्तदुःखं, संसारकांतारमलभ्यपारम् ॥३२॥

सुभाषितरत्नसंदोह श्लो० ५२५

માંસાહારી માણુસોને જીવોની દયા નથી હોતી; દયા વગર માણુસને પુણ્ય નથી થતું અને પુણ્યના અભાવે પાર ન પામી શકાય એવા અને અતિ દુઃખદાયી એવા સંસારરૂપી અરણ્યમાં જાય (રખડે) છે. ૩૨.

वरं विषं भक्षितमुग्रदोषं, यदेकवारं कुरुतेऽसुनाशम्।
मांसं महादुःखमनेकवारं, ददाति जग्धं मनसापि पुंसां ॥३३॥

सुभाषितरत्नसंदोह श्लो० ५३८

દારૂના રસમાં એ રસના જેવા જ ઘણા ઘણા ઝીણા જીવો ઉત્પન્ન થાય છે. ( અને તેથી જે ) દારૂના રસમાં લુબ્ધ થયેલો માણસ તેને પીવે છે તે આ લોક અને પરલોકમાં દુઃખ પામે છે. ( કારણ કે તેમ કરવાથી અનંત જીવોની હિંસા થાય છે. ) ૨૮.

### દારૂનો ત્યાગઃ-

प्रचुरदोषकरीं मदिरामिति, द्वितयजन्मविबाधविचक्षणाम् ।
निखिलतत्त्वविवेचकमानसाः, परिहरन्ति सदा गुणिनो जनाः ॥२९॥

सुभाषितरत्नसंदोह श्लो० ५२२

આ પ્રમાણે—ઘણા દોષને કરવાવાળી અને બન્ને જન્મમાં દુઃખ આપવામાં કુશળ એવી મદિરાનો, બધા તત્વોનું વિવેચન કરવાની મનોવૃત્તિવાળા ગુણવાળા પુરૂષો હમેશાં ત્યાગ કરે છે. ૨૯.

### દારૂ ત્યાગ કરવાનું ફળઃ-

यस्तु सुप्ते हृषीकेशे, मद्यमांसानि वर्जयेत् ।
मासे मासेऽश्वमेधेन, स यजेच्च शतं समाः ॥ ३० ॥

योगवासिष्ठ, पूर्वार्धे, श्लो०, २०९.

જે મનુષ્ય વિષ્ણુ શયન કરે ત્યારે (અર્થાત્ ચાતુર્માસમાં) મદ્ય માંસને વર્જે છે, તે મનુષ્ય સો વર્ષ સુધી મહિને મહિને અશ્વમેધ યજ્ઞ કરે તેટલું ફળ પામે છે. ૩૦.

मांसाशनाज्जीववधानुमोद-स्ततो भवेत्पापमनंतमुग्रम् ।
ततो व्रजेद्दुर्गतिमुग्रदोषां, मत्वेति मासं परिवर्जनीयम् ॥३६॥

सुभाषितरत्नसंदोह श्लो० ५२३

માંસ ખાવાથી જીવહિંસાનું અનુમોદન થાય છે; એનાથી અનંત ભયંકર પાપ બંધાય છે અને એ પાપથી ભયંકર અત્યંત દોષવાળી દુર્ગતિ મળે છે. એમ સમજીને માંસનો ત્યાગ કરવો જોઇએ. ( એટલે કે પરંપરાએ દુર્ગતિનું કારણ હોવાથી માંસનો ત્યાગ કરવો. ) ૩૬

## માંસાહારથી નુકસાન અને તેનો ત્યાગઃ—

करोति मांसं बलमिन्द्रियाणां, ततोऽभिवृद्धिं मदनस्य तस्मात् ।
करोत्ययुक्तिं प्रविचिन्त्य बुद्ध्या,त्यजन्ति मांसं त्रिविधेन सन्तः३७

सुभाषितरत्नसंदोह श्लो० ५३५

માંસ ઇંદ્રિયોને સબળ કરે છે. ( એ સબળ ઇંદ્રિયો )થી કામની વૃદ્ધિ થાય છે અને એથી ( માણસ ) અનુચિત કાર્ય ( પણ ) કરે છે. આ પ્રમાણે બુદ્ધિપૂર્વક વિચાર કરીને સજ્જન પુરુષો માંસનો મન, વચન, કાયાએ કરી ત્યાગ કરે છે. ૩૭.

---

નોટઃ—આ ( માસ ) વિષયના વધુ શ્લોકો વિસ્તાર પૂર્વક, આજ પુસ્તકનાં ૩૭ અને તે પછીનાં પૃષ્ઠોમાં આપવામાં આવેલ છે, એટલે ત્યાંથી જોવા.

( માંસ ખાવા કરતાં ) ભયંકર દોષ વાળું ઝેર ખાવું એ વધારે સારૂં છે કે જેથી માત્ર એક વખત જ પ્રાણ જાય છે ( પણ ) મનથી પણ જો માંસ ભક્ષણ કરવામાં આવે ( એટલે કે માંસ ખાવાનો માત્ર વિચાર જ કરવામાં આવે ) તો તે માણસોને અનેક વાર ( દુર્ગતિમાં લઈ જઇને ) મહા દુ:ખ આપે છે. ૩૩.

**चिरायुरारोग्यसुरूपकान्ति–प्रीतिप्रतापप्रियवादिताद्याः ।**
**गुणा विनिंद्यस्य सतां नरस्य, मांसाशिनः सन्ति परत्र नेमे ॥३४॥**

सुभाषितरत्नसंदोह श्लो० ५४०.

સજ્જન પુરૂષોમાં નિંદવા લાયક એવો જે માણસ માંસ ખાય છે તેને લાંબુ આયુષ્ય, આરોગ્ય, સુંદરરૂપ, તેજ, પ્રેમ પ્રતાપ, અને મધુરભાષીપણું વિગેરે ગુણો પરભવમાં મળતા નથી. ૩૪.

**માંસનો ત્યાગ કરવાનું કારણ:—**

**अश्नाति यो मांसमसौ विधत्ते, वधानुमोदं त्रसदेहभाजाम् ।**
**गृह्णाति रेफांसि ततस्तपस्वी, तेभ्यो दुरन्तं भवमेति जन्तुः ॥३५॥**

सुभाषितरत्नसंदोह श्लो० ५२८

જે તપસ્વી માંસ ખાય છે તે બેઇંદ્રિયાદિક જીવોની હિંસાનું અનુમોદન કરે છે. એ ( હિંસા )થી પાપ બાંધે છે અને આથી દુર્ગતિમય સંસારમાં જાય છે. ( એટલે કે ત્રસ જીવોની હિંસાનું કારણ હોવાથી, માંસનો ત્યાગ કરવો જોઇએ. ) ૩૫.

एकत्र मधुनो बिन्दौ, भक्षितेऽसंख्यदेहिनः ।
यो हिनस्ति न कृपा तस्य, तस्मान्मधु न भक्षयेत् ॥४१॥
सुभाषितरत्नसंदोह श्लो. ५६३.

જે માણસ મધનું એક ટીપું પણ ખાવામાં અસંખ્ય જીવોનો નાશ કરતો હોય તે માણસમાં દયા નથી રહેતી. તેથી મધ ખાવું ન જોઈએ. ૪૧.

मक्षिकामुखनिष्ठ्यूतं, जन्तुलक्षक्षयोद्भवम् ।
कथमास्वाद्यते क्षौद्रं, सुधिभिर्नरकावहम् ? ॥ ४२ ॥
उप० प्रा०, स्तम्भ ८, व्या० ११५*

માખીઓના મુખના થુંકસમાન, લાખો જીવડાંઓના નાશથી થયેલું અને નરક ગતિ આપનારૂં એવું મધ બુદ્ધિશાળી પુરૂષો કેમ ચાખે ? ૪૨.

मक्षिकामुखनिष्ठ्यूतं, जन्तुघातोद्भवं मधु ।
अहो पवित्रं मन्वाना, देवस्नाने प्रयुञ्जते ॥ ४३ ॥
योगशास्त्र प्रकाश ३ श्लो० ४१.

માખીઓના મુખથી થુંકેલ-નાંખેલ અને જીવોના ઘાતથી ઉત્પન્ન થયેલા એવા મધને પવિત્ર માનતા લોકો તેને દેવના સ્નાનમાં વાપરે છે તે આશ્ચર્ય છે. ૪૩.

મધ ખાવાનું પાપઃ—

भक्षयन् माक्षिकं क्षुद्र-जन्तुलक्षक्षयोद्भवम् ।
स्तोकजन्तुनिहन्तृभ्यः, शौनिकेभ्योऽतिरिच्यते ॥ ४४ ॥
योगशास्त्र प्रकाश ३ श्लो० ३७

## [ ३ मध. ]

**મધ અભક્ષ્ય હોવાનું કારણઃ-**

**अनेकजन्तुसंघात-निघातनसमुद्भवम् ।**
**जुगुप्सनीयं लालावत्, कः स्वादयति माक्षिकम् ? ॥३८॥**

योगशास्त्र प्रकाश ३, श्लो. ३६.

અનેક જંતુઓના સમૂહના વિનાશથી ઉત્પન્ન થયેલું અને (અપવિત્ર) લાળની માફક ઘૃણાને ઉત્પન્ન કરનારૂં એવું મધ કોણ ખાય ?

**एकैकोऽसंख्यजीवानां, घाततो मधुनः कणः ।**
**निष्पद्यते यतस्तेन, मध्वस्यति कथं बुधः ? ॥ ३९ ॥**

सुभाषितरत्नसंदोह श्लो. ५५०

મધનો એક એક કણ અસંખ્ય જીવોનો ઘાતથી ઉત્પન્ન થાય છે. તો પછી ડાહ્યો (સમજદાર) માણસ કઈ રીતે મધ ખાય ? ૩૯.

**एकैककुसुमक्रोडा-द्रसमापीय मक्षिकाः ।**
**यद्वमन्ति मधूच्छिष्टं, तदश्नन्ति न धार्मिकाः ॥ ४० ॥**

योगशास्त्र प्रकाश ३, श्लो. ३८.

એક એક પુષ્પના મધ્યથી રસનું પાન કરીને-રસને ચૂસીને માખીઓ જે મધને વમન કરે છે, તે ઉચ્છિષ્ટ (એઠાં) મધને ધર્મિષ્ઠ પુરૂષો ખાતા નથી. ૪૦.

शमो दमो दया धर्मः, संयमः शौचमार्जवम् ।
पुंसस्तस्य न विद्यन्ते, यो लेढि मधु लालसः ॥ ४८ ॥

सुभाषितरत्नसंदोह ५५६

જે (ખાવામાં) લોલુપ માણસ મધ ખાય છે તે માણસમાં શમ (શાંતિ) દમ (ઇંદ્રિયોનું નિયમન), દયા, ધર્મ, ચારિત્ર, શુદ્ધતા અને સરળતા રહેતાં નથી. (કારણકે મધ ખાવાના ક્રુર પરિણામથી આ બધા શુભ પરિણામોનો નાશ થઇ જાય છે). ૪૮.

મધ ખાવાનું કડવું ફળ:—

मधुनोऽपि हि माधुर्य–मबोधैरहहोच्यते ।
आसाद्यन्ते यदास्वादा–च्चिरं नरकवेदनाः ॥ ४९ ॥

योगशा. तृ. प्र. श्लो० ४०

અહો! ખેદની વાત છે કે અજ્ઞાની જનો મધની મધુરતા વર્ણવે છે, કે જેના ભક્ષણથી ચિરકાળ સુધી નરકની વેદનાઓ (દુઃખો) પ્રાપ્ત થાય છે. ૪૯.

दुःखानि यानि संसारे, विद्यन्तेऽनेकभेदतः ।
सर्वाणि तानि लभ्यन्ते, जीवेन मधुभक्षणात् ॥ ५० ॥

सुभाषितरत्नसंदोह श्लो० ५५५

(આ) સંસારમાં અનેક પ્રકારના જે કાંઇ દુઃખો છે તે બધાય, જીવને મધ ખાવાથી, આવી પડે છે. ૫૦.

લાખો ઝીણા જંતુઓના ક્ષયથી ઉત્પન્ન થયેલા મધનું જે મનુષ્ય ભક્ષણ કરે છે, તે થોડાક પ્રાણીઓને હણનારા કસાઈથી પણ વધી જાય છે ( વધારે પાપ કરે છે ). ૪૪.

**मध्वस्यतः कृपा नास्ति, पुण्यं नास्ति कृपां विना ।**
**विना पुण्यं नरो दुःखी, पर्यटेद् भवसागरे ॥ ४५ ॥**

सुभाषितरत्नसंदोह श्लो० ५४९.

મધ ખાનાર માણસમાં દયા હોતી નથી ( કારણકે મધ અસંખ્ય જીવોના ઘાતથી બને છે ); દયા વગર પુણ્ય નથી થતું અને પુણ્ય વગર માણસ (આ) સંસાર સમુદ્રમાં દુઃખી થઈને રખડ્યા કરે છે ૪૫.

**एकत्रापि हते जन्तौ, पापं भवति दारुणम् ।**
**न सूक्ष्मानेकजंतूनां, घातिनो मधुपस्य किम् ? ॥ ४६ ॥**

सुभाषितरत्नसंदोह श्लो० ५५१

જો એક પણ જીવને મારવાથી ભયંકર પાપ થાય છે (તો પછી) સૂક્ષ્મ એવાં અનેક જંતુઓનો સંહાર કરનારા એવા મધને પીનારનું શું (પૂછવું)? (અર્થાત્ મધ પીનારાના પાપનો તો હીસાબ જ નથી રહેતો ) ૪૬.

**सप्तग्रामे च यत्पाप–मग्निना भस्मसात् कृते ।**
**तदेतज्जायते पापं, मधुबिन्दुप्रभक्षणात् ॥ ४७ ॥**

मनुस्मृति अ० ७

અગ્નિ વડે સાત ગામ ભસ્મીભૂત કર્યે છતે જેટલું પાપ લાગે, તેટલું પાપ મધનું બિંદુમાત્ર ખાવાથી થાય છે. ૪૭.

योऽत्ति नाम मधु भेषजेच्छया,
सोऽपि याति लघु दुःखमुल्बणम् ।
किं न नाशयति जीवितेच्छया,
भक्षितं झटिति जीवितं विषम् ? ॥ ५४ ॥

उप० प्रा०, स्तम्भ ८, व्या० ११५. *

જે ( માણસ ) ઓસડની ઇચ્છાથી ( એટલે કે ઓસડ તરીકે) પણ મધ ખાય છે, તે પણ જલદી આકરૂં દુઃખ પામે છે. ( કેમકે ) શું જીવવાની ઇચ્છા રાખીને પણ ખાધેલું ઝેર જીંદગીનો જલદી નાશ નથી કરતું ? ( એટલેકે-જેમ ઝેર ગમે તે દૃષ્ટિથી ખાવા છતાં મરણ ઉપજાવે છે તેજ પ્રમાણે ગમે તે બહાનાથી પણ મધ ખાવામાં પાપ લાગે જ છે અને તે પાપથી દુઃખ મળે છે. ) ૫૪.

મધ અને ઝેરઃ—

वरं हलाहलं पीतं, सद्यः प्राणहरं विषम् ।
न पुनर्भक्षितं शश्वद्, दुःखदं मधु देहिनाम् ॥ ५५ ॥

सुभाषितरत्नसंदोह श्लो० ५५४.

( ખાતાની સાથે ) તરત જ પ્રાણને હરણ કરનારૂં હળાહળ ઝેર પીવું વધુ સારૂં છે પણ હમેશાં પ્રાણીઓને દુઃખ આપનારૂં મધ ખાવું સારૂં નથી. ૫૫.

यो ददाति मधु श्राद्धे, मोहितो धर्मलिप्सया ।
स याति नरकं घोरं, खादकैः सह लम्पटैः ॥ ५१ ॥

महाभारत, शान्तिपर्व, अ०, १७, श्लो०, २४.

જે પુરૂષ ધર્મ પામવાની ઇચ્છાથી, મોહ પામીને, શ્રાદ્ધમાં મધને આપે છે, તે પુરૂષ, મધના સ્વાદમાં લંપટ થયેલા તેના ખાનારાઓની સાથે, ઘોર નરકમાં જાય છે. ૫૧.

यद्यल्पेऽपि हृते द्रव्ये, लभन्ते व्यसनं जनाः ।
निःशेषं मधुकर्यर्थं, मुष्णान्तो न कथं व्यथुः ? ॥ ५२ ॥

सुभाषितरत्नसंदोह श्लो० ५६५

જો ( આ સંસારમાં પારકાનું ) થોડું પણ દ્રવ્ય હરણ કરવામાં આવે તો તે ( ચોરીના દોષ )થી માણસો ( રાજદરબાર વિગેરે દ્વારા ) દુઃખને પામે છે. તો પછી ( જે માણસો ) મધમાખીની (મધરૂપી) તમામ મીલકતને ચોરી લેતા હોય તે લોકો કેમ દુઃખી ન થાય ? ૫૨.

દવા નિમિત્તે પણ મધ ન ખાવું:—

अप्योषधकृते जग्धं, मधु श्वभ्रनिबन्धनम् ।
भक्षितः प्राणनाशाय, कालकूटकणोऽपि हि ॥ ५३ ॥

योगशास्त्र, प्रकाशक ३, श्लो० ३९.

ઔષધને માટે પણ ખાધેલું મધ નરકનું કારણ થાય છે, કેમકે કાળકૂટ ઝેરનો કણીયો પણ ખાધો હોય તો તે પ્રાણના નાશને માટે થાય છે. ૫૩.

## [ ४ माखण. ]

માખણ અભક્ષ્ય હોવાનું કારણઃ—

अन्तर्मुहूर्त्तात्परतः, सुसूक्ष्मा जन्तुराशयः ।
यत्र मूर्छन्ति तन्नाद्यं, नवनीतं विवेकिभिः ॥ ५८ ॥

योगशा. तृतीय प्रकाश. श्लो० ३४.

જે ( માખણ )માં એક અંતર્મુહૂર્ત્ત પછી તરત જ અતિ સુક્ષ્મ જંતુના સમૂહો સંમૂર્છિમપણે ઉપજે છે, તે માખણ વિવેકી જનોએ ખાવું નહીં. ૫૮.

उर्ध्वमन्तर्मुहूर्तात् स्यु-र्बहवो यत्र जन्तवः ।
विवेकिभिः कथंकार, नवनीतं तदद्यते ? ॥ ५९ ॥

उपदेशप्रासाद स्तंभ ८ व्या० ११५.

જેમાં એક અંતર્મુહૂર્ત પછી જ ઘણા જીવો ઉત્પન્ન થાય છે એવું માખણ ( સારાસારનો ભેદ જાણનારા )— વિવેકી માણસો કેવી રીતે ખાય ? ૫૯.

માખણ ખાવાનું ફળઃ—

संसृजन्ति विविधाः शरीरिणो, यत्र सूक्ष्मतनवो निरन्तरम् ।
तद्ददाति नवनीतमङ्गिनां, पापतो निरयमत्र सेविनाम् ॥६०॥

उप० प्रा०, स्तम्भ ८, व्या० ११५.

મધનો ત્યાગઃ--

संसारभीरूभिः सद्भि-र्जिनाज्ञां परिपालितुम् ।
यावज्जीयं परित्याज्यं, सर्वथा मधु मानवैः ॥ ५६ ॥

सुभापितरत्नसंदोह श्लो० ५६९.

સંસાર ( ભ્રમણથી ) બીતા એવા સજ્જન પુરૂષોએ, શ્રી જિનેશ્વર ભગવાનની આજ્ઞાનું પાલન કરવા માટે, જીંદગી પર્યંત મધનો દરેક પ્રકારે ત્યાગ કરવો જોઇએ. ૫૬.

विज्ञायेति महादोषं, मधुनो बुधसत्तमाः ।
संसारासारतस्त्रस्ता, विमुचन्ति मधु त्रिधा ॥ ५७ ॥

सुभाषितरत्नसंदोह श्लो० ५७०.

સંસારની અસરતાથી ભયભીત થયેલા અને સમજદાર એવા સજ્જન પુરૂષો, આ (ઉપર વર્ણન કવવામાં આવ્યું છે તે ) પ્રમાણે મધના મહાદોષને ધ્યાનમાં લઇને, મધનો મન, વચન અને કાયાથી ( સર્વથા ) ત્યાગ કરે છે. ૫૭.





# रात्रि–भोजन. (२०)

રાત્રિભોજન નહિં કરવાનું કારણઃ—

भानोः करैरसंस्पृष्ट–मुच्छिष्टं प्रेतसंचरात् ।
सूक्ष्मजीवाकुलं चापि, निशि भोज्यं न युज्यते ॥ १ ॥

विवेकविलास चतुर्थ उल्लास श्लो० ४

સૂર્યના કિરણોથી સ્પર્શ નહીં કરાયેલું, ભૂત–પ્રેતના સંચારથી ઉચ્છિષ્ટ ( એઠું ) થયેલું અને સૂક્ષ્મ સંપાતિમ જીવોથી વ્યાપ્ત એવું રાત્રિ–ભોજન કરવું ઉચિત નથી ૧.

हृन्नाभिपद्मसङ्कोच–श्चण्डरोचिरपायतः ।
अतो नक्तं न भोक्तव्यं, सूक्ष्मजीवादनादपि ॥ २ ॥

आयुर्वेद, माध्यन्दिनी शाखा श्लो० १२९

સૂર્યઅસ્ત થવાથી મનુષ્યનાં હૃદય કમળ અને નાભિ કમળનો સંકોચ થાય છે ( તે બન્ને કમળો બીડાઈ જાય છે ) તેથી કરીને તથા સૂક્ષ્મ જીવો ભોજન સાથે ખવાઈ જાય તેથી કરીને રાત્રિએ ભોજન કરવું નહીં. ૨.

हिंस्यन्ते प्राणिनः सूक्ष्मा, यत्राशुच्यभिभक्ष्यते ।
तद्रात्रिभोजनं संतो न कुर्वन्ति दयापराः ॥ ३ ॥

सुभाषितरत्नसंदोह श्लो० ७६६

જેમાં સૂક્ષ્મ શરીરવાળા વિવિધ જાતિના જંતુઓ નિરંતર ઉત્પન્ન થાય છે, તે માખણ તેને સેવનારા પ્રાણીઓને પાપથી નરક ગતિ આપે છે. ૬૦.

## માખણનો ત્યાગઃ--

**एकस्यापि हि जीवस्य, हिंसने किमघं भवेत् ।**
**जन्तुजातमयं तत्को, नवनीतं निषेवते ? ॥ ६१ ॥**

योगशास्त्र, तृ० प्र०, श्लो० ३५

એક જીવને પણ મારવામાં કેટલું ( બધું ) પાપ થાય છે ? તો પછી જંતુઓના સમુદાયથી ભરપુર એવા માખણનો કોણ( ડાહ્યો માણસ ) ઉપયોગ કરે ? ( અર્થાત્ એ મહા પાપથી બચવા માટે માખણનો ત્યાગ કરવો જોઈએ. ) ૬૧.

## મહાવિકૃતિ ત્યાગનું ફળઃ--

**मधुमांसस्त्रियो नित्यं, वर्जयन्तीह मानवाः ।**
**जन्मप्रभृति मद्यं च, दुर्गाण्यतितरन्ति ते ॥ ६२ ॥**

शांतिपर्व अ. ११ श्लो० २२

જે મનુષ્યો જન્મથી જ નિરંતર મધ, માંસ અને સ્ત્રીનો ત્યાગ કરે છે, તથા મદિરાનો ત્યાગ કરે છે, તે કષ્ટોને તરી જાય છે. ૬૨.



દેવોએ પ્રાતઃકાળે ભોજન કર્યું છે, ઋષિઓએ મધ્યાન્હ-કાળે ભોજન કર્યું છે, બપોર પછી ત્રીજા પ્રહરે પિતૃઓએ ભોજન કરેલું છે, અને સાંજે દૈત્ય તથા દાનવોએ ભોજન કર્યું છેઃ—( અર્થાત્ તે કાળે જે ભોજન કરે છે તે દૈત્ય-રાક્ષસ સમાન ગણાય છે. ) ૬.

**मृते स्वजनमात्रेऽपि, सूतकं जायते किल ।**
**अस्तङ्गते दिवानाथे, भोजनं क्रियते कथम् ? ॥ ७ ॥**

मार्क० पु० अ० २३, श्लो०, ३०

કોઈપણ સ્વજન માત્ર મરી જાય છે ત્યારે સૂતક લાગે છે, તો પછી સૂર્ય (કે જે દિવસનો સ્વામી છે તે) અસ્ત પામે-મરણ પામે ત્યારે શી રીતે ભોજન કરાય ? અર્થાત્ ન જ કરાય ( સંબંધી જનના શબનો અગ્નિસંસ્કાર વિગેરે થયા પહેલાં સૂતક—અસ્પૃશ્યપણું હોવાથી, ખાવા પીવા વીગેરે કાંઈપણ ક્રિયા થઇ શકતી નથી. ) ૭.

**सन्ध्यायां यक्षरक्षोभिः, सदा भुक्तं कुलोद्वह ! ।**
**सर्ववेलामतिक्रम्य, रात्रौ भुक्तमभोजनम् ॥ ८ ॥**

यजुर्वेदआन्हिक, श्लो० १९

હે કુલોદ્વહ-રાજા ! સંધ્યા કાળને વિષે યક્ષ અને રાક્ષસોએ સદા ભોજન કર્યું છે. પરંતુ સર્વ વેળાને ઓળંગીને રાત્રિએ જે ભોજન કરવું તે તો અભોજન જ છે. ૮.

જેમાં (અસંખ્ય) સૂક્ષ્મ જીવોની હિંસા થાય છે, (અને તે જીવોની હિંસાના કારણે) જેમાં અપવિત્રતા આવે છે એવા પ્રકારનું રાત્રિભોજન દયાળુ એવા સજ્જનો નથી કરતા. ૩.

त्वया सर्वमिदं व्याप्तं, ध्येयोऽसि जगतां रवे ! ।
त्वयि चास्तमिते देव !, आपो रुधिर मुच्यते (न्ते) ॥४॥

स्कन्दपुराणान्तर्गतरुद्रप्रणीतकपालमोचनस्तोत्र श्लो० २४

હે સૂર્ય! આ સર્વ જગત્ તારાથી વ્યાપ્ત છે, તું ત્રણ ભુવનના પ્રાણીઓને ધ્યાન કરવા લાયક છે. (માટે) હે દેવ! તું અસ્ત પામે છે ત્યારે જળ પણ રૂધિર સમાન કહેવાય છે (અને તેથી રાત્રે તે પીવા લાયક નથી તો ભોજનનું શું કહેવું ?) ૪.

अस्तंगते दिवानाथे, आपो रुधिरमुच्यते ।
अन्नं मांससमं प्रोक्तं, मार्कण्डेन महर्षिणा ॥ ५ ॥

माण्र्कंडपुराण अ० ३४, श्लो० ५३

સૂય અસ્ત થયા પછી પાણી રૂધિર સમાન કહેવાય છે અને અન્ન માંસ સમાન ગણાય છે એમ માર્કંડ નામના મહર્ષિએ કહ્યું છે. ૫.

दैवैस्तु भुक्तं पूर्वाह्णे, मध्याह्ने ऋषिभिस्तथा ।
अपराह्णे च पितृभिः, सायाह्ने दैत्यदानवैः ॥ ६ ॥

यजुर्वेदआह्निक, श्लो० २४

રાત્રિ-ભોજનથી નુકશાન:—

कण्टको दारुखण्डं च, वितनोति गलव्यथाम् ।
व्यञ्जनान्तर्निपतितस्तालु, विध्यति वृश्चिकः ॥ ११ ॥

योगशा. प्र. ३ श्लो० ५१

રાત્રિએ ભોજન કરવાથી કદાચ ભોજનમાં કાંટો કે લાકડાનો સૂક્ષ્મ કકડો આવ્યો હોય તો ગળામાં વ્યથા કરે છે. શાકની અંદર વીંછી ( કે ભમરો વિગેરે ) આવ્યો હોય તો તે તાળવાને વીંધે છે. ૧૧.

मेधां पिपीलिका हन्ति, यूका कुर्याज्जलोदरम् ।
कुरुते मक्षिका वान्तिं, कुष्ठरोगं च कोलिकः ॥ १२ ॥

योगशा. प्र. ३ श्लो० ५०

(રાત્રે ભોજન કરવાથી ભોજનની અંદર) કીડી આવી ગઇ હોય તો બુદ્ધિનો નાશ થાય છે, જૂ આવી હોય તો તે જલોદરનો વ્યાધિ કરે છે, માખી આવી હોય તો તે વમન-ઉલટી કરાવે છે અને કરોળિયો આવ્યો હોય તો તે કુષ્ઠ-કોઢ રોગને કરે છે. ( તેથી આ બધા દોષોથી બચવા માટે રાત્રિભોજન તજવું ઘટે. ) ૧૨.

विलग्नस्तु गले वालः, स्वरभंगाय जायते ।
इत्यादयो दृष्टदोषाः, सर्वेषां निशि भोजने ॥ १३ ॥

योगशा. प्र. ३ श्लो० ५२

**वासरे च रजन्यां च, यः खादन्नेव तिष्ठति ।**
**शृङ्गपुच्छपरिभ्रष्टः, स्पष्टं स पशुरेव हि ॥ ९ ॥**

योगशास्त्र, तृ० प्र०, श्लो० ६२*

જે માણસ દિવસે અને રાત્રે ખાતો જ રહે છે, તે શિંગડા અને પુંછડા વગરનો પ્રગટ રીતે પશુજ છે. (કારણ કે પશુ કોઈપણ ઉચિત અનુચિત કાળનો વિચાર કર્યા વગર ખાધ જ કરે છે.) ૯.

**पयोदपटलस्थेन (?), नाश्नन्ति रविमंडले ।**
**अस्तंगते तु भुंजाना, अहो भानोः सुसेवकाः ॥ १० ॥**

आत्मपुराण, अ० ३२, श्लो० ४३

સૂર્યમંડળ જ્યારે વાદળાઓની ઘટાથી આચ્છાદિત થઇ જાય છે ત્યારે, જે લોકો ભોજનનો ત્યાગ કરે છે તે જ લોકો (જ્યારે) રવિમંડળ અસ્ત થઇ જાય તો પણ ભોજન કરે ત્યારે તો એમની સૂર્યદેવની ભલી (!) પૂજાને ધન્યવાદ જ ઘટે છે. (અર્થાત્ સૂર્ય વાદળાથી ઢંકાઇ જાય ત્યારે ભોજનનો ત્યાગ કરીને સૂર્ય પૂજાનો ડોળ કરનારા સૂર્યઅસ્ત પામે ત્યારે ભોજન કેમ કરી શક્તા હશે?)

નોટ—આ શ્લોકમાં પટલસ્થેન એ તૃતીયાના સ્થાને સપ્તમી જોઇએ. વળી સૂર્ય વાદળાથી ઢંકાઇ ગયો હોય ત્યારે ભોજન ત્યાગ કરવાનો આચાર આજે ક્યાંય નજરે પડતો નથી. જો અહિં કહેલ વસ્તુનો અર્થ સૂર્ય–ગ્રહણ જેવો થતો હોય યા કરવામાં આવે તો તે બીલકુલ સંગત થાય છે. કારણકે સૂર્યનું ગ્રહણ થાય ત્યારે ભોજન ત્યાગનું વિધાન અને આચાર બન્ને જોવામાં આવે છે. ૧૦.

રાત્રિભોજનનો ત્યાગઃ—

चतुर्विधं त्रियामाया-मशनं स्यादभक्ष्यकम् ।
यावज्जीवं तत्प्रत्याख्यं, धर्मेच्छुभिरुपासकैः ॥ १६ ॥

उपदेशप्रासाद, स्तंभ ८, व्या० ११६.

રાત્રિના સમયે [1]ચારે પ્રકારનો આહાર અભક્ષ્ય ગણવામાં આવ્યો છે, એટલા માટે ધર્મની ઇચ્છાવાળા ઉપાસકો-શ્રાવકો એ એનું જીવન પર્યંત પચ્ચખાણ કરવું જોઇએ. ૧૬.

ततो वैकालिकं कार्यं, मिताहारमनुत्सुकम् ।
घटिकाद्वयशेषेऽह्नि, कालौचित्याशनेन च ॥ १७ ॥

विवेकविलास, चतुर्थ उल्लास, श्लो० ३.

ત્યારપછી ( દૈનિક વ્યાપાર સંબંધી કામકાજ કર્યા પછી ) બે ઘડી દિવસ શેષ રહે ત્યારે ઉત્સુકતા રહિતપણે, કાળને ઉચિત ભોજનવડે, પરિમિત આહારવાળું વાળુ કરવું. ( એટલે કે રાત્રિ પડ્યા પહેલાં જ વાળું કરવું. ) ૧૭.

---

૧ ચાર પ્રકારનો આહાર આ પ્રમાણે સમજવો:—

૧ **અશન** એટલે અનાજ, કઠોળ, શાક, મીઠાઇ, ઘી, દુધ, દહીં વિગેરે ભોજન તરીકે વપરાતા પદાર્થો; ૨ **પાન** એટલે પાણી વિગેરે, ૩ **ખાદિમ** એટલે લીલાં તથા સૂકાં ફળ, મેવો વિગેરે અને ૪ **સ્વાદિમ** એટલે મુખવાસ તથા દવા તરીકે વપરાતા સોપારી, તજ, લવીંગ, સુંઠ, કાળાં મરી અજમો વિગેરે પદાર્થો.

રાત્રિભોજન કરવાથી ભોજનમાં આવેલો વાળ જો ગળામાં લાગ્યો હોય—વળગી રહ્યો હોય તો કંઠના સ્વરનો ભંગ થાય છે. ( એટલે કે ગળુ બેસી જાય છે ) આ વિગેરે ઘણા દોષો રાત્રિભોજન કરવાથી સર્વને થાય છે એમ પ્રત્યક્ષ જોયું છે. ૧૩

## રાત્રિભોજનનું ફળઃ--

स्वपरसमये गर्ह्य, आद्यं स्वभ्रस्य गोपुरम् ।
सर्वज्ञैरपि यत्त्यक्तं, पापात्म्यं रात्रिभोजनम् ॥ १४ ॥

उपदेशप्रासाद भा० अष्टमस्तंभ व्या० ११७

પોતાના અને બીજાના શાસ્ત્રોમાં નિંદાયેલું, નરકના પ્રથમ દ્વાર સમાન અને જેનો સર્વજ્ઞોએ પણ ત્યાગ કર્યો છે એ રાત્રિભોજન પાપરૂપ છે. ( અર્થાત્ રાત્રિભોજન કરવાથી નરક ગતિમાં જન્મ લેવો પડે છે ) ૧૪.

उलूककाकमार्जार--गृध्रशम्बरशूकराः ।
अहिवृश्चिकगोधाश्च, जायन्ते रात्रिभोजनात् ॥ १५ ॥

महाभारत, ज्ञानपर्व, अ. ७० श्लो० २०२

રાત્રિભોજન કરવાથી (પ્રાણી) ઘૂવડ, કાગડા, બિલાડા, ગીધ, સાબર, ભુંડ, સર્પ, વીંછી અને ઘો પણે ઉત્પન્ન થાય છે. ( અર્થાત્ રાત્રિભોજન કરનારા મનુષ્યોને એવી નીચ યોનિમાં જન્મ લેવો પડે છે.) ૧૫.

રાત્રિભોજન ત્યાગનું ફળઃ—

करोति विरतिं धन्यो यः सदा निशिभोजनात् ।
सोऽर्धं पुरुषायुषस्य, स्यादवश्यमुपोषितः ॥ २१ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ६९.

જે ભાગ્યશાળી હમેશાં રાત્રિભોજનથી વિરતિ કરે છે ( એટલે રાત્રિભોજનનો ત્યાગ કરે છે ) તે પોતાના આયુષ્યનો અરધો ભાગ ઉપવાસી થાય છે ( અર્થાત્ અરધી જીંદગી જેટલા ઉપવાસનું તેને મહાન્ ફળ મળે છે. ) ૨૧.

अह्नो मुखेऽवसाने च, यो द्वे द्वे घटिके त्यजन् ।
निशाभोजनदोषज्ञो–ऽश्नात्यसौ पुण्यभाजनम् ॥ २२ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ६३.

રાત્રિભોજનના દોષનો જાણકાર જે મનુષ્ય દિવસની આદિમાં તથા દિવસને છેડે બબ્બે ઘડી ત્યજીને ભોજન કરે છે તે પુણ્યનું ભાજન થાય છે. ૨૨.

नक्तं न भोजयेद्यस्तु, चातुर्मास्ये विशेषतः ।
सर्वकामानवाप्नोति, इह लोके परत्र च ॥ २३ ॥

योगवासिष्ट, पूर्वार्धे, श्लो० १०८.

જે મનુષ્ય રાત્રે ભોજન કરતો ન હોય અને વિશેષે કરીને ચાતુર્માસમાં ( રાત્રે ) ભોજન કરતો ન હોય, તે આ ભવ તથા પરભવમાં સર્વ મનોરથને પ્રાપ્ત કરે છે. ૨૩.

त्रयीतेजोमयो भानु–रिति वेदविदो विदुः ।
तत्करैः पूतमखिलं, शुभं कर्म समाचरेत् ॥ १८ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ५५.*

વેદના જાણકારો સૂર્યને (ઋગ્વેદ, યજુર્વેદ અને સામ-વેદ) એ પ્રમાણે ત્રણે તેજથી ભરેલ કહે છે, તેથી તેનાં કિરણોએ કરી પવિત્ર થયેલ એવું સકળ શુભ કાર્ય કરવું. (અર્થાત્ સમગ્ર શુભ કાય દિવસે જ કરવું જોઇએ. તો પછી ભોજનનું તો શું કહેવું ?) ૧૮.

नैवाहुतिर्न च स्नानं, न श्राद्धं देवतार्चनम् ।
दानं वा विहितं रात्रौ, भोजनं तु विशेषतः ॥ १९ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ५६.*

રાત્રિએ અગ્નિમાં આહુતિ આપવાનું એટલે હોમ કરવાનું કહ્યું નથી, તેમ જ સ્નાન, શ્રાદ્ધ, દેવપૂજન અને દાન આપવાનું કહ્યું નથી તથા ભોજન કરવાનું તો વિશેષે કરીને કહ્યું નથી. ૧૯.

नोदकमपि पातव्यं, रात्रावत्र युधिष्ठिर ! ।
तपस्विनां विशेषेण, गृहिणां च विवेकिनाम् ॥ २० ॥

मार्कन्डपुराण, अ० ३०, श्लो० २२.

હે યુધિષ્ઠર ! વિશેષે કરીને તપસ્વીઓએ તથા વિવેકી ગૃહસ્થીઓએ રાત્રિને સમયે જળ પણ પીવું નહી જોઇએ. (તો પછી ભોજનનું તો પૂછવું જ શું ?) ૨૦.

## पंद्र कर्मादान ( २१ )

પંદર કર્માદાનનાં નામ—

अंगार-वन-शकट-भाटक-स्फोटजीविका ।
दन्त-लाक्षा-रसकेश-विषवाणिज्यकानि च ॥ १ ॥

यन्त्रपीडा निर्लांछनमसतीपोषणं तथा ।
दवदानं सरःशोष इति पंचदश त्यजेत् ॥ २ ॥

उपदेशप्रासाद, स्तंभ ९, व्या० १२३.

૧ **અંગારકર્મ** ( એટલે કોયલા ઉત્પન્ન કરવા, ચૂનો પકાવવો વિગેરે અગ્નિ સંબંધી કામકાજ ), ૨ **વનકર્મ** ( એટલે વન વેચાતા રાખવા, વેચવા, કપાવવા વિગેરે વન સંબંધી કામ ), ૩ **શકટકર્મ** ( એટલે ગાડા, ગાડીયો વિગેરે સંબંધી કામકાજ ), ૪ **ભાટકકર્મ** ( એટલે ગાડા, બળદ, ઘોડા વિગેરે રાખીને એ ભાડે આપવા સંબંધી કામકાજ ), ૫ **સ્ફોટકકર્મ** ( એટલે કુવા ગળાવવા, જમીન ખોદાવવી વિગેરે ફોડવા સંબંધી કામ ), એ પાંચ કર્મથી પોતાની આજીવિકા કરવી; ૬ **દંતવાણિજ્ય** ( એટલે હાથી વિગેરેના દાંતનો વ્યાપાર કરવો ), ૭ **લાક્ષાવાણિજ્ય** ( એટલે લાખ વિગેરેનો વ્યાપાર કરવો ), ૮ **રસવાણિજ્ય** ( એટલે ઘી તેલ વિગેરે રસવાળી યાને ચીકણી વસ્તુઓનો વ્યાપાર કરવો ),

एकभक्ताशनान्नित्य-मग्निहोत्रफलं लभेत् ।
अनस्तभोजनो नित्यं, तीर्थयात्राफलं भजेत् ॥ २४ ॥

स्कन्द पु०, स्कन्ध ७, अ० ११, श्लो० २३.

જે માણુસ હુમેશાં એક વાર ભોજન કરે, તે અગ્નિહોત્રના ફળને પામે છે, અને જે હુમેશાં સૂર્યાસ્ત પહેલાં ભોજન કરે (અર્થાત્ રાત્રિભોજનનો ત્યાગ કરે) છે, તે તીર્થયાત્રાનું ફળ પામે છે. ૨૪.

ये रात्रौ सर्वदाऽऽहारं, वर्जयन्ति सुमेधसः ।
तेषां पक्षोपवासस्य, फलं मासेन जायते ॥ २५ ॥

महाभारत, शांतिपर्व, श्लो० १६.

જે સારી બુદ્ધિવાળા માણુસો સર્વદા રાત્રિએ આહારનો ત્યાગ કરે છે, તેમને એક મહિના (સુધી રાત્રિભોજનનો ત્યાગ કરવા) થી પંદર ઉપવાસનું ફળ પ્રાપ્ત થાય છે. ૨૫.



# पंदर कर्मादान ( २१ )

પંદર કર્માદાનનાં નામ—

अंगार–वन–शकट–भाटक–स्फोटजीविका ।
दन्त–लाक्षा–रसकेश–विषवाणिज्यकानि च ॥१॥

यन्त्रपीडा निर्लांछनमसतीपोषणं तथा ।
दवदानं सरःशोष इति पंचदश त्यजेत् ॥ २ ॥

उपदेशप्रासाद, स्तंभ ९, व्या० १२३.

૧ **અંગારકર્મ** ( એટલે કોયલા ઉત્પન્ન કરવા, ચૂનો પકાવવો વિગેરે અગ્નિ સંબંધી કામકાજ ), ૨ **વનકર્મ** ( એટલે વન વેચાતા રાખવા, વેચવા, કપાવવા વિગેરે વન સંબંધી કામ ), ૩ **શકટકર્મ** ( એટલે ગાડા, ગાડીયો વિગેરે સંબંધી કામકાજ ), ૪ **ભાટકકર્મ** ( એટલે ગાડા, બળદ, ઘોડા વિગેરે રાખીને એ ભાડે આપવા સંબંધી કામકાજ ), ૫ **સ્ફોટકકર્મ** ( એટલે કુવા ગળાવવા, જમીન ખોદાવવી વિગેરે ફોડવા સંબંધી કામ ), એ પાંચ કર્મથી પોતાની આજીવિકા કરવી; ૬ **દંતવાણિજ્ય** ( એટલે હાથી વિગેરેના દાંતનો વ્યાપાર કરવો ), ૭ **લાક્ષાવાણિજ્ય** ( એટલે લાખ વિગેરેનો વ્યાપાર કરવો ), ૮ **રસવાણિજ્ય** ( એટલે ઘી તેલ વિગેરે રસવાળી યાને ચીકણી વસ્તુઓનો વ્યાપાર કરવો ),

૯ **કેશવાણિજ્ય** ( એટલે પશુઓના વાળ કે પક્ષિઓના પીંછા વિગેરેનો વ્યાપાર કરવો ), ૧૦ **વિષવાણિજ્ય** ( અફીણ સોમલ વિગેરે પ્રકારના ઝેરનો વ્યાપાર કરવો ); આ પાંચ પ્રકારનો વ્યાપાર કરવો; ૧૧ **યંત્રપીલણ** ( એટલે તેલ વિગેરે પીલવાની ઘાણી વિગેરે યંત્રો ચલાવવા ), ૧૨ **નિર્લાંછન** ( એટલે બળદ, પાડા વિગેરેની ખસી-યાને ઇંદ્રિય છેદન-કરવી ), ૧૩ **અસતીપોષણ** ( એટલે કુલટા સ્ત્રી યા અયોગ્ય વ્યક્તિનું પોષણ કરવું ), ૧૪ **દવદાન** ( એટલે વન વિગેરેમાં દાવાનળ લગાડવો ), ૧૫ **સરશોષણ** ( એટલે તળાવ, વાવ, કુવા, ઝરણાં વિગેરે સુકવવાં ); આ પંદર-કર્માદાન-કર્મ ઉપાર્જન કરવાનાં કારણો-નો ત્યાગ કરવો જોઇએ. ૧, ૨.

**अङ्गारकर्मप्रमुखाणि पञ्च, कर्माणि दन्तादिक विक्रयाणि ।**
**विहाय शुद्धव्यवसायकश्च, गृही प्रशस्यो जिनशासनेऽस्मिन् ॥३॥**

उपदेशप्रासाद, स्तम्भ ९, व्या० १२३.

અંગારકર્મ વિગેરે પાંચ પ્રકારનાં કર્મ અને દંતવાણિજ્ય વિગેરે પાંચ પ્રકારના વાણિજ્યને છોડીને શુદ્ધ વ્યાપાર કરનાર ગૃહસ્થ આ જિનશાસનમાં પ્રશંસા કરવા યોગ્ય થાય છે. ૩.

## રસ તથા વિષના વ્યાપારનું ફળઃ—

**कन्याविक्रयिणश्चैव, रसविक्रयिणस्तथा ।**
**विषविक्रयिणश्चैव, नरा निरयगामिनः ॥ ४ ॥**

उपदेशप्रासाद भा०, स्तंभ ९, व्या० १२३.*

જે માણસો કન્યાવિક્રય કરનારા હોય; જે (ઘી તેલ વિગેરે) રસોનું વેચાણ કરનાર હોય અને જે (અફીણ, સોમલ વિગેરે) વિષનો વેપાર કરનારા હોય તે નરકે જાય છે. ૪.

**તલના વ્યાપારનું ફળઃ—**

तिलवल्लघुता तेषां, तिलवत्क्षुद्रता पुनः ।
तिलवच्च निपीड्यन्ते, ये तिलव्यवसायिनः ॥ ५ ॥

शिवपुराण, ज्ञानसंहिता, अ० १३, श्लो० ८५.

જેઓ તલનો વેપાર કરે છે, તેઓ તલની જેમ લઘુતાને પામે છે, તલની જેમ ક્ષુદ્રતાને પામે છે, અને તલની જેમ પીલાય-પીડાય છે. ૫.

**ઘાણીના ધંધાનું ફળઃ—**

तिलयन्त्रं तु कुर्वन्ति, तिलसंख्या नराधिप ।
तावद्वर्षसहस्राणि, रौरवे परिपच्यते ॥ ६ ॥

शिवपुराण, ज्ञानसंहिता, अ० १३, श्लो० ८९.

હે રાજા ! જેઓ તિલયંત્ર કરે છે એટલે તલની ઘાણીનો ધંધો કરે છે, તેઓ જેટલા સંખ્યાવાળા તલને પીલે છે તેટલા હજાર વર્ષ સુધી રૌરવ નામના નરકમાં પચાય છે યાને દુઃખ પામે છે. ૬.

પાપમય વસ્તુના વ્યાપારનું ફળઃ—

नीलीमदनलाक्षाऽयः-प्रभूताग्निविषादयः ।
अनर्थकारिणस्त्याज्या, बहुदोषा मनीषिभिः ॥ ७ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८०३.

ગળી, મીણ, લાખ, લોઢું, અગ્નિ ( અગ્નિજનક દ્રવ્યો ) અને વિષ વિગેરે બહુ દોષવાળા અને મોટા અનર્થને કરનારા હોવાથી તેનો ( તેના વ્યાપારનો ) બુદ્ધિશાળી પુરૂષોએ ત્યાગ કરવો ઘટે. ૭.

स्थापयेत् फाल्गुनादूर्ध्वं, न तिलान्नालसीमपि ।
गुडट्टप्परकादीनि, जन्तुघ्नानि घनागमे ॥ ८ ॥

उपदेशप्रासाद, स्तम्भ ९, व्या० १२४.*

ફાગણ માસ પછી તલ કે અળસી રાખવી નહિં, તેમજ ગોળ કે ટોપરાં વિગેરે પણ રાખવાં નહિં; કારણકે, વર્ષાકાળમાં તેમાં જીવોત્પત્તિ થવાથી ઘણા જીવોની હિંસા થાય છે. ૮.



# अनर्थदंड ( २२ )

અનર્થદંડનું સ્વરૂપઃ—

शरीराद्यर्थदंडस्य, प्रतिपक्षतयास्थितः ।
योऽनर्थदंडस्तत्त्यागस्तृतीयं तु गुणव्रतम् ॥ १ ॥

उपदेशप्रासाद भा०, स्तंभ ९, व्या० १३१.

( પોતાના ) શરીરાદિકને માટે જે સકારણ દંડ કરવો ( એટલે કે સકારણ બીજા જીવોને દુઃખ આપવું ), એનાથી જે અવળાપણે રહેલ ( એટલે કે કોઈપણ પ્રકારના કારણ વગર માત્ર મનસ્વી પણે જીવોનો નાશ કરવો તે રૂપ જે ) હોય તેનું નામ અનર્થદંડ છે. અને એનો ત્યાગ કરવો તે અનર્થ-દંડવિરમણ નામનું ત્રીજું ગુણવ્રત સમજવું.

અનર્થદંડનાં કારણોઃ—

कुतूहलाद् गीतनृत्त-नाटकादिनिरीक्षणम् ।
कामशास्त्रप्रसक्तिश्च, द्यूतमद्यादिसेवनम् ॥ २ ॥

जलक्रीडाऽऽन्दोलनादि-विनोदो जन्तुयोधनम् ।
रिपोः सुतादिना वैरं, भक्तस्त्रीदेशराट्कथाः ॥ ३ ॥

रोगमार्गश्रमौ मुक्त्वा, स्वापश्च सकलां निशाम् ।
एवमादि परिहरेत्, प्रमादाचरणं सुधीः ॥ ४ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ७८-७९-८०.

કુતૂહળથી ગાયન, નાચ અને નાટકાદિ જોવાં; કામશાસ્ત્રમાં આસક્તિ રાખવી; જુગાર તથા મદિરા વિગેરેનું સેવન કરવું; જળમાં ક્રીડા કરવી; હિંચોળા વિગેરેથી વિનોદ કરવો; જનાવરોનાં યુદ્ધ કરાવવાં; શત્રુના પુત્રાદિ સાથે વૈર રાખવું; ભોજન, સ્ત્રી, દેશ અને રાજાની કથા કરવી; તથા રોગ અને રસ્તાના પરિશ્રમ સિવાય આખી રાત્રિ સૂઇ રહેવું; એ આદિ પ્રમાદનાં આચરણનો બુદ્ધિમાન પુરૂષે ત્યાગ કરવો જોઇએ. ( કારણકે આ બધા અનર્થનાં કારણ હોઇ અશુભ કર્મબંધ કરાવે છે) ૨, ૩, ૪.

जीवाकुलेषु स्थानेषु, मज्जनादिविधापनम् ।
रसदीपादिपात्राणि, आलस्यात् स्थग्यते न हि ॥ ५ ॥

उल्लोचं नैव बध्नाति, स्थाने महानसादिके ।
सर्वमेतत् प्रमादस्याचरणमभिधीयते ॥ ६ ॥

उपदेशप्रासाद भा०, स्तंभ ९, व्या० १३४.

જીવ જંતુઓથી ભરેલી જગ્યાએ ન્હાવા વિગેરેની ક્રિયા કરવી; ઘી, તેલ, દીવો, ( કંઇ ભરેલાં ) વાસણ વિગેરે ન ઢાંકવા; રસોડાં, પાણીયારા વિગેરે સ્થળોએ ચંદરવો ન બાંધવો; આ બધાને પ્રમાદનું આચરણ કહેવામાં આવે છે ( અને તે, નિરર્થક જંતુઓની હિંસા-અનર્થદંડ-નું કારણ હોઈ, સદા પાપમય છે. ) ૫, ૬.

शारिकाशिखिमार्जार–ताम्रचूडशुकादयः ।
अनर्थकारिणस्त्याज्या, बहुदोषा मनीषिभिः ॥ ७ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८०२.

મેના, મોર, બિલાડી, કુકડા અને પોપટ આદિ મહા-અનર્થ કરનારાં અને બહુદોષવાળાં હોવાથી બુદ્ધિશાળી પુરૂષોએ તેઓનો ત્યાગ કરવો જોઇએ.

कुतूहलान्नृत्यप्रेक्षां, कामग्रंथस्य शिक्षणम् ।
सुधीः प्रमादाचरण–मेवमादि परित्यजेत् ॥ ८ ॥

उपदेशप्रासाद भा०, स्तंभ ९, व्या० १३५.

કૌતુકની દૃષ્ટિથી નાચ જોવાનો, કામશાસ્ત્ર વિગેરે કામ-વિષયનાં પુસ્તકના શિક્ષણનો અને પ્રમાદયુક્ત આચરણ આદિક ( અનર્થનાં કારણો )નો ડાહ્યા માણસે ત્યાગ કરવો જોઇએ. ૮.

आर्तं रौद्रमपध्यानं, पापकर्मोपदेशिता ।
हिंसोपकारिदानं च, प्रमादाचरणं तथा ॥ ९ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ७३.

આર્તધ્યાન અને રૌદ્રધ્યાનરૂપ દુર્ધ્યાન કરવું, પાપમય કાર્યનો ઉપદેશ આપવો, જેનાથી હિંસાને ઉત્તેજન મળે એવા પ્રકારની ( ઘંટી, સાંબેલું વિગેરે ) વસ્તુઓનું દાન અને પ્રમા-દકારિ આચરણ ( આ બધાંય અનર્થદંડના કારણો છે. ). ૯.

रोगमार्गश्रमौ मुक्त्वा, स्वापश्च सकलां निशाम् ।
एवमादि परिहरेत्, प्रमादाचरणं सुधीः ॥ ४ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ७८-७९-८०.

કુતૂહળથી ગાયન, નાચ અને નાટકાદિ જોવાં; કામશાસ્ત્રમાં આસક્તિ રાખવી; જુગાર તથા મદિરા વિગેરેનું સેવન કરવું; જળમાં ક્રીડા કરવી; હિંચોળા વિગેરેથી વિનોદ કરવો; જનાવરોનાં યુદ્ધ કરાવવાં; શત્રુના પુત્રાદિ સાથે વૈર રાખવું; ભોજન, સ્ત્રી, દેશ અને રાજાની કથા કરવી; તથા રોગ અને રસ્તાના પરિશ્રમ સિવાય આખી રાત્રિ સૂઇ રહેવું; એ આદિ પ્રમાદનાં આચરણનો બુદ્ધિમાન પુરૂષે ત્યાગ કરવો જોઇએ. (કારણકે આ બધા અનર્થનાં કારણ હોઇ અશુભ કર્મબંધ કરાવે છે) ૨, ૩, ૪.

जीवाकुलेषु स्थानेषु, मज्जनादिविधापनम् ।
रसदीपादिपात्राणि, आलस्यात् स्थग्यते न हि ॥ ५ ॥

उल्लोचं नैव बध्नाति, स्थाने महानसादिके ।
सर्वमेतत् प्रमादस्याचरणमभिधीयते ॥ ६ ॥

उपदेशप्रासाद भा०, स्तंभ ९, व्या० १३४.

જીવ જંતુઓથી ભરેલી જગ્યાએ ન્હાવા વિગેરેની ક્રિયા કરવી; ઘી, તેલ, દીવો, ( કંઇ ભરેલા ) વાસણ વિગેરે ન ઢાંકવા; રસોડા, પાણીયારા વિગેરે સ્થળોએ ચંદરવો ન બાંધવો; આ બધાને પ્રમાદનું આચરણ કહેવામાં આવે છે ( અને તે, નિરર્થક જંતુઓની હિંસા-અનર્થદંડ-નું કારણ હોઈ, મહા પાપમય છે. ) ૫, ૬.

शारिकाशिखिमार्जार–ताम्रचूडशुकादयः ।
अनर्थकारिणस्त्याज्या, बहुदोषा मनीषिभिः ॥ ७ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८०२.

મેના, મોર, બિલાડી, કુકડા અને પોપટ આદિ મહા-અનર્થ કરનારાં અને બહુદોષવાળાં હોવાથી બુદ્ધિશાળી પુરૂષોએ તેઓનો ત્યાગ કરવો જોઇએ.

कुतूहलान्नृत्यप्रेक्षां, कामग्रंथस्य शिक्षणम् ।
सुधीः प्रमादाचरण–मेवमादि परित्यजेत् ॥ ८ ॥

उपदेशप्रासाद भा०, स्तंभ ९, व्या० १३५.

કૌતુકની દૃષ્ટિથી નાચ જોવાનો, કામશાસ્ત્ર વિગેરે કામ-વિષયનાં પુસ્તકના શિક્ષણનો અને પ્રમાદયુક્ત આચરણ આદિક ( અનર્થનાં કારણો )નો ડાહ્યા માણસે ત્યાગ કરવો જોઇએ. ૮.

आर्त रौद्रमपध्यानं, पापकर्मोपदेशिता ।
हिंसोपकारिदानं च, प्रमादाचरणं तथा ॥ ९ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ७३.

આર્તધ્યાન અને રૌદ્રધ્યાનરૂપ દુર્ધ્યાન કરવું, પાપમય કાર્યનો ઉપદેશ આપવો, જેનાથી હિંસાને ઉત્તેજન મળે એવા પ્રકારની ( ઘંટી, સાંબેલું વિગેરે ) વસ્તુઓનું દાન અને પ્રમાદાદિરૂ આચરણ ( આ બધાંય અનર્થદંડના કારણો છે. ). ૯.

संयुक्ताधिकरणत्व-मुपभोगातिरिक्तता ।
मौखर्यमथ कौकुच्यं, कंदर्पोऽनर्थदंडगाः ॥ १० ॥

उपदेशप्रासाद भा०, स्तंभ १०, व्या० १३६.

હળવા વિગેરેનાં અધિકરણો-સાધનો જોડેલાજ-તૈયારજ રાખવાં, પોતાના ઉપભોગની વસ્તુઓમાં ( નકામો ) વધારો કરવો, અતિવાચાળપણું રાખવું અને કુચેષ્ટા કરવી. આ અનર્થદંડનાં કારણ છે. ( એટલે કે આ બધાથી, નિરર્થક પ્રવૃત્તિના કારણે, પાપનો બંધ થાય છે. ) ૧૦.

ચાર વિકથાઃ—

राज्ञां स्त्रीणां च देशानां, भक्तानां विविधाः कथाः ।
संग्रामरूपसद्वस्तु-स्वादाद्या विकथाः स्मृताः ॥ ११ ॥

उपदेशप्रासाद भा०, स्तंभ ९, व्या० १३३.

રાજાના યુદ્ધ સંબંધી કથા તે **રાજકથા**, સ્રીના રૂપ વિગેરે સંબંધી ચર્ચા તે **સ્ત્રીકથા**, દેશની સારી ખોટી વસ્તુની ચર્ચા તે **દેશકથા** અને ભોજનના સ્વાદ વિગેરેની ચર્ચા એ **ભક્તકથા**. એમ જુદા જુદા પ્રકારની ચાર વિકથાઓ કહી છે. ૨૨



# सामायिक ( २३ )

## સામાયિકનું સ્વરૂપ:—

त्यक्तार्तरौद्रध्यानस्य, त्यक्तसावद्यकर्मणः ।
मुहूर्तं समता या तां, विदुः सामायिकव्रतम् ॥ १ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ८२.

જેણે આર્તધ્યાન અને રૌદ્રધ્યાન ત્યજ્યું છે, તથા જેણે સાવદ્ય ( પાપમય ) કર્મ ત્યજ્યું છે, એવા ગૃહસ્થની જે મુહૂર્ત પર્યંતની સમતા, તેને સામાયિકવ્રત કહ્યું છે. ૧.

समता सर्वभूतेषु, संयमः शुभभावना ।
आर्त्तरौद्रपरित्याग–स्तद्धि सामायिकं व्रतम् ॥ २ ॥

अष्टाह्निका.

સર્વ પ્રાણીઓને વિષે સમભાવ રાખવો, સંયમ કરવો, શુભ ભાવના ભાવવી, અને આર્ત રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરવો, તે સામાયિક વ્રત કહેવાય છે. ૨.

मुहूर्त्तावधिसावद्य–व्यापारपरिवर्जनम् ।
आद्यं शिक्षाव्रतं सामा–यिकं स्यात् समताजुषां ॥ ३ ॥

उपदेशप्रासाद, द्वि० भा०, पृ० ५०, ( प्र. स. )

એક મુહૂર્ત ( બે ઘડી ) સુધી, સર્વ સાવદ્ય-પાપયુક્ત વ્યાપારનો ત્યાગ કરવો તે, સમતાને સેવનારા પુરૂષોનું સામાયિક નામનું શિક્ષાવ્રત છે. ૩.

**સામાયિકના પ્રકાર:—**

सामायिकं स्यात्त्रैविध्यं, सम्यक्त्वं च श्रुतं तथा ।
चारित्रं तृतीयं तच्च, गृहिकमनगारिकम् ॥ ४ ॥

उपदेशप्रासाद भा०, स्तंभ १०, व्या० १४०.

સામાયિક ત્રણ પ્રકારનું છે. ( ૧ ) સમ્યક્ત્વ સામાયિક, ( ૨ ) શ્રુત સામાયિક અને ( ૩ ) ચારિત્ર સામાયિક. ( તેમાંય ) ચારિત્ર સામાયિક બે પ્રકારનું સમજવું. પહેલું ગૃહસ્થનું સામાયિક અને બીજું સાધુઓનું ચારિત્ર. ૪.

**સામાયિકનો વિધિ:—**

धर्मोपकरणान्यत्र, पञ्चोक्तानि श्रुतोदधौ ।
तदालम्ब्य विधातव्यं, सामायिकं शुभास्तिकैः ॥ ५ ॥

उपदेशप्रासाद भा०, स्तंभ १०, व्या० १४३.

આ આગમરૂપી સમુદ્રને વિષે ધર્મના પાંચ ઉપકરણો કહ્યાં છે, તેનું આલંબન કરીને શુભ આશયવાળા આસ્તિક જનોએ સામાયિક કરવું યોગ્ય છે. ( આ પાંચ ઉપકરણો આ પ્રમાણે સમજવાં: પહેલું સ્થાપનાચાર્ય, બીજું મુહપત્તિ, ત્રીજું નવકારવાળી, ચોથું ચરવળો અને પાંચમું કટાસણું. ) ૫.

सर्वारंभं परित्यज्य, कृत्वा द्रव्यादिशोधनम् ।
आवश्यकं विधातव्यं, व्रतवृद्ध्यर्थमुत्तमैः ॥ ६ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८०६.

દરેક પ્રકારના આરંભ સમારંભનો ( એટલે કે સાવદ્ય યોગનો ) ત્યાગ કરીને, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની શુદ્ધિ કરીને, પોતાના વ્રતની વૃદ્ધિ કરવાને માટે, ઉત્તમ પુરૂષોએ આવશ્યક ( એટલે કે છ આવશ્યકમાંનું સામાયિક નામનું આવશ્યક ) કરવું જોઈએ. ૬.

**સાચું સામાયિકઃ—**

द्वात्रिंशद्दोषनिर्मुक्तं, सामायिकमुपासकैः ।
विधिपूर्वमनुष्ठेयं, तेनैव फलमश्नुते ॥ ७ ॥

उपदेशप्रासाद भा०, स्तंभ १०, व्या० १४२.

શ્રાવકોએ, બત્રીશ દોષ રહિત સામાયિક, વિધિ પૂર્વક, કરવું જોઈએ. કારણકે એવું ( સામાયિક ) કરવાથી જ ફળ પ્રાપ્ત થાય છે. ૭.

**સમતાનો અર્થઃ—**

इतो रागमहांभोधि-रितो द्वेषदवानलः ।
यस्तयोर्मध्यगः पंथाः, तत्साम्यमिति गीयते ॥८॥

उपदेशप्रासाद भा०, स्तंभ १०, व्या० १३८

એક તરફ રાગરૂપી મહાસાગર હોય અને બીજી તરફ દ્વેષરૂપી દાવાનલ હોય, તે બન્નેની મધ્યમાં રહેલો જે માર્ગ તે સામ્ય કહેવાય છે. ( એટલે કે રાગ અને દ્વેષમાંથી એક પણ જેને ન સ્પર્શે તેને જ સમતા કહે છે. ) ૮.

## સામાયિકવ્રતના અતિચારઃ—

कायवाङ्मनसां दुष्ट-प्रणिधानमनादरः ।
स्मृत्यनुपस्थापनं च, स्मृताः सामायिकव्रते ॥ ९ ॥

योगशास्त्र, प्र० ३०१, श्लो० ११६. (प्र० स०)

કાયા, વાણી અને મનનું દુષ્પ્રણિધાન-નિયમમાં ન રાખવું એટલે સાવદ્ય વ્યાપારમાં પ્રવર્તવું તે, તથા સામાયિક કરવા ઉપર અનાદર અને સામાયિક કર્યું કે નથી કર્યું ઇત્યાદિક સ્મૃતિનો અભાવ, આ પાંચ સામાયિક વ્રતના અતિચાર છે. ૯.

## સામાયિકની વિશેષતાઃ—

कर्म जीवं च संश्लिष्टं, परिज्ञातात्मनिश्चयः ।
विभिन्नीकुरुते साधुः, सामायिकशलाकया ॥ १० ॥

योगशास्त्र, प्र. ५, श्लो० ५२. (प्र. स.)

જેણે આત્માનો નિશ્ચય જાણ્યો છે એવા સાધુ ( ક્ષીર નીરની જેમ ) મળેલાં કર્મને અને જીવને સામાયિકરૂપી શલાકા-સળી-એ કરીને જુદાં પાડે છે. ( આત્મા અને કર્મને જુદાં કરવાં એ સામાયિકની વિશેષતા સમજવી. ) ૧૦.

સામાયિકનું ફળઃ—

तप्येद्वर्षशतैर्यश्च, एकपादस्थितो नरः ।
एकेन ध्यानयोगेन, कलां नार्हति षोडशीम् ॥ ११ ॥

उपदेशप्रासाद, भा० २, पृ० १०१. (प्र० स०).

માણસ એક પગે ઉભો રહી સો વર્ષ સુધી તપ કરે, તો પણ તે ( તપનું ) ફળ એક જ ધ્યાનયોગના સોળમા અંશ જેટલું પણ નથી થતું. ( અર્થાત્ એ સો વર્ષના તપથી પણ માત્ર એક જ ધ્યાનયોગનું ફળ અધિક છે. ) ૧૧.

रागादिध्वान्तविध्वंसे, कृते सामायिकांशुना ।
स्वस्मिन् स्वरूपं पश्यन्ति, योगिनः परमात्मनः ॥ १२ ॥

योगशास्त्र, पृ० २९५, श्लो० ५३. (प्र० स०)

સામાયિકરૂપી સૂર્યના કિરણવડે રાગાદિક અંધકારનો નાશ થવાથી, યોગી જનો પોતાના આત્માને વિષે પરમાત્માના રૂપને જુએ છે. ૧૨.

सामायिकव्रतस्थस्य, गृहिणोऽपि स्थिरात्मनः ।
चन्द्रावतंसकस्येव, क्षीयते कर्म संचितम् ॥ १३ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ८३.

સામાયિક વ્રતમાં રહેલા સ્થિર પરિણામવાળા ગૃહસ્થના પણ, ચંદ્રાવતંસક રાજાની પેઠે, સંચય કરેલ કર્મ નષ્ટ થાય છે. ૧૩.

तदेव सर्वगुणस्थानं, पदार्थानां नभ इव ।
दुष्टकर्मविघातेन, सुध्यानतस्तथा भवेत् ॥ १४ ॥

उपदेशप्रासाद भा०, स्तंभ १०, व्या० १४१.

જેમ બધાય પદાર્થોનું સ્થાન આકાશ છે તેમ બધાય ગુણોનું સ્થાન એ ( સામાયિક ) છે. કારણકે ( એમાં ) દુષ્ટ-કર્મોનો નાશ થાય છે અને શુભ ધ્યાનની પ્રાપ્તિ થાય છે. ૧૪.

दानं सदा यच्छति मार्गणेभ्यः,
सुवर्णभूमेः स्वपतिश्च कश्चित् ।
ततोऽप्यधिकं गदितं मुनीन्द्रैः,
सामायिके पुण्यमतो विधेयम् ॥ १५ ॥

उपदेशप्रासाद, द्वि० भा०, पृ० ९१. (प्र० स०)

કોઇ રાજા વિગેરે સ્વામી, હમેશાં યાચક જનોને સુવર્ણ પૃથ્વીનું દાન કરે તે પુણ્યથી પણ મુનીશ્વરોએ સામાયિકનું પુણ્ય અધિક કહ્યું છે, તેથી હંમેશાં સામાયિક કરવું જોઇએ. ૧૫.

देशसामायिकं श्राद्धो, वितन्वन् घटिकाद्वयम् ।
द्रव्यादीनां व्ययाभावा-दहो पुण्यं महद्भवेत् ॥ १६ ॥

उपदेशप्रासाद, भा० २, पृ० १००.

બે ઘડી–૪૮ મીનીટ–પ્રમાણ દેશ સામાયિકને કરનાર શ્રાવક અહો ! કાંઇ પણ ધનાદિકના ખર્ચ વિના જ મોટું પુણ્ય ઉપાર્જન કરે છે. ૧૬.

# देशावकाशिक ( २४ )

## દેશાવકાશિકવ્રતનું સ્વરૂપઃ—

दिग्व्रते परिमाणं यत्, तस्य संक्षेपणं पुनः ।
दिने रात्रौ च देशाव-काशिकव्रतमुच्यते ॥ १ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ८४.

દિશાપરિમાણવ્રત ગ્રહણ કરતી વખતે ( દસે ) દિશાઓમાં જવાઆવવાની ભૂમિનું જે પરિમાણ રાખ્યું હોય, તેનો દિવસે તથા રાત્રે સંક્ષેપ કરવો, તે દેશાવકાશિક વ્રત કહેવાય છે. ૧.+

## દેશાવકાશિકવ્રતના અતિચારઃ—

प्रेष्यप्रयोगानयनं, पुद्गलक्षेपणं तथा ।
शब्दरूपानुपातौ च, व्रते देशा-वकाशिके ॥ २ ॥

उपदेशप्रासाद भा०, स्तंभ १०, व्या० १४६.

---

+ દિગ્વ્રત અને દેશાવકાશિકવ્રતમાં ફેર એટલો છે કે દિગ્-વ્રતમા ગ્રહણ કરેલ જવા આવવાની ભૂમિની મર્યાદા, આખી જીંદગી સુધી પાળવાની હોઇ, એક જ હોય છે; જ્યારે દેશાવકાશિકવ્રતમાં રોજ રોજ, દિવસ અને રાત્રિ માટે, પોતાની જરૂરીવાત પ્રમાણે, ઓછી યા વધતી મર્યાદા રાખવાની હોઈ, તે જુદી જુદી થઇ શકે છે.

(ઉપર કહ્યું તે પ્રમાણે દેશાવકાશિક વ્રતમાં દિવસ અને રાતની જવા આવવાની હદની મર્યાદા બાંધ્યા પછી માણસ પોતાની નિયમિત ભૂમિમાં રહેવા છતાં) નોકર વિગેરેને (પોતાના કામ માટે પોતાની મર્યાદિત ભૂમિમાંથી) બહાર મોકલે, બહારની ભૂમિમાંથી (બીજા પાસે) કંઈ મગાવે, કંઇ પણ કાંકરો કે એવી કોઇ ચીજ નાખીને બીજાનું ધ્યાન પોતા તરફ ખેંચે, ખોંખારો ખાઈને કે એવો કોઇ શબ્દપ્રયોગ કરીને બીજાને પોતાના તરફ આકર્ષે અથવા તો પોતાનું રૂપ બતાવીને બીજાને પોતાની પાસે બોલાવે; આ પાંચમાંથી ગમે તે કરવાથી, દેશાવકાશિકવ્રતમાં ભંગ થતો હોવાથી, એ પાંચે એ વ્રતના અતિચાર કહ્યા છે. ૨



## पौषध ( २५ )

पोषधनुं स्वरूपः-

चतुष्पर्व्यां चतुर्थादि, कुव्यापारनिषेधनम् ।
ब्रह्मचर्य क्रियास्नाना-दित्यागः पौषधव्रतम् ॥ १ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ८५.

આઠમ, ચૌદશ, પૂર્ણિમા અને અમાવાસ્યા; એ ચાર પર્વમાં ઉપવાસ વિગેરે તપ કરવો, સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરવો, બ્રહ્મચર્ય પાળવું, અને સ્નાન વિગેરે શરીરની શોભાનો ત્યાગ કરવો; તે પોષધવ્રત કહેલું છે. ૧

तपश्चतुर्थादि विधाय धन्यं-मन्या नराः पर्वसु यच्चतुर्षु ।
व्यापारभारं सकलं सपापं, शरीरसत्कारमपि त्यजन्तः ॥ २ ॥
ब्रह्मव्रतं तीव्रतरं दधानाः, प्रमादहानेन यतेः समानाः ।
गृह्णन्ति यत्पौषधमेकचित्ता एकादशं तद्व्रतमामनन्ति ॥ ३ ॥

नरवर्मचरित्र.

પોતાના આત્માને ધન્ય માનનારા પુરૂષો, ચાર પર્વને વિષે ઉપવાસ વિગેરે તપને અંગીકાર કરી, સમગ્ર પાપ સહિત વ્યાપારનો ત્યાગ કરી, શરીરના સત્કારનો-શોભાનો-પણ ત્યાગ કરી, તીવ્ર બ્રહ્મચર્યને ધારણ કરી, યતિની જેમ પ્રમાદનો ત્યાગ

( ઉપર કહ્યું તે પ્રમાણે દેશાવકાશિક વ્રતમાં દિવસ અને રાતની જવા આવવાની હદની મર્યાદા બાંધ્યા પછી માણસ પોતાની નિયમિત ભૂમિમાં રહેવા છતાં ) નોકર વિગેરેને ( પોતાના કામ માટે પોતાની મર્યાદિત ભૂમિમાંથી ) બહાર મોકલે, બહારની ભૂમિમાંથી ( બીજા પાસે ) કંઈ મગાવે, કંઇ પણ કાંકરો કે એવી કોઇ ચીજ નાખીને બીજાનું ધ્યાન પોતા તરફ ખેંચે, ખોંખારો ખાઈને કે એવો કોઇ શબ્દપ્રયોગ કરીને બીજાને પોતાના તરફ આકર્ષે અથવા તો પોતાનું રૂપ બતાવીને બીજાને પોતાની પાસે બોલાવે; આ પાંચમાંથી ગમે તે કરવાથી, દેશાવકાશિકવ્રતમાં ભંગ થતો હોવાથી, એ પાંચે એ વ્રતના અતિચાર કહ્યા છે. ૨



# पौषध ( २५ )

पौषधनुं स्वरूपः–

> चतुष्पर्व्यां चतुर्थादि, कुव्यापारनिषेधनम् ।
> ब्रह्मचर्यं क्रियास्नाना–दित्यागः पौषधव्रतम् ॥ १ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ८५.

આઠમ, ચૌદશ, પૂર્ણિમા અને અમાવાસ્યા; એ ચાર પર્વમાં ઉપવાસ વિગેરે તપ કરવો, સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરવો, બ્રહ્મચર્ય પાળવું, અને સ્નાન વિગેરે શરીરની શોભાનો ત્યાગ કરવો; તે પૌષધવ્રત કહેલું છે. ૧

> तपश्चतुर्थादि विधाय धन्यं–मन्या नराः पर्वसु यच्चतुर्षु ।
> व्यापारभारं सकलं सपापं, शरीरसत्कारमपि त्यजन्तः ॥ २ ॥
> ब्रह्मव्रतं तीव्रतरं दधानाः, प्रमादहानेन यतेः समानाः ।
> गृह्णन्ति यत्पौषधमेकचित्ता एकादशं तद्व्रतमामनन्ति ॥ ३ ॥

नरवर्मचरित्र.

પોતાના આત્માને ધન્ય માનનારા પુરૂષો, ચાર પર્વને વિષે ઉપવાસ વિગેરે તપને અંગીકાર કરી, સમગ્ર પાપ સહિત વ્યાપારનો ત્યાગ કરી, શરીરના સત્કારનો–શોભાનો–પણ ત્યાગ કરી, તીવ્ર બ્રહ્મચર્યને ધારણ કરી, યતિની જેમ પ્રમાદનો ત્યાગ

કરી તથા ચિત્તને એકાગ્ર રાખી, જે પૌષધ વ્રતને ગ્રહણ કરે છે, તે અગ્યારમું વ્રત કહેલું છે. ૨, ૩.

चत्वारि सन्ति पर्वाणि, मासे तेषु विधीयते ।
उपवासः सदा यस्तत्, पौषधव्रतमीर्यते ॥ ४ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८०८.

એક મહિનામાં ચાર પર્વો (બે આઠમ અને બે ચઉદશ) કહેલા છે. એ( પર્વ દિવસો )માં ઉપવાસ કરવો એને પૌષધ-વ્રત કહે છે. ૪.

પૌષધનું વિધાનઃ—

चतुर्दश्यष्टमीराको–द्दिष्टापर्वसु पौषधः ।
विधेयः सौधस्थेनेत्थं, पर्वण्याराधयेद्गृही ॥ ५ ॥

उपदेशप्रासाद, भाग १, पृ. ११८. ( प्र. स. )

ચૌદશ, આઠમ, પુનમ અને અમાસની તિથિએ પોતાના ઘરમાં રહીને ( પણ ) પૌષધ કરવો જોઇએ, ( અને ) આ પ્રમાણે શ્રાવકે પર્વની આરાધના કરવી જોઇએ. ૫.

गृहिणोऽपि हि धन्यास्ते, पुण्यं ये पौषधव्रतम्,
दुष्पालं पालयन्त्येव, यथा स चुलनीपिता ॥ ६ ॥

योगशास्त्र, तृ० प्र०, श्लो० ८६.

તે ગૃહસ્થો પણ ધન્ય છે કે જેઓ દુઃખે પાળી શકાય એવા પવિત્ર પૌષધવ્રતને ચુલનીપિતાની માફક પાળે છે. ૬.

सर्वारम्भपरित्यागात्, पाक्षिकादिषु पर्वसु ।
विधेयः पौषधोऽजस्र-मिव सूर्ययशा नृपः ॥ ७ ॥

उपदेशप्रासाद, भाग २, पृ. १२०. ( प्र. स. )

(ચોદશ વિગેરે) પાક્ષિકાદિક તિથિને વિષે સર્વ આરંભનો ત્યાગ કરીને સૂર્યયશા રાજાની જેમ, નિરંતર પૌષધ કરવો જોઇએ. ૭.

सर्वेष्वपि तपोयोगः, प्रशस्तः कालपर्वसु ।
अष्टम्यां पञ्चदश्यां च, नियतं पौषधं वसेत् ॥ ८ ॥

उत्तराध्ययनसूत्र, पृ. २१३. ( वि. ध. ल. )*

સર્વે પર્વતિથિને વિષે તપ કરવો [illegible]
આઠમ અને પુનમ (તથા અમાવાસ્ય
કરવો જોઇએ. ૮.

**પૌષધના પ્રકારઃ—**

पोषं धर्मस्य धत्ते यत्, तद्भवेत् पौषधव्रतम् ।
तच्चतुर्धा समाख्यात-माहारपौषधादिकम् ॥ ९ ॥

उपदेशप्रासाद, भाग २, पृ. ११६. ( प्र. स. )

જે ધર્મની પુષ્ટિને ધારણ કરે છે, તે પૌષધવ્રત કહેવાય છે, તે આહારપૌષધ વિગેરે ચાર પ્રકારનું કહેલું છે. (આહારપૌષધ, શરીરસત્કારપૌષધ, બ્રહ્મચર્યપૌષધ અને અવ્યાપારપૌષધ). ૯.

अहोरात्रदिवारात्रि-भेदात् त्रेधा च पौषधः ।
तत्र चत्वारि कार्याणि, विचार्याणि विचक्षणैः ॥ १० ॥

उपदेशकल्पवल्ली, पल्लव १०, श्लो० २८.

દિવસરાત્રિનો, દિવસનો અને રાત્રિનો, એવી રીતે ત્રણ ભેદે ત્રણ પ્રકારનો પૌષધ છે. તે પૌષધમાં વિચક્ષણ શ્રાવકોએ ચાર કાર્યોનો વિચાર કરવો. ૧૦ ( તે આ પ્રમાણે— )

પૌષધમાં શું કરવું:—

चतुर्थादि तपः पाप-व्यापारपरिवर्जनम् ।
ब्रह्मचर्यं परित्यागः, शरीरसंस्कृतेरपि ॥ ११ ॥

उपदेशकल्पवल्ली, पल्लव १०, श्लो० २९.

ઉપવાસ વિગેરે કોઇપણ તપ; પાપપૂર્ણ વ્યાપારનો ત્યાગ; બ્રહ્મચર્યનું પાલન અને શરીરસંસ્કારનો એટલે શરીરને વસ્ત્ર આભૂષણાદિકથી શણગારવાનો પણ ત્યાગ. ૧૧

पर्यायाः सन्ति ये चाष्टौ, निर्धार्य सूरिभिः कृताः ।
प्रतिक्रमणशब्दस्य, कार्यं तत् पौषधे मुदा ॥ १२ ॥

उपदेशप्रासाद भा०, स्तभं ११, व्या० १५३.

જે પ્રતિક્રમણ શબ્દના આચાર્ય મહારાજાઓએ નિશ્ચય કરીને આઠ પર્યાય કરેલા છે, તે પ્રતિક્રમણ, પૌષધ કર્યો હોય ત્યારે, હર્ષ પૂર્વક, કરવું જોઇએ. ૧૨.

प्रतिक्रमणश्रुतस्कंध–मिर्यापथिकं तथा ।
प्रतिक्रम्य क्रियाः सर्वा, विधेयाः पौषधादिकाः ॥१३॥

उपदेशप्रासाद भा०, स्तम्भ ११, व्या० १५८.

પૌષધાદિક ક્રિયાઓ, પ્રતિક્રમણ શ્રુતસ્કંધ, કે જેનું બીજું નામ ઈર્યાપથિકી એટલે ઈરીયાવહી છે તે, પડિકમીને પછી કરવી. ૧૩.

## પૌષધમાં શું ન કરવુંઃ—

पौषधग्रहणायुक्तै–र्विधेयं धीधनैर्जनैः ।
न पर्वसु च वस्त्रादि–धावनं शीर्षशोधनम् ॥ १४ ॥

हलादिखेटनं यन्त्र–वाहनं गृहलिम्पनम् ।
पुष्पपत्रफलादीनां, त्रोटनं मोटनं तथा ॥ १५ ॥

उपदेशकल्पवल्ली, पल्लव १०, श्लो० ३०–३१.

પર્વદિવસોમાં પૌષધ ગ્રહણ કરીને ઉપયોગયુક્ત થયેલા બુદ્ધિમાન મનુષ્યોએ વસ્ત્રાદિ ધોવાનું કાર્ય કે મસ્તક સમારવાનું કામ ન કરવું. તેમજ હળ વિગેરેથી ખેડવું નહિ; યંત્ર ( ઘાણી વિગેરે ) ચલાવવું નહિં; ઘર લિંપવું નહિ તથા ફૂલ, પાંદડાં કે ફળ વિગેરેને તોડવાં કે મોડવાં નહિં. ૧૪, ૧૫.

## પૌષધ કરવાનું કારણઃ—

विधेयः सर्वपापानां, मथनायैव पौषधः ।
सद्यः फलत्यसौ शुद्धया, महाशतकश्रेष्ठिवत् ॥ १६ ॥

उपदेशप्रासाद, भा० ३, पृ. ९०. ( प्र. स. )

સર્વ પાપોનું મથન કરવા માટે પૌષધ કરવો જ જોઇએ. તે પૌષધ મન વિગેરેની શુદ્ધિવડે કરવાથી મહાશતક શેઠની જેમ તે તત્કાળ ફળ આપે છે. ૧૬.

**पोषं पुष्टिं च धर्मस्य, दधातीत्यर्थसंश्रयात् ।**
**कर्तव्यः पौषधः पर्व–दिनेषु श्राद्धपुङ्गवैः ॥ १७ ॥**

उपदेशकल्पवल्ली, पल्लव १०, श्लो० २७.

" જે ધર્મની વૃદ્ધિ અને પુષ્ટિ કરે તે પૌષધ " એ પ્રમાણે પૌષધ શબ્દનો અર્થ થતો હોવાથી ( પોતાના ધર્મની વૃદ્ધિ અને પુષ્ટિ કરવાના હેતુથી ) ઉત્તમ શ્રાવકોએ, પર્વ દિવસોમાં, પૌષધ કરવો જોઇએ. ૧૭.

**પૌષધનું ફળઃ—**

**पौषधेन पुमानेकं, पवित्रयति यो दिनम् ।**
**आयुर्देवेषु बध्नाति, पल्योपममितं यथा ॥ १८ ॥**

उपदेशकल्पवल्ली, पल्लव १०, श्लो० ३२.

જે પુરૂષ પૌષધવડે એક પણ દિવસને પવિત્ર કરે છે, તે દેવલોકનું પલ્યોપમપ્રમાણ આયુષ્ય બાંધે છે. ( માત્ર એક દિવસના પૌષધનું આટલું મહાન્ ફળ મળે છે તો પછી દરેક પર્વના દિવસે પૌષધ કરવાના ફળનું તો કહેવું જ શું ? ) ૧૮.



# उपवास ( २६ )

**ઉપવાસનું સ્વરૂપ:—**

त्यक्तभोगोपभोगस्य, सर्वारंभविमोचिनः ।
चतुर्विधाशनत्याग, उपवासो मतो जिनैः ॥ १ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८०९.

દરેક પ્રકારના ભોગ તથા ઉપભોગ નો ત્યાગ કરનાર અને બધા આરંભ સમારંભને-દૂર કરનાર માણસને જે ચારે પ્રકારના ( અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ ) આહારનો ત્યાગ; તેને જિનેશ્વર ભગવાને ઉપવાસ માન્યો છે. ( એટલે કે ઉપવાસમાં ચારમાંથી કોઈપણ પ્રકારનો આહાર ન કરી શકાય ) ૧.

**ઉપવાસમાં શું ન કરવું:—**

असकृज्जलपानाच्च, ताम्बूलस्य च भक्षणात् ।
उपवासः प्रदूष्येत, दिवास्वापाच्च मैथुनात् ॥ २ ॥

विष्णुभक्तिचंद्रोदय, श्लो० १७७.

વારંવાર જળ પીવાથી, તાંબૂલનું ભક્ષણ કરવાથી, દિવસે સુવાથી તથા મૈથુન સેવવાથી ઉપવાસ દૂષિત થાય છે ( અર્થાત્ ઉપવાસમાં આ સર્વ ત્યાગ કરવા લાયક છે. ) ૨.

पुष्पाणि क्षारवस्त्राणि, गन्धमाल्यानुलेपनम् ।
उपवासे न शुध्यन्ति, दन्तधावनमञ्जनम् ॥ ३ ॥

लघुशातातपस्मृति, पा. १३०, श्लो० ७५.

ઉપવાસને દિવસે પુષ્પ, ખારવસ્ત્ર, ગંધ, માળા, અનુલેપન, (તેલ ચંદન વિગેરેનું ચોપડવું) દાતણ અને સ્નાન, આ સર્વ કરવાં નહીં ૩.

उपवासे तथा श्राद्धे, न खादेद् दन्तधावनम् ।
दन्तानां काष्ठसंयोगो हन्ति सप्तकुलान्यपि ॥ ४ ॥

विष्णुपुराण, अध्याय २१, श्लो० ३२.

ઉપવાસને દિવસે તથા શ્રાદ્ધને દિવસે દાતણ કરવું નહીં. કેમકે દાંતને કાષ્ઠનો સંયોગ થાય તો તે સાત પેઢીને હણે છે. ૪

સાચો ઉપવાસઃ—

कषायविषयाहार—त्यागो यत्र विधीयते ।
उपवासः स विज्ञेयः, शेषं लङ्घनकं विदुः ॥ ५ ॥

જ્યાં (ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ વિગેરે) કષાયોનો, વિષય—કામવાસના—નો અને આહારનો ત્યાગ કરવામાં આવે છે, તે ઉપવાસ જાણવો. તે સિવાય બાકીનાને તો કેવળ લાંઘણ જ સમજવી. ૫.

उपावृत्तस्य पापेभ्यो, यस्तु वासो गुणैः सह ।
उपवासः स विज्ञेयः, सर्वभोगविवर्जितः ॥ ६ ॥

मार्गशीर्षएकादशी, श्लो० १७.

પાપથી પાછા હઠેલા પુરૂષનું ગુણોની સાથે જે વસવું, તેને સર્વ ભોગથી રહીત એવો, ઉપવાસ જાણવો. ૬.

## [ एकादशी अने उपवास ]

એકાદશીમાં ઉપવાસઃ—

एकादश्यां न भुञ्जीत, पक्षयोरुभयोरपि ।
वनस्थयतिधर्मोऽयं, शुक्लामेव सदा गृही ॥ ७ ॥

अग्निपुराण, अ० ५६, श्लो० ८९.

બન્ને પક્ષને વિષે અગ્યારશને દિવસે ભોજન ન કરવું, એ વાનપ્રસ્થ તથા યતિનો ધર્મ છે, અને ગૃહસ્થીએ શુકલ એકાદશીએ ભોજન કરવું નહીં. ૭.

रटन्तीह पुराणानि, भूयो भूयो वरानने ! ।
न भोक्तव्यं न भोक्तव्यं, सम्प्राप्ते हरिवासरे ॥ ८ ॥

कात्यायनस्मृति, श्लो० ४४.

હે ઉત્તમ મુખવાળી સ્ત્રી ! પુરાણો વારંવાર પોકારીને કહે છે કે વિષ્ણુનો દિવસ–અગ્યારશ–પ્રાપ્ત થાય ત્યારે ભોજન ન કરવું, ભોજન ન કરવું. ૮.

गृहस्थो ब्रह्मचारी च, आहिताग्निस्तथैव च ।
एकादश्यां न भुञ्जीत, पक्षयोरुभयोरपि ॥ ९ ॥

अग्निपुराण, अ० ५१, श्लो० २०.

ગૃહસ્થી, બ્રહ્મચારી અને જેણે અગ્નિ ધારણ કર્યો હોય એવો યાજ્ઞિક-અગ્નિહોત્રી; આ સર્વેએ બન્ને પક્ષમાં અગ્યારશને દિવસે ભોજન કરવું નહીં. ૯.

उपवासे त्वशक्ताना-मशीतेरूर्ध्वजीविनाम् ।
एकभुक्तादिका कार्ये-त्याह बोधायनो मुनिः ॥ १० ॥

स्मृतिचंद्रोदय, पृ. ५४, श्लो० ८१.

જેઓ ઉપવાસ કરવામાં અશક્ત હોય અને જેઓ એંશી વરસથી વધારે ઉમ્મરવાળા હોય, તેમણે ( ઉપવાસના બદલે ) એક વખત જમવું, એમ બોધાયન મુનિ કહે છે. ૧૦.

## એકાદશીએ ઉપવાસ કેમ કરવો:—

यानि कानि च पापानि, ब्रह्महत्यासमानि च ।
अन्नमाश्रित्य तिष्ठन्ति, संप्राप्ते हरिवासरे ॥ ११ ॥

कात्यायनस्मृति, श्लो० ३३०.

બ્રહ્મહત્યા જેવાં જે કોઇ મોટાં પાપો છે તે વિષ્ણુનો દિવસ-અગ્યારશ-પ્રાપ્ત થાય ત્યારે અન્નનો આશ્રય કરીને રહે છે. ( એટલે અગ્યારશને દિવસે જે ભોજન કરે તેને તે પાપો વળગે છે. તેથી તે દિવસે ઉપવાસ કરવો જોઇએ. ) ૧૧.

એકાદશીના ઉપવાસનું ફળ:—

एकादश्युपवासस्य, कलां नार्हन्ति षोडशीम् ।
एकुतः क्रतवः सर्वे, सर्वतीर्थतपांसि च ॥ १२ ॥

पद्मपुराण, खं० ४, अ० ९, श्लो० ३६.

એક ઠેકાણે સર્વે યજ્ઞો, સર્વે તીર્થો અને સર્વે તપો રાખીએ, તો પણ તે સર્વે (નું પુણ્ય) એકાદશીના ઉપવાસ (ના પુણ્ય) ના સોળમા અંશને પણ લાયક નથી. (એટલે કે એકાદશીના ઉપવાસના પુણ્ય પાસે તે સર્વનું પુણ્ય સોળમે ભાગે નથી.) ૧૨.

एकादशीं समासाद्य, निराहारा भवन्ति ये ।
तेषां विष्णुपुरे शश्वत्, स्थानमेव न संशयः ॥ १३ ॥

पद्मपुराण, खं० ३, अ० १५, श्लो० २३.

એકાદશીનો દિવસ પામીને જેઓ નિરાહાર થાય છે–આહારનો ત્યાગ કરે છે, તેઓને વિષ્ણુપુર–વૈકુંઠને વિષે હમેશાંને માટે સ્થાન મળે છે. તેમાં કાંઇ સંશય નથી. ૧૩.

એકાદશીએ ઉપવાસ ન કરવાનું પાપ:—

अष्टवर्षाधिको मर्त्यो, ह्यशीतिर्न हि पूर्यते ।
यो भूङ्क्ते मामके राष्ट्रे, विष्णोरहनि पापकृत् ॥ १४ ॥
स मे वध्यश्च, दण्ड्यश्च, निर्वास्यो विषयाद् बहिः ।

बृहन्नारदीयपुराण, अ० १६, श्लो० ८.

આઠ વર્ષથી અધિક વયવાળો અને એંશી વર્ષની વય પૂરી ન હોય એવો, મારા રાજ્યમાં રહેનાર કોઇપણ મનુષ્ય, વિષ્ણુને દિવસે એટલે અગ્યારશને દિવસે ભોજન કરે, તો તે પાપી છે, તે મારે વધ કરવા લાયક છે, દંડ કરવા લાયક છે અને દેશનીકાલ કરવા લાયક છે. ( એટલા માટે અગ્યારસનો ઉપવાસ કરવો. ) ૧૪.

## ઉપવાસનું ફળઃ—

कर्मेन्धनं यदज्ञानात्, संचितं जन्मकानने ।
उपवासशिखी सर्वं, तद्भस्मीकुरुते क्षणात् ॥ १५ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८११.

સંસારરૂપી જંગલમાં ( જીવે પોતાના ) અજ્ઞાનના કારણે જે જે કર્મરૂપી લાકડું ભેગું કર્યું છે, તે તમામ ને ઉપવાસરૂપી અગ્નિ, એક ક્ષણમાત્રમાં, બાળીને ભસ્મ કરી નાખે છે. (કર્મરૂપ ઇંધણને બાળીને સાફ કરવામાં ઉપવાસ અગ્નિ સમાન છે. ) ૧૫.



# पर्वातिथि ( २७ )

## પર્વતિથિનો નિર્ણય:—

क्षये पूर्वा तिथिः कार्या, वृद्धौ कार्या तथोत्तरा ।
श्रीवीरज्ञाननिर्वाणं, कार्यं लोकानुगैरिह ॥ १ ॥

उमास्वाति उपाध्याय.

તિથિનો ક્ષય હોય તો પૂર્વની તિથિ કરવી (એટલે કે પાંચમનો ક્ષય હોય તો ચોથને દિવસે પાંચમ કરવી અર્થાત્ ચોથનો ક્ષય કરી તે દિવસે પાંચમ કરવી) અને કોઇ પણ તિથિની વૃદ્ધિ હોય તો બીજી તિથિ કરવી (એટલે કે પાંચમની વૃદ્ધિ હોય તો બીજે દિવસે પાંચમ કરવી અર્થાત્ ચોથ બે ગણવી.) તથા શ્રી મહાવીર સ્વામીનું જ્ઞાન અને નિર્વાણ લોકને અનુસરીને કરવું એટલે કે લૌકિક તિથિને અનુસારે કેવળજ્ઞાન અને નિર્વાણની તિથિઓ ગણવી. ૧.

## પર્વતિથિની સંખ્યા:—

षट्पर्वी मासि विज्ञेया, पालनीया विवेकिभिः ।
द्वे अष्टम्यौ चतुर्दश्या—वमावास्या च पूर्णिमा ॥ २ ॥

उपदेशकल्पवल्ली, पल्लव १०, श्लोक १.

બે આઠમ, બે ચૌદશ, અમાસ અને પૂનમ; એ પ્રમાણે એક મહિનામાં છ પર્વ જાણવાં. વિવેકી મનુષ્યોએ એ પર્વનું પાલન કરવું ૨.

पञ्चपर्वी तथा पक्षे, द्वितीया चैव पञ्चमी ।
अष्टम्येकादशी चैव, पूर्णिमा च तथा मता ॥ ३ ॥

उपदेशकल्पवल्ली, पल्लव १०, श्लोक २.

વળી બીજ, પાંચમ, આઠમ અગીયારશ અને પૂનમ; એ પ્રમાણે એક પખવાડિયામાં પાંચ પર્વ માનેલાં છે. ૩.

अन्यान्यपि च ख्यातानि, वर्षे पर्वाण्यनेकशः ।
चतुर्मासीत्रिकं षट् चा-ऽष्टाहिकाः पर्ववार्षिकम् ॥ ४ ॥

उपदेशकल्पवल्ली, पल्लव १०, श्लोक ३.

વળી વરસમાં બીજાં પણ અનેક પર્વ પ્રસિદ્ધ છે. જેવાં કે, ત્રણ ચોમાસી, છ અઠ્ઠાઈ, અને વાર્ષિક પર્વ-સંવત્સરી. ૪.

चतुर्दश्यष्टमी चैव, अमावास्या च पूर्णिमा ।
पर्वाण्येतानि राजेन्द्र ! रविसंक्रान्तिरेव च ॥ ५ ॥

विष्णुपुराण, स्कंध. ७, अ० १७, श्लोक ३४.

હે રાજેંદ્ર ! ચૌદશ, આઠમ અમાવાસ્યા, પૂર્ણિમા તથા સૂર્યની સંક્રાતિના દિવસ, આ સર્વ પર્વ તિથિઓ છે. ૫.

કઇ તિથિએ શું ન કરવું:—

दन्तकाष्ठममावास्यां, चतुर्दश्यां च मैथुनम् ।
हन्ति सप्त कुलान् कृत्वा, तैलाभ्यङ्गं तथा व्रती ॥ ६ ॥

वृद्धशातातपस्मृति, श्लो० ५६.

કોઈ પણ માણસ જો અમાવાસ્યાને દિવસે દંતધાવન કરે, અને ચતુર્દશીની તિથિએ મૈથુનને સેવે, તથા વ્રતી (બ્રહ્મચારી, સંન્યાસી તથા ઉપવાસાદિક વ્રતવાળો કોઇ પણ) તેલનું મર્દન કરે એટલે શરીરે તેલ ચોળીને સ્નાન કરે, તો તે સર્વ પોતાની સાત પેઢીને હણે છે અર્થાત્ તેમને કુગતિમાં નાંખે છે (તાત્પર્ય એ છે કે આ તિથિએ આ કાર્યનો નિષેધ છે.) ૬.

तैलस्त्रीमांससंभोगी, पर्वस्वेतेषु वै पुमान् ।
विण्मूत्रभोजनं नाम, प्रयाति नरकं मृतः ॥ ७ ॥

महाभारत, विराटपर्व, अ० ३०, श्लो० ५३.

આ પર્વતિથિને વિષે જે પુરૂષ તેલ, સ્ત્રી અને માંસનો ભોગવનાર થાય છે, તે મરીને વિણ્મૂત્રભોજન નામના નરકમાં જાય છે. ૭.

चतुर्दश्यां तथाऽष्टम्यां, पञ्चदश्यां तथैव च ।
तैलाभ्यङ्गं तथा भोगं, योषितश्च विवर्जयेत् ॥ ८ ॥

स्कंधपुराण, अ० ६९, श्लो० ७२.

ચોદશ, આઠમ અને પુનમ (તથા અમાસ) આ તિથિએ તેલ ચોળીને સ્નાન તથા સ્ત્રીનો ભોગ વર્જવો જોઇએ. ૮

### પર્વતિથિએ શેનો ત્યાગ કરવો:—

फलपत्रादि शाकं च, त्यक्त्वा पुत्रधनान्वितः ।
मधुरस्वरो भवेद्राज–न्नरो वै गुडवर्जनात् ॥ ९ ॥

मार्कंडपुराण, अ० १०, श्लो० १३.

પર્વતિથિએ જે પુરૂષ ફળ, પત્ર વિગેરેનો તથા શાકનો ત્યાગ કરે છે, તે પુરૂષ પુત્ર અને ધનવડે યુક્ત થાય છે. તથા હે રાજા ! ગોળને તજવાથી પુરૂષ મધુર સ્વરવાળો થાય છે. (એટલે પર્વ દિવસે આનો ત્યાગ કરવો) ૯.

तैलाभ्यङ्गं नरो यस्तु, न करोति नराधिप ! ।
बहुपुत्रधनैर्युक्तो रोगहीनस्तु जायते ॥ १० ॥

भविष्योत्तरपुराण, अ० ४३, श्लो० १०.

હે રાજા (પર્વતિથિમાં) જે પુરૂષ તેલનું મર્દન નથી કરતો, તે પુરૂષ ઘણા પુત્રો અને ધનવડે યુક્ત થાય છે, તથા રોગ રહિત થાય છે. (એટલા માટે પર્વતિથિના દિવસે આનો ત્યાગ કરવો) ૧૦

दधिदुग्धपरित्यागा–द्गोलोकं लभते नरः ।
यामद्वयं जलत्यागा–न्न रोगैः परिभूयते ॥ ११ ॥

मार्कंडपुराण, अ० ६, श्लो० ११.

(પર્વતિથિએ) દહીં દૂધનો ત્યાગ કરવાથી મનુષ્ય ગોલોકમાં જાય છે, તથા બે પ્રહર સુધી જળનો ત્યાગ કરે તો તે રોગથી પરાભવ પામતો નથી. (એટલે પર્વતિથિએ આનો ત્યાગ કરવો) ૧૧.

पुष्पादिभोगसंत्यागात्, स्वर्गलोके महीयते ।
कट्वम्लतिक्तमधुरकषायक्षारजान् रसान् ॥ १२ ॥
यो वर्जयेत् स वैरूप्यं, दौर्भाग्यं नाप्नुयात्क्वचित् ।
ताम्बूलवर्जनाद्राजन् ! भोगी लावण्यमाप्नुयात् ॥१३॥

भविष्योत्तरपूराण, अ० ३८, श्लो० ८.

પર્વતિથિએ પુરૂષ પુષ્પાદિકના ભોગનો ત્યાગ કરવાથી સ્વર્ગે જાય છે, કડવા, ખાટા, તીખા, મધુર, કષાય–તુરા અને ક્ષારવાળા પદાર્થોથી ઉત્પન્ન થયેલા રસોનો જે પુરૂષ ત્યાગ કરે છે, તે વિરૂપપણાને–કદરૂપપણાને અને દૌર્ભાગ્યને કદાપિ પામતો નથી, તથા હે રાજા! તાંબૂલને વર્જવાથી ભોગી થાય છે અને લાવણ્યને પામે છે. ૧૨, ૧૩.

પર્વતિથિનું ફળઃ—

शुभायुःकर्मबन्धाय, पर्वपालनमङ्गिनाम् ।
तेन सद्ध्यानदानादि–विषये स्थापयेन्मनः ॥ १४ ॥

उपदेशकल्पवल्ली, पल्लव १०, श्लो० २१.

પર્વના દિવસોનું પાલન (એટલે તે દિવસે જપ, તપ વિગેરે) કરવું એ પ્રાણીઓના શુભ આયુષ્યકર્મના બંધ માટે છે. તેથી

( પર્વ દિવસે ) મનને શુભ ધ્યાન, દાન વિગેરે વિષયમાં પરોવવું જોઇએ. ૧૪

लभते संततिं दीर्घां, तापपक्वस्य वर्जनात् ।
भूमौ संस्तरशायी च, विष्णोरनुचरो भवेत् ॥ १५ ॥

भविष्योत्तरपुराण, अ. ४१, श्लो० ३२.

( પર્વતિથિને દિવસે ) તાપથી પાકેલા અન્નનો ત્યાગ કરવાથી, લાંબી સંતતિ–પુત્ર પૌત્રાદિકની શ્રેણિ પ્રાપ્ત થાય છે, તથા ભૂમિ ઉપર સંસ્તર–સાદડી ઉપર શયન કરનાર પુરૂષ વિષ્ણુનો સેવક થાય છે–વિષ્ણુલોકમાં જાય છે. ૧૫.

કઇ તિથિનું શું ફળઃ—

अष्टमी कर्मघाताय, सिद्धिलाभा चतुर्दशी ।
पञ्चमी केवलज्ञाना, तस्मान्त्रितयमाचरेत् ॥ १६ ॥

मौनएकादशीपर्वकथा, श्लो० ८९. ( य. ग्र. )

આઠમની તિથિ ( આઠ ) કર્મનો ઘાત કરનારી છે, ચૌદશ સિદ્ધિનો લાભ કરનારી છે અને પાંચમ કેવળજ્ઞાનને આપનારી છે, તેથી તે ત્રણે તિથિનું આરાધન કરવું, ૧૬

द्वितीया पञ्चम्यष्टम्येकादशी चतुर्दशी पञ्च तिथयः ।
एताः श्रुततिथयो गौतमगणधरेण भणिताः ॥ १७ ॥

द्वितीया द्विविधे धर्मे पञ्चमी ज्ञाने चाष्टमी कर्मणि ।
एकादश्यङ्गानां चतुर्दशी चतुर्दशपूर्वाणाम् ॥ १८ ॥

सूक्तमुक्तावलि, पृ० १०, श्लो १–२ ( हि. हं. ) *

બીજ, પાંચમ, આઠમ, અગ્યારશ અને ચૌદશ આ પાંચ તિથિઓને ગૌતમ ગણધરે શ્રુતતિથિઓ કહેલી છે. તેમાં બીજ બે પ્રકારના ( સાધુ શ્રાવક ) ધર્મને માટે છે, પાંચમ જ્ઞાનને માટે છે, આઠમ આઠ કર્મના ક્ષયને માટે છે, અગ્યારશ અગ્યાર અંગને માટે છે, અને ચાદશ ચૌદ પૂર્વને માટે છે, (એટલે કે એ તિથિઓના આરાધ નથી તે તે વસ્તુનો લાભ થાય છે) ૧૭,૧૮.

## [ चातुर्मास–पर्व ]

ચાતુર્માસનું કર્તવ્યઃ—

सामायिकावश्यकपौपधानि, देवार्चनस्नानविलेपनानि ।
ब्रह्मक्रियादानदयामुखानि, भव्याश्चतुर्मासकमण्डनानि ॥१९॥

सूक्तमुक्तावलि, पृ० १०, श्लो० ५.

હે ભવ્ય પ્રાણીઓ ! સામાયિક, આવશ્યક–પ્રતિક્રમણ, પૌષધ, દેવપૂજા, સ્નાત્ર, વિલેપન, બ્રહ્મચર્ય, દાન અને દયા ( અમારી પડહ ) એ વિગેરે શુભ કાર્યો કરવાં, તે ચતુર્માસનાં આભૂષણો છે. ૧૯

व्याख्यानश्रवणं जिनालयगतिर्नित्यं गुरोर्वन्दनं,
प्रत्याख्यानविधानमागमगिरां चित्ते चिरं स्थापनम् ।
कल्पाकर्णनमात्मशक्तितपसा संवत्सराराधनं,
श्राद्धैः श्लाघ्यतपोधनादिति फलं लभ्यं चतुर्मासके ॥२०॥

सूक्तमुक्तावलि, पृ० १०, श्लो० ६.

ચોમાસાના ચાર માસમાં હમેશાં ગુરૂ પાસે વ્યાખ્યાન સાંભળવું, જિનચૈત્યમાં જઇ દર્શન તથા પૂજન વિગેરે કરવું; ગુરૂને વંદના કરવી, પ્રત્યાખ્યાન-પચ્ચખ્ખાણ કરવું, આગમની વાણીને ચિત્તમાં ચિરકાળ સુધી સ્થાપન કરવી, કલ્પસૂત્ર સાંભળવું, પોતાની શકિત પ્રમાણે તપ કરીને સંવત્સરનું આરાધન કરવું, આ પ્રમાણે પ્રશંસા કરવા લાયક તપરૂપી ધન થકી શ્રાવકોએ ફળ પ્રાપ્ત કરવું. ૨૦

## [ एकादशी-पर्व ]

### એકાદશીમહાત્મ્યઃ—

कृष्णेनाराधिता मार्गशीर्षस्यैकादशी तिथिः ।
तेनाराध्यतया लोके, जज्ञे सर्वजनेष्वियम् ॥ २१ ॥

उपदेशकल्पवल्ली, पल्लव १०, श्लो० २०.

કૃષ્ણ મહારાજાએ માગશર માસની અગીયારશ આરાધી હતી, તેથી લોકમાં સમગ્ર મનુષ્યોમાં એ તિથિ આરાધ્યપણે થઇ. ૨૧.

### એકાદશીએ શું ન કરવુંઃ—

असत्यभाषणं द्यूतं, दिवास्वापं च मैथुनम् ।
एकादश्यां न कुर्वीत, उपवासपरो नरः ॥ २२ ॥

एकादशीमहात्म्य, श्लो० ५४.

એકાદશીને દિવસે ઉપવાસ કરવામાં તત્પર થયેલા પુરૂષે અસત્ય વચન બોલવું નહીં, દ્યૂત રમવું નહીં, દિવસે શયન કરવું નહીં અને મૈથુન સેવવું નહીં. ૨૨.

# अतिथिव्रत (२८)

અતિથિનું સ્વરૂપઃ—

स्वयमेव गृहं साधु–र्योत्रात( न्त्र )ति संयतः ।
अन्वर्थवेदिभिः प्रोक्तः, सोऽतिथिर्मुनिपुंगवैः ॥ १ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८१७.

જે ( ઇંદ્રિયોને ) સંયમ કરનાર સાધુપુરૂષ પોતાની મેળે જ—આમંત્રણ વિના જ—ઘરે પધારે તેને, ( શાસ્ત્રોના ) અર્થને જાણવાવાળા એવા મુનિઓમાં શ્રેષ્ઠ પુરૂષોએ અતિથિ કહ્યો છે. ૧.

अज्ञातकुलनामान–मन्यतः समुपागतम् ।
पूजयेदतिथिं सम्यग् नैकग्रामनिवासिनम् ॥ २ ॥

विष्णुपुराण, अ० ४, पृ० २२, श्लो० ५८.

જેનું કુળ અને નામ જાણવામાં ન હોય, જે અન્ય ગામથી આવેલો હોય, અને જે એક ગામમાં રહેનારો ન હોય (એટલે કે, હમેશાં ફરનાર હોય) એવા, અતિથિ( સાધુ )ની સમ્યક્ પ્રકારે અન્નાદિકવડે પૂજા કરવી. ૨.

## સાચો અતિથિઃ—

हिरण्ये वा सुवर्णे वा, धने धान्ये तथैव च ।
अतिथिं च (तं) विजानीया-द्यस्य लोभो न विद्यते ॥३॥

धर्मरत्नप्रकरण.

જેને ચાંદીને વિષે, સુવર્ણને વિષે, ધનને વિષે તથા ધાન્યને વિષે ( જરા પણ ) લોભ ન હોય તેને અતિથિ જાણવો. ૩.

सत्यार्जवदयायुक्तं, पापारम्भविवर्जितम् ।
उग्रतपस्समायुक्तमतिथिं विद्धि तादृशम् ॥ ४ ॥

कूर्मपुराण, अ. ४९, श्लो० ९४.

સત્ય, સરળતા અને દયાવડે યુક્ત, પાપના આરંભથી રહિત અને ઉગ્ર તપસ્યાવડે સહિત, આવો જે હોય તેને તું અતિથિ જાણ. ૪.

## અતિથિ તથા પરોણોઃ—

तिथिपर्वहर्षशोका-स्त्यक्ता येन महात्मना ।
धीमद्भिः सोऽतिथिर्ज्ञेयः, परः प्राघूर्णिको मतः ॥ ५ ॥

विवेकविलास, तृतीयोल्लास, श्लो० १४.

જે મહાત્માએ તિથિ, પર્વ હર્ષ અને શોકનો ત્યાગ કર્યો હોય તેને બુદ્ધિમાન પુરૂષોએ અતિથિ જાણવો, તે સિવાય બીજાને પરોણો જાણવો. ૫.

तिथिपर्वोत्सवाः सर्वे, त्यक्ता येन महात्मना ।
अतिथिं तं विजानीया–च्छेषमभ्यागतं विदुः ॥ ६ ॥

योगशास्त्र, प्र. १, पृ. ५४. (प्र. स.). *

જે મહાત્માએ તિથિ, પર્વ અને લગ્નાદિક ઉત્સવો, એ સર્વનો ત્યાગ કર્યો હોય, તેને અતિથિ જાણવો. બાકીના સર્વ અભ્યાગત કહેવાય છે. ૬.

अनाहूतमविज्ञातं, दानकालसमागतम् ।
जानीयादतिथिं प्राज्ञ एतस्माद्व्यत्यये परम् ॥ ७ ॥

विवेकविलास, तृतीयोल्लास, श्लो० ९.

જે નહીં બોલાવેલો, નહીં જાણીતો અને દાન દેવાને અવસરે અકસ્માત્ આવેલો હોય તેને ડાહ્યા પુરૂષે અતિથિ જાણવો. તે સિવાય બીજો હોય તેને પરોણો જાણવો. ૭.

**અતિથિ પૂજાઃ—**

आर्ततृष्णाक्षुधाभ्यां यो वित्रस्तो वा स्वमंदिरम् ।
आगतः सोऽतिथिः पूज्यो विशेषेण मनीषिणा ॥ ८ ॥

विवेकविलास, तृतीयउल्लास, श्लो० ११.

ભુખ અને તરસથી પીડાયેલો અથવા ભય પામેલો એવો જે કોઇ માણસ પોતાના ઘરે આવે તે અતિથિની સુજ્ઞપુરૂષે, વિશેષે કરીને ( આદરમાનપૂર્વક ), સેવા–ભક્તિ કરવી જોઇએ. ૮.

**અતિથિવ્રતનું સ્વરૂપઃ—**

सदा चान्नादिसंप्राप्ते, साधूनां दानपूर्वकम् ।
भुज्यते यत्तदतिथि-संविभागाभिधं व्रतम् ॥ ९ ॥

उपदेशप्रसाद भा०, स्तंभ ११, व्या० १६२.

હમેશાં, અન્ન વિગેરે સામગ્રી પ્રાપ્ત થતાં, સાધુપુરૂષોને દાન આપ્યા પછી જે ભોજન ( કરવાનો નિયમ ) કરવામાં આવે તેને અતિથિસંવિભાગ નામનું વ્રત કહે છે. ૯.

अतिथिभ्योऽशनावास-वासःपात्रादिवस्तुनः ।
यत्प्रदानं तदतिथि-संविभागव्रतं भवेत् ॥ १० ॥

उपदेशप्रासाद, स्तम्भ ११, व्या० १६२.

અતિથિઓને અન્ન, નિવાસ, વસ્ત્ર અને પાત્ર વિગેરે વસ્તુઓનું જે દાન કરવું. તે અતિથિસંવિભાગ-વ્રત કહેવાય છે. ૧૦.

चतुर्विधो वराहारो, दीयते संयतात्मनाम् ।
शिक्षाव्रतं तदाख्यातं, चतुर्थं गृहमेधिनाम् ॥ ११ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८१६.

સંયમવાળા ( અતિથિઓ ) ને ચાર પ્રકારનો ( અશન-ભોજન, પાન-પાણી, ખાદિમ-ઔષધ અને સ્વાદિમ-મુખવાસ વિગેરે ) ઉત્તમ આહાર આપવો તે વ્રતને, ગૃહસ્થોનું ચોથું ( અતિથિસંવિભાગ નામનું ) શિક્ષાવ્રત કહેલું છે. ૧૧.

### અતિથિ સાથે કેમ વર્તવું:—

श्रद्धामुत्सत्वविज्ञानतितिक्षाभक्त्यलुब्धताः ।
एते गुणा हितोद्युक्तै-र्ध्रियन्तेऽतिथिपूजने ॥ १२ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८१८.

શ્રદ્ધા, ઉત્સાહ, સત્વ, વિજ્ઞાન, સહિષ્ણુતા, ભક્તિ અને નિર્લોભપણું: આટલા ગુણો, ( પોતાના આત્માના ) હિતને માટે તત્પર એવા માણસે, અતિથિની સેવા ચાકરી કરતી વખતે ધારણ કરવા જોઇએ. ૧૨.

न प्रश्नो जन्मनः कार्यो न गोत्राचारयोरपि ।
नापि श्रुतसमृद्धीनां, सर्वधर्ममयोऽतिथिः ॥ १३ ॥

विवेकविलास, तृतीयउल्लास, श्लो० १३.

અતિથિને એના જન્મ સંબંધી, એના ગોત્ર સંબંધી, એના આચાર વિચાર સંબંધી, એના જ્ઞાન સંબંધી કે એની સંપત્તિ સંબંધી; (એવા કોઇ પણ પ્રકારના અંગત) પ્રશ્નો પૂછવા ન જોઇએ; કારણ કે (ગમે તેવો હોવા છતાં) અતિથિ (તરીકે પોતાને ત્યાં આવેલા માણસ) ને દરેક પ્રકારે ધર્મમય ગણવામાં આવેલ છે. ૧૩.

प्रतिग्रहोच्चदेशांघ्रि-क्षालनं पूजनं नतिः ।
त्रिशुद्धिरन्नशुद्धिश्च, पुण्याय नवधा विधिः ॥ १४ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८१९.

( અતિથિની સેવા કરવામાં ) પાત્ર આપવું, ઉંચા આસન ઉપર બેસાડવું, પગને ધોવા, પૂજા કરવી, નમસ્કાર કરવો, ત્રણે પ્રકારની શુદ્ધિ એટલે મન પવિત્ર રાખવું, શુદ્ધ વચન

બોલવું અને નિર્મળ કાયા રાખવી તથા ( જે ભોજન આપવામાં આવે તે ) ભોજન ચોકખું રાખવું; આ પ્રમાણે પુણ્યની પ્રાપ્તિને માટે નવ પ્રકારનો વિધિ કહેલો છે. ૧૪.

## અતિથિપૂજાની વિશેષતાઃ—

धर्मकृत्येषु सारं हि, वैयावृत्त्यं जगुर्जिनाः ।
तत्पुनर्ग्लानसंबन्धि, विना पुण्यं न लभ्यते ॥ १५ ॥

સર્વ ધર્મકાર્યને વિષે વૈયાવૃત્ત્ય-સેવા સારભૂત છે એમ જિનેશ્વરો કહે છે. તેમાં પણ ગ્લાન-માંદા સાધુ વિગેરેની વૈયાવચ્ચ કરવાનો અવસર પુણ્ય વિના મળી શકતો નથી. ૧૫.

## અતિથિની અવજ્ઞાનું પાપઃ—

अतिथिर्यस्य भग्नाशो गृहात् प्रतिनिवर्तते ।
स तस्मै दुष्कृतं दत्वा, पुण्यमादाय गच्छति ॥ १६ ॥

विवेकविलास, तृतीयउल्लास, श्लो० १६.

જે માણસના ઘરેથી અતિથિ નિરાશ થઈને પાછો ફરે છે તે અતિથિ ( પોતાના ) પાપને તે( ઘરવાળા )ને આપીને તે( ઘરવાળા )નું પુણ્ય લઈને ચાલ્યો જાય છે. ( અર્થાત્ અતિથિનો સત્કાર નહિં કરવાથી પોતાના પુણ્યનો નાશ થાય છે અને સાથે સાથે પાપનો બંધ થાય છે. ) ૧૬.

नाभ्युत्थानक्रिया यत्र, नालापो मधुराक्षरः ।
गुणदोषकथा नैव, तस्य हर्म्ये न गम्यते ॥ १७ ॥

महाभारत, विराटपर्व, अ० १९, श्लो० २४.

જેને ઘેર (આવેલા અતિથિને માટે) ઉભા થવું વિગેરે સત્કારની ક્રિયા ન હોય, મધુર વચનથી બોલાવવાનું ન હોય, તથા ગુણ દોષની કથા ન હોય, તેને ઘેર જવું યોગ્ય નથી. ૧૭,

अकिञ्चनमसंबन्ध–मन्यदेशादुपागतम् ।
असंपूज्यातिथिं भुञ्जन्, भक्तं कामं व्रजत्यधः ॥१८॥

विष्णुपुराण, अ. ४, श्लो० ५४.

જેની પાસે કાંઇપણ નથી એવા, જેની સાથે કાંઇપણ સંબંધ નથી એવા, અને જે બીજા દેશથી આવેલો છે એવો અતિથિની પૂજા કર્યા વિના (જમાડ્યા વિના) ભોજનને કરનાર ગૃહસ્થી પુરૂષ અત્યંત નીચે જાય છે–નરકે જાય છે. ૧૮.

मन्दिराद्विमुखो यस्य, गच्छत्यातिथिपुंगवः ।
जायते महती तस्य, पुण्यहानिर्मनस्विनः ॥ १९ ॥

विवेकविलास, तृतीयउल्लास, श्लो० १५.

જે માણસના ઘરથી, અતિથિ મોઢું ફેરવીને (એટલે કે અસંતુષ્ટ–નિરાશ થઇને) ચાલ્યો જાય છે, તે મનસ્વી માણસના પુણ્યની મોટી હાનિ થાય છે. (એના ઘણા પુણ્યનો નાશ થાય છે). ૧૯.

અતિથિપૂજાનું ફળઃ—

वैयावृत्त्यं वितन्वानः, साधूनां वरभावतः ।
बध्नाति तनुमान्नन्दि–षेणवत् कर्म सुन्दरम् ॥ २० ॥

उपदेशप्रासाद, भा. १, पृ. २८. (प्र. स.)

બોલવું અને નિર્મળ કાયા રાખવી તથા ( જે ભોજન આપવામાં આવે તે ) ભોજન ચોકખું રાખવું; આ પ્રમાણે પુણ્યની પ્રાપ્તિને માટે નવ પ્રકારનો વિધિ કહેલો છે. ૧૪.

## અતિથિપૂજાની વિશેષતાઃ—

धर्मकृत्येषु सारं हि, वैयावृत्त्यं जगुर्जिनाः ।
तत्पुनर्ग्लानसंबन्धि, विना पुण्यं न लभ्यते ॥ १५ ॥

સર્વ ધર્મકાર્યને વિષે વૈયાવૃત્ત્ય-સેવા સારભૂત છે એમ જિનેશ્વરો કહે છે. તેમાં પણ ગ્લાન-માંદા સાધુ વિગેરેની વૈયાવચ્ચ કરવાનો અવસર પુણ્ય વિના મળી શકતો નથી. ૧૫.

## અતિથિની અવજ્ઞાનું પાપઃ—

अतिथिर्यस्य भग्नाशो गृहात् प्रतिनिवर्तते ।
स तस्मै दुष्कृतं दत्वा, पुण्यमादाय गच्छति ॥ १६ ॥

विवेकविलास, तृतीयउल्लास, श्लो० १६.

જે માણસના ઘરેથી અતિથિ નિરાશ થઈને પાછો ફરે છે તે અતિથિ ( પોતાના ) પાપને તે( ઘરવાળા )ને આપીને તે( ઘરવાળા )નું પુણ્ય લઈને ચાલ્યો જાય છે. ( અર્થાત્ અતિથિનો સત્કાર નહિં કરવાથી પોતાના પુણ્યનો નાશ થાય છે અને સાથે સાથે પાપનો બંધ થાય છે. ) ૧૬.

नाभ्युत्थानक्रिया यत्र, नालापो मधुराक्षरः ।
गुणदोषकथा नैव, तस्य हर्म्ये न गम्यते ॥ १७ ॥

महाभारत, विराटपर्व, अ० १९, श्लो० २४.

સંજ્વલનરૂપ કષાય એક પખવાડીયા સુધી રહે છે; પ્રત્યાખ્યાનરૂપ કષાય ચાર માસ રહે છે; અપ્રત્યાખ્યાનરૂપ કષાય એક વર્ષ રહે છે; અને અનંતાનુબંધી કષાય જન્મ પર્યંત રહે છે. ૬.

કષાયજન્ય કષ્ટઃ—

कषायकलुषो जीवो रागरंजितमानसः ।
चतुर्गतिभवाम्भोधौ, भिन्ननौरिव सीदति ॥ ७ ॥

तत्त्वामृत, श्लो० ३२.

કષાયરૂપી મેલથી યુક્ત અને જેનું મન રાગથી રંગાયેલું હોય એવો જીવ ( દેવ મનુષ્ય, તિર્યંચ અને નરક રૂપ ) ચાર ગતિરૂપી સંસારસમુદ્રમાં, તૂટી ગયેલ વહાણની માફક, નાશ પામે છે. ૭.

कामः क्रोधस्तथा मोह–स्त्रयोऽप्येते महाद्विषः ।
एते न निर्जिता यावत्, तावत्सौख्यं कुतो नृणाम् ? ॥८॥

तत्त्वामृत, श्लो० २७.

કામ–વાસના, ક્રોધ અને મોહઃ આ ત્રણેય મહાન્ દુશ્મનો છે. ( તેથી ) જ્યાંસુધી એમના ઉપર વિજય કરવામાં ન આવે ત્યાંસુધી માણસોને સુખ ક્યાંથી મળે ? ૮.

कषायविषयार्तानां, देहिनां नास्ति निर्वृतिः ।
तेषां च विरमे सौख्यं, जायते परमाद्भुतम् ॥ ९ ॥

तत्त्वामृत, श्लो० २९.

रागद्वेषमयो जीवः, कामक्रोधवशंगतः ।
लोभमोहमदाविष्टः, संसारे संसरत्यसौ ॥ ४ ॥

तत्त्वामृत, श्लो० २५.

રાગ અને દ્વેષથી યુક્ત થયેલો, કામ અને ક્રોધને આધીન થયેલો, લોભ, મોહ અને મદથી વ્યાપ્ત થયેલો એવો આ જીવ સંસારમાં ભ્રમણ કરે છે. ૪.

## કષાયોના અવાંતર પ્રકારઃ—

स्युः कषायाः क्रोधमानमायालोभाः शरीरिणाम् ।
चतुर्विधास्ते प्रत्येकं, भेदैः संज्वलनादिभिः ॥ ५ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० ६.

પ્રાણીઓને ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર કષાયો હોય છે, તે દરેક કષાય સંજવલન વિગેરે ભેદથી ચાર ચાર પ્રકારના હોય છે. ( સંજવલનકષાય, પ્રત્યાખ્યાનકષાય અપ્રત્યાખ્યાનકષાય અને અનંતાનુબંધી કષાયઃ એ ચાર પ્રકાર દરેક ક્રોધાદિક કષાયના છે ) ૫.

## કષાયોનું આયુષ્યઃ—

पक्षं संज्वलनः प्रत्या–ख्यानो मासचतुष्टयम् ।
अप्रत्याख्यानको वर्षं, जन्मानन्तानुबन्धकः ॥ ६ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० ७.

સંજ્વલનરૂપ કષાય એક પખવાડીયા સુધી રહે છે; પ્રત્યાખ્યાનરૂપ કષાય ચાર માસ રહે છે; અપ્રત્યાખ્યાનરૂપ કષાય એક વર્ષ રહે છે; અને અનંતાનુબંધી કષાય જન્મ પર્યંત રહે છે. ૬.

કષાયજન્ય કષ્ટ:—

कषायकलुषो जीवो रागरंजितमानसः ।
चतुर्गतिभवाम्भोधौ, भिन्ननौरिव सीदति ॥ ७ ॥

तत्त्वामृत, श्लो० ३२.

કષાયરૂપી મેલથી યુક્ત અને જેનું મન રાગથી રંગાયેલું હોય એવો જીવ ( દેવ મનુષ્ય, તિર્યંચ અને નરક રૂપ ) ચાર ગતિરૂપી સંસારસમુદ્રમાં, તૂટી ગયેલ વહાણની માફક, નાશ પામે છે. ૭.

कामः क्रोधस्तथा मोह-स्त्रयोऽप्येते महाद्विषः ।
एते न निर्जिता यावत्, तावत्सौख्यं कुतो नृणाम् ? ॥८॥

तत्त्वामृत, श्लो० २७.

કામ-વાસના, ક્રોધ અને મોહ: આ ત્રણેય મહાન્ દુશ્મનો છે. ( તેથી ) જ્યાંસુધી એમના ઉપર વિજય કરવામાં ન આવે ત્યાંસુધી માણસોને સુખ ક્યાંથી મળે ? ૮.

कषायविषयार्तानां, देहिनां नास्ति निर्वृतिः ।
तेषां च विरमे सौख्यं, जायते परमाद्भुतम् ॥ ९ ॥

तत्त्वामृत, श्लो० २९.

કષાયો અને વિષયોથી પીડા પામતા એવા પ્રાણીઓને ( ક્યાંય પણ ) શાંતિ નથી મળતી. એ કષાય અને વિષયો જ્યારે શાંત થઇ જાય છે ત્યારે ( જીવને ) અત્યંત અદ્ભુત સુખ થાય છે. ૯.

स क्रोधमानमायालोभैरतिदुर्जयैः परामृष्टः ।
प्राप्नोति याननर्थान्, कस्तानुद्देष्टुमपि शक्तः ?॥ १० ॥

प्रशमरति, श्लो० २४.

દુઃખે કરીને જીતા શકાય એવા ક્રોધ, માન, માયા અને લોભવડે કરીને પરાભવ પામેલો એવો તે ( જીવ ) જે જે અનર્થોને-આફતોને પામે છે એ બધાને કોણ કહી શકે ? ૧૦.

कषायवशगो जीवः, कर्म बध्नाति दारुणम् ।
तेनासौ क्लेशमाप्नोति, भवकोटिषु दुस्तरम् ॥ ११ ॥

तत्त्वामृत, श्लो० ३३.

કષાયોને આધીન થયેલો જીવ ભયંકર કર્મોને બાંધે છે. અને એથી એ કરોડો ભવમાં મુશ્કેલીથી તરી શકાય એવા દુઃખને પ્રાપ્ત કરે છે. ૧૧.

लोभमूलानि पापानि, रसमूलानि ( श्च ) व्याधयः ।
स्नेहमूलानि दुःखानि, त्रीणि त्यक्त्वा सुखी भव ॥१२॥

उपदेशमाला भा०, पृ० ४९.

પાપનું મૂળ લોભ છે, વ્યાધિનું મૂળ રસ છે અને દુઃખનું મૂળ સ્નેહ છે. ( તેથી ) એ ત્રણેનો ત્યાગ કરીને જ માણસ સુખી થાય છે. ૧૨.

કષાયજન્ય નુકસાનઃ—

उत्सर्पन्ति ते यावत्, प्रबलीभूय देहिषु ।
स तावन्मलिनीभूतो, जहाति परमात्मताम् ॥ १३ ॥

योगसार, प्र० १, श्लो० ५.

જ્યાંસુધી કષાયો બળવાન થઈને, પ્રાણીઓને વિષે, વૃદ્ધિ પામે છે, ત્યાંસુધી મલિન થયેલો તે આત્મા પરમાત્મપણાનો ત્યાગ કરે છે-પરમાત્મપણાને પામી શકતો નથી. ૧૩.

कामः क्रोधश्च लोभश्च, देहे तिष्ठन्ति तस्कराः ।
ज्ञानरत्नमपाहारि, तस्माज्जागृत जागृत ॥ १४ ॥

पार्श्वनाथचरित्र गद्य, पृ० २१. ( प्र. स. )

કામ, ક્રોધ અને લોભ એ વિગેરે ચોરો શરીરમાં જ રહેલા છે. તેઓએ જ્ઞાનરૂપી રત્ન હરણ કર્યું છે, તેથી તમે જાગો, જાગો ! ૧૪.

कषायान् शत्रुवत् पश्येद् विषयान् विषवत्तथा ।
मोहं च परमं व्याधि-मेवमूचुर्विचक्षणाः ॥ १५ ॥

तत्वामत, श्लो० ३६.

કષાયોને શત્રુસમાન જોવા, વિષયોને ઝેરની માફક સમજવા અને મોહને મહાન્ રોગ સરખો જાણવો: એ પ્રમાણે બુદ્ધિશાળી માણસોએ કહ્યું છે. ૧૫.

तावद्गुरुवचः शास्त्रं, तावत्तावच्च भावनाः ।
कषायविषयैर्यावन्न मनस्तरलीभवेत् ॥ १६ ॥

योगसार, प्र० ४, श्लो० ४.

જ્યાંસુધી કષાય અને વિષયોવડે મન વ્યાકુળ થયું ન હોય, ત્યાંસુધી જ ગુરુનું વચન ( મનમાં સ્થિર રહે છે ), ત્યાં સુધી જ શાસ્ત્ર અને ત્યાં સુધી જ ભાવના ( પણ મનમાં સ્થિર રહે છે. ૧૬.

को गुणस्तव कदा च कषायैर्निर्ममे भजसि नित्यमिमान् यत् ।
किं न पश्यसि दोषममीषां, तापमत्र नरकं च परत्र ॥ १७ ॥

अध्यात्मकल्पद्रुम, अधि० ७, श्लो० ५.

તને કષાયોએ કયો ગુણ કર્યો ? અને તે ગુણ ક્યારે કર્યો કે તું તેઓને હંમેશાં સેવે છે. આ ભવમાં સંતાપ અને પરભવમાં નરક આપવારૂપ તેઓના દોષો છે તે શું તું દેખતો નથી ? ૧૭.

कोपे सति स्यात्कुत एव मुक्तिः,
कामे तथा तत्प्रतिबंध एव ।
रागेऽपि च स्यान्न फले विशेष—
स्तस्मान्न चैते हृदयेऽवधार्याः ॥ १८ ॥

द्विजवदनचपेटिका ( हेमचंद्र ).

જ્યાંસુધી કોપ હોય ત્યાંસુધી મનુષ્યની મુક્તિ ક્યાંથી થાય ? કામ હોય તોપણ તે મોક્ષનો પ્રતિબંધ જ થાય છે,

તથા રાગ હોય તો પણ તે ફળમાં કાંઇપણ ફેરફાર નથી થતો અર્થાત્ મોક્ષ મળે નહીં. તેથી કરીને તે ક્રોધાદિક હૃદયમાં ધારણ કરવા યોગ્ય નથી. ૧૮.

## કયા કષાયથી કોની હાનિ થાયઃ—

क्रोधात् प्रीतिविनाशं, मानाद्विनयोपघातमाप्नोति ।
शाठ्यात्प्रत्ययहानिं, सर्वगुणविनाशनं लोभात् ॥ १९ ॥

प्रशमरति, श्लो० २५.

માણસ ક્રોધથી પ્રેમનો નાશ પામે છે, માનથી વિનયનો નાશ પામે છે, લુચ્ચાઇથી વિશ્વાસનો નાશ પામે છે અને લોભથી તમામ ગુણના નાશને પ્રાપ્ત કરે છે. ૧૯.

नास्ति कामसमो व्याधि–र्नास्ति मोहसमो रिपुः ।
नास्ति क्रोधसमो वह्नि–र्नास्ति ज्ञानसमं सुखम् ॥ २० ॥

तत्वामृत, श्लो० २८.

કામ–વાસનાના જેવો કોઈ રોગ નથી; મોહના જેવો કોઇ દુશ્મન નથી; ક્રોધના જેવો કોઇ અગ્નિ નથી અને જ્ઞાન સમાન કોઇ સુખ નથી. ૨૦.

नित्यं क्रोधात्तपो रक्षेच्छ्रियं रक्षेच्च मत्सरात् ।
विद्यां मानापमानाभ्या–मात्मानं च प्रमादतः ॥ २१ ॥

शांतिपर्व, अ० २३३, श्लो० ११*

હંમેશાં ક્રોધથી તપનું રક્ષણ કરવું, ઈર્ષ્યાથી લક્ષ્મીનું રક્ષણ કરવું, માન અને અપમાનથી વિદ્યાનું રક્ષણ કરવું, અને આત્માનું પ્રમાદથી રક્ષણ કરવું. ( કારણકે તે તે કષાય તે તે વસ્તુનો નાશ કરનારા છે ). ૨૧.

### કષાય–અકષાયનો વિવેકઃ—

**यत्कषायजनितं तव सौख्यं, यत्कपायपरिहानि भवं च ।**
**तद्विशेषमथवैतदुदर्कं, संविभाव्य भज धीर विशिष्टम् ॥ २२ ॥**

अध्यात्मकल्पद्रुम, अधि० ७, श्लो० ६.

કષાય સેવનથી તને જે સુખ થાય અને કષાયના ક્ષયથી તને જે સુખ થાય તેમાં વધારે સુણ કયું છે ( અથવા તો કષાયનું ને તેના ત્યાગનું પરિણામ કેવું આવે છે) તેનો વિચાર કરીને, તે એમાંથી સારૂં હોય તે હે પંડિત ! તું આદરી લે. ૨૨.

### કષાયોનો નાશઃ—

**कषायास्तन्निहन्तव्यास्तथा तत्सहचारिणः ।**
**नोकषायाः शिवद्वारार्गलीभूता मुमुक्षुभिः ॥ २३ ॥**

योगसार, प्र० १, श्लो० १०.

મોક્ષની ઇચ્છાવાળા પુરૂષોએ કષાયોનો વિનાશ કરવો જોઇએ. તથા તે કષાયોના સહચારી નોકષાયો મોક્ષના બારણાના આંગળીયારૂપ હોવાથી, તેમનો પણ નાશ કરવો જોઇએ. ૨૩.

કષાયોનો ત્યાગઃ—

किं कषायकलुषं कुरुषे स्वं, केषु चिन्ननु मनोऽरिधियाऽऽत्मन् ।
तेऽपि ते हि जनकादिकरूपैरिष्टतां दधुरनंतभवेषु ॥ २४ ॥

अध्यात्मकल्पद्रुम, श्लो० ३१.

હે આત્મન્ ! કેટલાક પ્રાણીઓ ઉપર શત્રુબુદ્ધિ રાખીને તું તારા મનને શા સારૂ કષાયથી મલીન કરે છે. ? (કારણકે) તેઓજ માતપિતા વિગેરે રૂપોમાં, ( પહેલાંના ) અનંતા ભવોમાં, તારી પ્રીતિ પામ્યા છે. ( તેથી તેમના ઉપર કષાય ન કરવો ) ૨૪.

કષાયોના જયનો ઉપાયઃ—

हन्तव्यः क्षमया क्रोधो मानो मार्दवयोगतः ।
माया चार्जवभावेन, लोभः संतोषपोषतः ॥ २५ ॥

योगसार, प्र० १, श्लो० ११.

ક્ષમાવડે ક્રોધને હણવો, માર્દવવડે માનને હણવો, સરળતા વડે માયાને હણવી, અને સંતોષના પોષણથી લોભને હણવો જોઇએ. ૨૫.

क्षमया मृदुभावेन, ऋजुत्वेनाप्यनीहया ।
क्रोधं मानं तथा मायां, लोभं रुन्ध्याद् यथाक्रमम् ॥२६॥

योगशास्त्र, प्र० ४, श्लो० ८२.

ક્ષમાવડે ક્રોધને રૂંધવો, માર્દવ—નમ્રતાવડે માનને રૂંધવો, સરળતાવડે માયાને રૂંધવી, અને નિસ્પૃહતા—સંતોષ—વડે લોભને રૂંધવો. ૨૬.

विषयोरगदष्टस्य, कषायविषमोहिनः ।
संयमो हि महामंत्रस्त्राता सर्वत्र देहिनः ॥ २७ ॥

तत्वामृत, श्लो० ३१.

વિષયરૂપી સાપથી કરડાયેલ અને કષાયરૂપી ઝેરથી મૂર્ચ્છા પામેલા એવા પ્રાણીનું સંયમરૂપી મહામંત્ર જ સર્વત્ર રક્ષણ કરી શકે છે. ૨૭.

क्षान्त्या क्रोधो मृदुत्वेन, मानो मायाऽऽर्जवेन च ।
लोभश्चानीहया जेयाः, कषाया इति संग्रहः ॥ २८ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० २३.

ક્ષમાવડે ક્રોધને જીતવો, નમ્રતાવડે માનને જીતવો, સરળતાવડે માયાને જીતવી, અને નિઃસ્પૃહતાવડે લોભને જીતવો, આ પ્રમાણે સર્વ કષાયોને જીતવા, તે (શાસ્ત્રોનું) તાત્પર્ય છે. ૨૮.

કષાયોના જયનું ફળઃ—

कषायविजये सौख्यमिन्द्रियाणां च निग्रहे ।
जायते परमोत्कृष्ट-मात्मनो भवभेदि यत् ॥ २९ ॥

तत्वामृत, श्लो० ३५.

કષાયોના વિજય કરવામાં અને ઇંદ્રિયોનું દમન કરવામાં આત્માને, બહુજ ઉત્તમ પ્રકારનું સુખ મળે છે કે જે ભવનો નાશ કરનારૂં થાય છે. ૨૯.



# क्रोध ( ३० )

क्रोधजन्य नुकसानः—

हरत्येकदिनेनैव, तेजः षाण्मासिकं ज्वरः ।
क्रोधः पुनः क्षणेनापि, पूर्वकोट्यार्जितं तपः ॥ १ ॥

માત્ર એક દિવસનો જ તાવ, છ માસના તેજને હરે છે-નાશ કરે છે, પરંતુ ક્રોધ તો એક ક્ષણમાં જ કોટિપૂર્વવડે ઉપાર્જન કરેલા તપનો નાશ કરે છે. ૧.

क्रोधः परितापकरः, सर्वस्योद्वेगकारकः क्रोधः ।
वैरानुषंगजनकः क्रोधः क्रोधः सुगतिहन्ता ॥ २ ॥

प्रशमरति, श्लो० २६.

ક્રોધ સંતાપને કરવાવાળો છે, ક્રોધ બધાને ઉદ્વેગ કરવાવાળો છે, ક્રોધ વૈરયુક્ત સંબંધને ઉત્પન્ન કરનાર છે અને ક્રોધ સદ્ગતિનો નાશ કરનાર છે. ૨.

क्रोधेन वर्धते कर्म, दारुणं भववर्धनम् ।
शिक्षा च क्षीयते सद्यस्तपश्च समुपार्जितम् ॥ ३ ॥

तत्वामृत, श्लो० २९०.

ક્રોધથી સંસારની વૃદ્ધિ કરનારૂં એવું ભયંકર કર્મ વૃદ્ધિ પામે છે, ક્રોધથી ( ગુરૂ વિગેરેએ આપેલી ) શીખામણ નાશ પામે છે અને લાંબા સમયથી એકત્રિત કરેલ તપશ્ચર્યા તત્કાળ નષ્ટ થાય છે. ૩.

क्षमी यत्कुरुते कार्यं, न तत्क्रोधवशंवदः ।
कार्यस्य साधनी प्रज्ञा, सा च क्रोधेन नश्यति ॥ ४ ॥

सूक्तमुक्तावलि, पृ० २११, श्लो० १३. ( ही. हं. )*

ક્ષમાવાન્ પુરૂષ જે કાર્ય કરે છે, તે કાર્ય ક્રોધને વશ થયેલો મનુષ્ય કરી શકતો નથી. કેમકે કાર્યને સાધનારી જે બુદ્ધિ છે તે ક્રોધવડે નાશ પામે છે. ૪.

दोषं न तं नृपतयो रिपवोऽपि रुष्टाः,
कुर्वन्ति केसरिकरीन्द्रमहोरगा वा ।
धर्मं निहत्य भवकाननदाववह्निं
यं दोषमत्र विदधाति नरस्य रोषः ॥ ५ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० २४.

સંસારરૂપી વનને બાળવામાં અગ્નિસમાન એવા ધર્મનો નાશ કરીને, ક્રોધ માણસનું જે નુકસાન કરે છે તે નુકશાન રાજાઓ, કોપાયમાન થયેલા શત્રુઓ, સિંહ, મોટા હાથીઓ કે મોટા નાગો નથી કરતા. ( આ બધાયના નુકસાન કરતાં પણ ક્રોધે કરેલું નુકસાન ચઢી જાય છે ). ૫.

संचितस्यापि महतो वत्स ! क्लेशेन मानवैः ।
यशसस्तपसश्चैव, क्रोधो नाशकरः परः ॥ ६ ॥

હે પુત્ર ! મનુષ્યોએ મહા ક્લેશથી ઉપાર્જન કરેલા મોટા યશ અને તપનો ક્રોધ અત્યંત નાશ કરે છે. ૬.

मैत्रीयशोव्रततपोनियमानुकंपा-
सौभाग्यभाग्यपठनेंद्रियनिर्जयाद्याः ।
नश्यंति कोपपुरुवैरिहताः समस्ता-
स्तीव्राग्नितप्तरसवत् क्षणतो नरस्य ॥ ७ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० २८.

તીવ્ર અગ્નિમાં ઉના થયેલા ( પારાના ) રસની જેમ, કોપ રૂપી શત્રુથી હણાએલાં એવાં મિત્રતા, યશ, વૃત, તપ, નિયમ, સદ્ભાગ્ય, ભાગ્ય, અભ્યાસ અને ઇંદ્રિવિજય વિગેરે તમામ નાશ પામે છે. ૭.

मासोपवासनिरतोऽस्तु तनोतु सत्यं,
ध्यानं करोतु विदधातु बहिर्निवासम् ।
ब्रह्मव्रतं धरतु भैक्ष्यरतोऽस्तु नित्यं,
रोषं करोति यदि सर्वमनर्थकं तत् ॥ ८ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० २९.

મનુષ્ય ભલે માસ માસના ઉપવાસ કરવામાં તત્પર રહે, સત્ય વચન બોલે, શુભ ધ્યાન કરે, બહાર વનમાં નિવાસ

કરે, બ્રહ્મચર્યને ધારણ કરે, અને નિત્ય ભિક્ષા માગીને ખાય, છતાં જો તે મનુષ્ય ક્રોધને કરતો હોય તો તે સર્વ સુકૃત નિરર્થક છે. ૮.

न तथाऽसिस्तथा तीक्ष्णः, सर्पो वा दुरधिष्ठितः ।
यथा क्रोधो हि जन्तूनां, शरीरस्थो विनाशकः ॥ ९ ॥

आपस्तं० स्मृ०, अ० १०, श्लो० ४.

જેવી રીતે શરીરમાં રહેલો ક્રોધ પ્રાણીઓનો વિનાશ કરે છે, તેવી રીતે, અત્યંત ધારવાળી તલવાર કે દુષ્ટ સર્પ પણ વિનાશ કરતા નથી. ૯.

कोपोऽस्ति यस्य मनुजस्य निमित्तमुक्तो
नो तस्य कोऽपि कुरुते गुणिनोऽपि भक्तिम् ।
आशीविषं भजति को ननु दंदशूकं,
नानोग्ररोगशमिना मणिनापि युक्तं ? ॥ १० ॥

सुभाषितरत्नसंदोह, श्लो० २२.

જે મનુષ્યને કારણ વિનાનો કોપ ઉત્પન્ન થતો હોય, તે પુરૂષ કદાચ ગુણવાન્ હોય તો પણ તેની કોઈ પણ ભક્તિ કરતું નથી. ( કેમકે ) અત્યંત ઉગ્ર વિષને ધારણ કરનાર સર્પ, જોકે તે વિવિધ પ્રકારના ઉગ્ર રોગના નાશ કરનારા મણિવડે યુક્ત હોય, તો પણ તેને કોણ સેવે ? ૧૦.

जीवोपतापकः क्रोधः, क्रोधो वैरस्य कारणम् ।
दुर्गतेर्वर्तनी क्रोधः, क्रोधः शमसुखार्गला ॥ ११ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० ९.

ક્રોધ જીવને ઉપતાપ કરનાર છે, ક્રોધ વૈરનું કારણ છે, ક્રોધ દુર્ગતિનો માર્ગ છે, અને ક્રોધ શમતાના સુખને માટે આડખીલી રૂપ છે. ૧૧.

अवश्यं नाशिनो बाह्य-स्याङ्गस्यास्य कृते ततः ।
कोपः कार्यो नान्तरङ्ग-ध्रुवधर्मधनापहः ॥ १२ ॥

ઉ૦સૂ૦ટી૦( भावविजय ), અ૦ ૨, પૃ૦ ૬૦ *

તેથી કરીને અવશ્ય નાશ પામનારા આ બાહ્ય શરીરને માટે થઇને કોપ કરવો યોગ્ય નથી. કેમકે તે કોપ આભ્યંતર એવા નિશ્ચળ ધર્મરૂપી ધનનો નાશ કરનાર છે. ૧૨.

ક્રોધજન્ય નુકસાન અને ત્યાગઃ—

आत्मानं परितापयत्यनुकलं जन्मान्तरेष्वप्यलं,
दत्ते वैरपरम्परां परिजनस्योद्वेगमापादयेत् ।
धत्ते सद्गतिमार्गरोधनविधौ गन्धद्विपत्वं ततः,
क्रोधस्येत्थमरे रिपोः क्षणमपि स्थातुं कथं दीयते ? ॥१३॥

संवेगद्रुमकन्दली, श्लो० ५.

ક્રોધ નિરંતર આત્માને પરિતાપ ઉપજાવે છે, ભવાંતરોને વિષે પણ અત્યંત વૈરની પરંપરા આપે છે, પોતાના પરિવારને

ઉદ્વેગ ઉપજાવે છે, તથા સદ્દગતિના માર્ગનો રોધ કરવામાં તે ગંધહસ્તીપણાને ધારણ કરે છે. તેથી અહો! આવા ક્રોધરૂપી શત્રુને એક ક્ષણ વાર પણ કેમ સ્થાન આપવું જોઇએ? ૧૩.

क्रोधो नाशयते बुद्धि-मात्मानं च कुलं धनम् ।
धर्मनाशो भवेत्कोपात्, तस्मात्तं परिवर्जयेत् ॥ १४ ॥

मानसो०, अ० ७, श्लो० ५७.

ક્રોધ બુદ્ધિનો, આત્માનો, કુળનો અને ધનનો નાશ કરે છે, તથા કોપથી ધર્મનો નાશ થાય છે. તેથી તે ક્રોધનો ( સર્વથા ) ત્યાગ કરવો. ૧૪.

येनान्धीकृतमानसो न मनुते प्रायः कुलीनोऽपि सन्,
कृत्याकृत्यविवेकमेत्यधमवल्लोके परित्याज्यताम् ।
धर्मं नो गणयत्यातिप्रियमपि द्वेष्टि स्वयं खिद्यते,
स क्षान्तिक्षुरिकाधरेण हृदय! क्रोधो विजेयस्त्वया ॥ १५ ॥

संवेगद्रुमकन्दली, श्लो० ४.

જેનું મન ક્રોધથી અંધ થયું હોય એવો માણસ કુલીન હોય તો પણ પ્રાયે કરીને કૃત્ય અકૃત્યના વિવેકને જાણતો નથી, લોકમાં અધમ માણસની જેમ તજવા યોગ્ય થાય છે, ધર્મને ગણતો નથી, અત્યંત પ્રિય જન ઉપર પણ દ્વેષ કરે છે, અને પોતે પણ મનમાં ખેદ પામે છે, આવા ક્રોધને હે હૃદય! ક્ષમારૂપી છુરીને ધારણ કરીને તારે જીતવો યોગ્ય છે. ૧૫.

कोपः करोति पितृमातृसुहृज्जनाना-
मप्यप्रियत्वमुपकारिजनापकारम् ।
देहक्षयं प्रकृतकार्यविनाशनं च,
मत्वेति कोपवशिनो न भवन्ति भव्याः ॥ १६ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ३८.

ક્રોધ પિતા, માતા અને મિત્રજનોનું પણ અપ્રિય કરે છે, ઉપકારી મનુષ્યોનો પણ અપકાર કરે છે, પોતાના શરીરનો ક્ષય કરે છે, અને આરંભેલા કાર્યનો વિનાશ કરે છે. આ પ્રમાણે જાણીને ભવ્ય પ્રાણીઓ કદાપિ કોપને આધીન થતા નથી. ૧૬.

दुर्गतिप्रापणे पक्षो विपक्षः शुभकर्मणाम् ।
सपक्ष आपदः क्रोधः, स केनाद्रियते ततः ? ॥ १७ ॥

हिंगुलप्रकरण, पृ० ६, श्लो० २.

જે દુર્ગતિની પ્રાપ્તિમાં પક્ષપાત કરનાર, શુભ કર્મોનો શત્રુ-રૂપ અને આપત્તિનો મિત્ર છે, તે ક્રોધનો કોણ આદર કરે ? ૧૭.

सुदुष्टमनसा पूर्वं, यत्कर्म समुपार्जितम् ।
तद्विपाके भवेदुग्रं, कोऽन्येषां क्रोधमुद्वहेत् ? ॥ १८ ॥

तत्वामृत, श्लो० २९१.

અત્યંત ખરાબ ( કોપાયમાન ) મનવડે પહેલાં જે કર્મ ઉપાર્જન કર્યું હોય તે કર્મ જ્યારે વિપાકમાં આવે છે ત્યારે અત્યંત ઉગ્ર થાય છે. તો પછી બીજાઓ ઉપર કોપ કોણ કરે ? ૧૮.

यो मित्रं मधुनो विकारकरणे संत्रासंसंपादने,
सर्पस्य प्रतिबिम्बमङ्गदहने सप्तार्चिषः सोदरः ।
चैतन्यस्य निषूदने विषतरोः सब्रह्मचारी चिरं,
स क्रोधः कुशलाभिलाषकुशलैः प्रोन्मूलमुन्मूल्यताम् ॥१९॥

सिंदुरप्रकरण, श्लो० ४५.

જે ક્રોધ મનને વિકાર કરવામાં મદિરાના મિત્ર સમાન છે, જે ત્રાસ પમાડવામાં સર્પના પ્રતિબિંબ સમાન છે, જે અંગને બાળવામાં અગ્નિના ભાઈ સમાન છે, તથા જે ચૈતન્યનો નાશ કરવામાં વિષવૃક્ષનો ગુરૂભાઇ ( સદૃશ ) છે, તે ક્રોધને કલ્યાણને ઇચ્છવામાં કુશળ પુરૂષોએ ચિર કાળ સુધી જડમૂળથી ઉખેડી નાંખવો યોગ્ય છે. ૧૯.

कोपेन यः परमभीप्सति हन्तुमज्ञो,
नाशं स एव लभते शरभो ध्वनन्तम् ।
मेघं लिलंघिषुरिवान्यजनो न किंचि-
च्छक्नोति कर्तुमिति कोपवता न भाव्यम् ॥ २० ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ३७.

ગર્જના કરતા મેઘને ઓળંગી જવાની ઇચ્છા રાખતું અષ્ટાપદ નામનું જાનવર જેમ ( મેઘનો નાશ કરવા જતાં ) પોતે નાશ પામે છે, તેવીજ રીતે ક્રોધ કરીને જે અજ્ઞાની માણસ બીજાને હણવાની ઇચ્છા રાખે છે તે બીજાને નુકસાન ન કરતાં પોતાનો જ નાશ કરે છે. આમ સમજીને માણસે ક્રોધી ન થવું. ૨૦.

ક્રોધ અને દુશ્મનઃ—

क्रोधो नाम मनुष्यस्य, शरीराज्जायते रिपुः ।
येन त्यजन्ति मित्राणि, धर्माच्च परिहीयते ॥ २१ ॥

सूक्तमुक्तावलि, प्र० २११, श्लो० ९. ( ही. हं. ) *

ક્રોધ નામનો દુશ્મન મનુષ્યના શરીરમાંથી ઉત્પન્ન થાય છે, તેનાથી મિત્રો તેનો ત્યાગ કરે છે, અને તે ધર્મથી ભ્રષ્ટ થાય છે. ૨૧.

वैरं विवर्धयति सख्यमपाकरोति,
रूपं विरूपयति निद्यमतिं तनोति ।
दौर्भाग्यमानयति शातयते च कीर्तिं,
रोषोऽत्र रोषसदृशो न हि शत्रुरस्ति ॥ २२ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ४२.

ક્રોધ વૈરને વધારે છે, મિત્રતાને નાશ કરે છે, રૂપને કદરૂપું કરે છે, નિંદવા લાયક બુદ્ધિને કરે છે, કમનસીબને લાવે છે, અને કીર્તિને ઓછી કરે છે. ( તેથી ) ક્રોધ સમાન બીજો કોઇ દુશ્મન જ નથી. ૨૨.

ક્રોધ અને અગ્નિઃ—

दुःखार्जितं खलगतं वलभीकृतं च,
धान्यं यथा दहति वह्निकणः प्रविष्टः ।

नानाविधव्रतदयानियमोपवासै—
रोषोऽर्जितं भवभृतां पुरुपुण्यराशिम् ॥ २३ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ३६.

મહા દુઃખથી મેળવેલા, ખળામાં લાવેલા અને ઢગલા કરેલા ધાન્યમાં જો અગ્નિનો કણ પડે તો તે સર્વ ધાન્યને બાળી નાંખે છે, તેમ વિવિધ પ્રકારના વ્રત, દયા, નિયમ અને ઉપવાસાદિક મહા કષ્ટવડે ઉપાર્જન કરેલા પ્રાણીઓના મોટા પુણ્યસમૂહને ક્રોધ બાળી નાંખે છે. ૨૩.

देहं दहति कोपाग्निस्तत्क्षणं समुदीरितः ।
वर्धमानः शमं सर्वं, चिरकालसमार्जितम् ॥ २४ ॥

तत्त्वामृत, श्लो० २८९.

પ્રદીપ્ત થયેલો ક્રોધરૂપી અગ્નિ ( પહેલાં તો ) તેજ સમયે શરીરને બાળે છે અને પછી જો વધતો ગયો હોય તો લાંબા સમયથી એકત્રિત કરેલ શાંતિને બાળી નાખે છે. ૨૪.

उत्पद्यमानः प्रथमं, दहत्येव स्वमाश्रयम् ।
क्रोधः कृशानुवत्पश्चादन्यं दहति वा न वा ॥ २४ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० १०.

ક્રોધ, અગ્નિની જેમ જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે, પ્રથમ તો પોતાના આશ્રયસ્થાનને–શરીરને–બાળે છે જ, અને પછી બીજાને બાળે કે ન પણ બાળે. ( બીજાને અવશ્ય બાળે તેવો નિયમ નથી. ) ૨૫.

क्रोधो हि शत्रुः प्रथमो नराणां,
देहस्थितो देहविनाशकश्च ।
यथा स्थितः काष्ठगतो हि वह्निः,
स एव वह्निर्दहते शरीरम् ॥ २६ ॥

माघकविकृतनीतिशास्त्र, श्लो० ८७.

મનુષ્યોનો પહેલો શત્રુ ક્રોધ જ છે, કેમકે તે શરીરમાં જ રહેલો છે અને શરીરનો જ નાશ કરે છે. જેમ કાષ્ઠમાં રહેલો અગ્નિ કાષ્ઠને બાળે છે, તેમ તે જ ક્રોધરૂપી અગ્નિ શરીરને બાળે છે. ૨૬.

### ક્રોધ અને મદિરાઃ—

रागं दृशोर्वपुषि कम्पमनेकरूपं,
चित्ते विवेकरहितानि च चिंतितानि ।
पुंसाममार्गगमनं समदुःखजातं,
कोपः करोति सहसा मदिरामदश्च ॥ २७ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० २७.

મદિરા પીવાથી ઉત્પન્ન થયેલ મદ આંખોમાં લાલી કરે છે, શરીરમાં ધ્રુજારી પેદા કરે છે, ચિત્તમાં અનેકરૂપ ( વિહ્‌વળતા )-ને કરે છે, વિવેકશૂન્ય વિચારો પેદા કરે છે અને પુરૂષોને ઉંધા માર્ગે ગમન કરાવે છેઃ ક્રોધ પણ આ બધાય દુઃખના સમૂહને ઉત્પન્ન કરે છે. ( એટલે કે ક્રોધ અને મદિરા સરખા જ દોષી છે. ) ૨૭.

કોપયુક્ત પુરૂષ પોતાના આત્માને તથા બીજાને પણ હણે છે, ધર્મનો ત્યાગ કરે છે, પાપનું આચરણ કરે છે, યોગ્યતાનો ત્યાગ કરે છે, પૂજ્ય ગુરૂજનને પૂજતો નથી, અને નિંદવા લાયક–ખરાબ–વચનને બોલે છે. ભલા, ક્રોધી માણસ શું શું અકાર્ય નથી કરતો ? ૩૨.

सन्निपातज्वरेणेव, क्रोधेन व्याकुलो नरः ।
कृत्याकृत्यविवेके हा, विद्वानपि जडीभवेत् ॥ ३३ ॥

સન્નિપાતના તાવની જેવા ક્રોધવડે વ્યાકુળ થયેલો પુરૂષ જો કદાચ વિદ્વાન્ હોય તો પણ કર્તવ્ય અને અકર્તવ્યના વિવેચન કરવામાં જડ જેવો થાય છે. ૩૩.

ક્રોધી અને રાક્ષસઃ—

भ्रूभंगभंगुरमुखो विकरालरूपो
रक्तेक्षणो दशनपीडितदंतवासाः ।
त्रासं गतोऽति मनुजो जननिंद्यवेषः,
क्रोधेन कंपिततनुर्भुवि राक्षसो वा ॥ ३४ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ४०.

ભમરના ભંગથી વિચિત્ર મોઢાવાળો, ભયંકર રૂપવાળો, લાલ આંખોવાળો, દાંતથી દબાયેલા હોઠવાળો, અતિ ત્રાસ પામેલો અને લોકોથી નિંદાયેલ વેષવાળો એવો ક્રોધથી કંપાયમાન શરીરવાળો માણસ અને રાક્ષસ એ બન્ને સરખા જ લાગે છે. ૩૪.

### ક્રોધના નાશનો ઉપાયઃ—

क्रोधवह्नेस्तदह्नाय, शमनाय शुभात्मभिः ।
श्रयणीया क्षमैकैव, संयमारामसारणिः ॥ ३५ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० ११.

તે કારણ માટે ક્રોધરૂપી અગ્નિને શાંત કરવા માટે શુભ આત્માવાળા પુરૂષોએ સંયમરૂપી ઉદ્યાનમાં નીક જેવી એક ક્ષમાનો જ આશ્રય કરવો જોઇએ. ૩૫.

### ક્રોધના ત્યાગનું ફળઃ—

पुण्यं चितं व्रततपोनियमोपवासैः
क्रोधः क्षणेन दहतींधनवद्धुताशः ।
मत्वेति तस्य वशमेति न यो महात्मा,
तस्याभिवृद्धिमुपयाति नरस्य पुण्यं ॥ ३६ ॥

सुभाषितरत्नसंदोह. श्लो० २३.

વ્રત, તપ, નિયમ અને ઉપવાસ વિગેરેવડે જે પુણ્ય એકઠું કર્યું હોય તે સર્વને, જેમ અગ્નિ લાકડાંને બાળે તેમ, ક્રોધ એક ક્ષણવારમાં બાળી નાંખે છે, આ પ્રમાણે જાણીને જે મહાત્મા તે ક્રોધને વશ થયો ન હોય તે પુરૂષનું પુણ્ય વૃદ્ધિ પામે છે. ૩૬.



धैर्यं धुनाति विधुनोति मतिं क्षणेन,
रागं करोति शिथिलीकुरुते शरीरम् ।
धर्मं हिनस्ति वचनं विदधात्यवाच्यं,
कोपो ग्रहो रतिपतिर्मदिरामदश्च ॥ २८ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० २६.

ગ્રહની માફક, કામદેવની માફક અને મદિરા પીવાથી ઉત્પન્ન થતા મદની માફક ક્રોધ ક્ષણમાં ધીરજને ઢીલી કરી નાખે છે, બુદ્ધિને ફેરવી નાખે છે, લાલાશ પેદા કરે છે, શરીરને શિથિલ બનાવી દે છે, ધર્મનો નાશ કરે છે અને ન બોલવાના વચનો બોલાવે છે. ( એટલે કે ગ્રહથી પીડા પામેલ, કામપીડિત અને મદિરાના કેફમાં મસ્ત માણસના જેવી જ ક્રોધીની સ્થિતિ થાય છે. ) ૨૮.

## કોના ઉપર ક્રોધ કરવો:—

आत्मौपम्येन सर्वत्र, दयां कुर्वीत मानवः ।
अपकारिणि चेत् कोपः, कोपे कोपः कथं न ते ? ॥२९॥

पाराशरसंहिता, अ० २, श्लो० १०३.

મનુષ્યે પોતાની જ ઉપમાવડે-પોતાના આત્માની જેમ સર્વ પ્રાણીને જાણીને-દયા કરવી. જો કદાચ અપકાર કરનાર ઉપર કોપ કરવામાં આવતો હોય તો કોપ ઉપર જ કોપ કેમ ન કરવો ? ( કારણ કે કોપ જ મોટો અપકાર કરનાર છે. અને તેથી તેના ઉપર જ કોપ કરવો ઉચિત છે. ) ૨૯.

अपकारिणि कोपश्चेत्, कोपे कोपः कथं न ते ?।
धर्मार्थकाममोक्षाणां, प्रसह्य परिपन्थिनि ॥ ३० ॥

उत्तराध्ययनसूत्रटीका ( कमलसंयम ), पृ० २२७ ❀

જો તું અપકાર કરનાર ઉપર કોપ કરતો હોય તો તું કોપ ઉપર જ કોપ કેમ નથી કરતો ? કેમકે તે કોપ તારા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સર્વનો બળવાન શત્રુ છે–નાશ કરનાર છે. ૩૦

## ક્રોધીની દુર્દશાઃ—

ज्वलद्वब्बूलवद्भाति, कायः प्रायोऽतिकोपिनः ।
मुखे छायान्तरे दाहः, सर्वेषां भीमदर्शनं ॥ ३१ ॥

हिंगुलप्रकरण, पृ० ६, श्लो० ३.

પ્રાયે કરીને અત્યંત કોપવાળા પુરૂષનું શરીર બળતા બાવળના જેવું જાજ્વલ્યમાન હોય છે. તેના મુખ ઉપર કદાચ છાયા ( ઠંડક ) હોય પણ એના અંતઃકરણમાં તો દાહ ભરેલો હોય છે. અને તેનું દર્શન સર્વને ભયંકર લાગે છે. ૩૧.

आत्मानमन्यमथ हन्ति जहाति धर्म,
पापं समाचरति युक्तमपाकरोति ।
पूज्यं न पूजयति वक्ति विनिन्द्यवाक्यं,
किं किं करोति न नरः खलु कोपयुक्तः ? ॥ ३२ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ३०.



# शांति ( ३१ )

## શાંતિનું સ્વરૂપઃ—

विकल्पविषयोत्तीर्णः, स्वभावालम्बनं सदा ।
ज्ञानस्य परिपाको यः, स शमः परिकीर्तितः ॥ १ ॥

ज्ञानसार, शमाष्टक, श्लो० १.

માનસિક શુભાશુભ સંકલ્પ–વિકલ્પ રહિત, અને હમેશાં આત્માના જ સ્વભાવનું અવલંબન કરનારો એવો જે જ્ઞાનનો પરિપાક તે શમ કહેવાય છે. ૧.

## સાચી શાંતિઃ—

नवे वयसि यः शान्तः, स शान्त इति मे मतिः ।
धातुषु क्षीयमाणेषु, शमः कस्य न जायते ? ॥ २ ॥

भागवत, स्कंध ९, अ० ९, श्लो० २९.

જે પુરુષ પહેલી વયમાં શાંત હોય તે જ શાંત છે એમ મારો અભિપ્રાય છે. કેમકે શરીરની સર્વ ધાતુઓ ક્ષીણ થાય ત્યારે કોને શમ હોતો નથી ? ( ત્યારે તો સર્વ કોઈ શાંત જ હોય છે. ૨.

શાંતિનું મહત્વ:—

शम एव परं तीर्थं, शम एव परं तपः ।
शम एव परं ज्ञानं, शमो योगः परस्तथा ॥ ३ ॥

इतिहाससमुच्चय, अ० १२, श्लो० ३३.

શાંતિ એ જ ઉત્તમ તીર્થ છે, શાંતિ જ ઉત્તમ તપ છે, શાંતિ જ ઉત્તમ જ્ઞાન છે, અને શાંતિ જ ઉત્તમ યોગ છે. ૩.

ज्ञानध्यानतपःशील-सम्यक्त्वसहितोऽप्यहो ।
तं नाप्नोति गुणं साधुर्य प्राप्नोति शमान्वितः ॥ ४ ॥

ज्ञानसार, शमाष्टक, श्लो० ५.

જ્ઞાન, ધ્યાન, તપ, શીલ કે સમ્યક્ત્વ સહિત એવો પણ સાધુ પુરૂષ એવા પ્રકારના ગુણને પ્રાપ્ત કરી શકતો નથી કે જેવા પ્રકારના ગુણને શાંતિથી યુક્ત એવો સાધુ મેળવે છે. ૪.

सम्यग्दृष्टिर्ज्ञानी, ध्यानतपोबलयुतोऽप्यनुपशान्तः ।
तं लभते न गुणं यं, प्रशमगुणमुपाश्रितो लभते ॥ ५ ॥

प्रशमरति, श्लो० १२७.

સમ્યગ્દૃષ્ટિ ( સુશ્રદ્ધાવાન ), જ્ઞાની, ધ્યાન અને તપોબળ-યુક્ત પણ ઉપશમ રહિત સાધુ, જેવો ગુણ ઉપશમ-શાંતિ-યુક્ત સાધુ પામે છે, તેવો ગુણ પામી શકતો નથી. ૫.

आरुरुक्षुर्मुनिर्योगं, श्रयेद् बाह्यक्रियामपि ।
योगारूढः शमादेव, शुध्यत्यन्तर्गतक्रियः ॥ ६ ॥

ज्ञानसार, शमाष्टक, श्लो० ३.

યોગ ઉપર ચડવાની ઇચ્છાવાળા મુનિએ આવશ્યકાદિ બાહ્ય ક્રિયાનો પણ આશ્રય કરવો. પરંતુ યોગ ઉપર ચડી ગયેલો અભ્યંતર ક્રિયાવાળો યોગી તો શમ થકી જ શુદ્ધ થાય છે. ૬.

स्वर्गसुखानि परोक्षाण्यत्यन्तपरोक्षमेव मोक्षसुखम् ।
प्रत्यक्षं प्रशमसुखं, न परवशं न व्ययप्राप्तम् ॥ ७ ॥

સ્વર્ગનાં સુખ પરોક્ષ છે, અને મોક્ષનું સુખ અત્યંત પરોક્ષ છે. પ્રશમ–શાંતિનું સુખ જ પ્રત્યક્ષ છે, તે પરાધીન નથી તેમ જ ધનાદિકના ખર્ચથી પ્રાપ્ત થનારૂં પણ નથી–સ્વાભાવિકજ છે. ૭.

## શાંતિમાં જ સુખઃ—

पानीयं वा निरायासं, स्वाद्वन्नं वा भयोत्तरम् ।
विचार्य खलु पश्यामि, तत्सुखं यत्र निर्वृतिः ॥ ८ ॥

हितोपदेश.

એક તરફ કોઇ પણ જાતના કષ્ટ વગર મળેલું પાણી હોય અને એક તરફ જેની પાછળ ભય રહેલો છે એવું મિષ્ટાન્ન હોયઃ એ બેમાં સારૂં કયું એ સંબંધી વિચાર કરતાં મને જણાય છે કે તે જ સુખકારક છે કે જેમાં શાંતિ રહેલી છે. ( અર્થાત્ એ અશાંત ભોજન કરતાં શાંતિવાળું પાણી વધારે સારૂં છે. ) ૮.

## શાંતિરહિત પશુ સમાનઃ—

शमो हि न भवेद्येषां, ते नराः पशुसन्निभाः ।
सम्वृद्धा अपि सच्छास्त्रे, कामार्थरतिसंगिनः ॥ ९ ॥

तत्वामृत, श्लो० २६५.

જે માણસોમાં શાંતિ નથી હોતી તે મનુષ્યો પશુ સરખા જ સમજવા. કારણ કે તેવા લોકો ઉત્તમ શાસ્ત્રરૂપી સંપત્તિથી સમૃદ્ધ હોવા છતાં કામમાં અને અર્થમાં જ મગ્ન થયેલા હોય છે. ૯.

**શાંતિનો ઉપાયઃ—**

विशुद्धपरिणामेन, शांतिर्भवति सर्वतः ।
संक्लिष्टेन तु चित्तेन, नास्ति शांतिर्भवेष्वपि ॥ १० ॥

तत्वामृत, श्लो० १७३.

મનના પરિણામ શુદ્ધ કરવાથી દરેક રીતે શાંતિ થાય છે; અને ક્લેશયુક્ત ચિત્ત કરવાથી અનેક ભવમાં પણ શાંતિ નથી મળતી. ૧૦.

विहाय कामान् यः सर्वान्, पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहङ्कारः, स शान्तिमधिगच्छति ॥ ११ ॥

भगवद्गीता, अ० २, श्लो० ७१.

જે પુરુષ સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરીને, નિઃસ્પૃહ–સ્પૃહા રહિત–થઇને વિચરે છે, તથા જે મમતા અને અહંકાર રહિત હોય છે, તે શાંતિને પામે છે. ૧૧.

**શાંતિનું ફળઃ—**

गर्जज्ज्ञानगजोत्तुंगा रंगध्यानतुरंगमाः ।
जयन्ति मुनिराजस्य, शमसाम्राज्यसंपदः ॥ १२ ॥

ज्ञानसार, शमाष्टक, श्लो० ८.

ગર્જના કરતા એવા જ્ઞાનરૂપી હાથીઓએ કરીને અતિ ઉન્નત અને હર્ષયુક્ત ધ્યાનરૂપી અશ્વોવડે કરીને યુક્ત એવી, મુનિરાજની શમ-શાંતિ-રૂપી સામ્રાજ્યની સંપત્તિ વિજયવંત વર્તે છે. ( એટલે કે શાંતિ રાખનાર મુનિ જ્ઞાન અને ધ્યાન એ એ બન્ને ઉપર આધિપત્ય મેળવી શકે છે ). ૧૨.

**शमसूक्तसुधासिक्तं, येषां नक्तं दिनं मनः ।**
**कदापि ते न दह्यन्ते, रागोरगविषोर्मिभिः ॥ १३ ॥**

ज्ञानसार, शमाष्टक, श्लो० ७.

જેઓનું મન દિવસ અને રાત શાંતિભર્યાં સુવચનોરૂપી અમૃતથી સિંચાયેલું છે તેઓ, કોઇપણ દિવસ, રાગ ( વસ્તુ-ધન-મેળવવાની આસક્તિ ) રૂપી સર્પના ઝેરની ઉર્મિથી દાઝતા નથી-ક્લેશ પામતા નથી. ૧૩.

**ब्रह्मचारी गृहस्थो वा, वानप्रस्थो यतिस्तथा ।**
**सर्वे तेऽथ शमेनैव, प्राप्नुवन्ति परां गतिम् ॥ १४ ॥**

इतिहाससमुच्चय, अ० १२, श्लो० ३४.

બ્રહ્મચારી હોય કે ગૃહસ્થ હોય, વાનપ્રસ્થ હોય કે યતિ હોય, તે સર્વ એક શમવડે કરીને જ ઉત્તમ ગતિ ( મોક્ષ )ને પામે છે. ૧૪.

**अनिच्छन् कर्मवैषम्यं, ब्रह्मांशेन समं जगत् ।**
**आत्माभेदेन यः पश्ये-दसौ शिवंगमी शमी ॥ १५ ॥**

ज्ञानसार, शमाष्टक, श्लो० २.

જે શમ ગુણવાળો મનુષ્ય કર્મથી થતી વિષમતાને ન ઇચ્છતો છતો, એટલે કે કર્મથી થતાં સુખ દુઃખ, ઉત્તમતા–નીચતા વિગેરે તરફ ઉપેક્ષા રાખતો છતો, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ જ્ઞાનના અંશ વડે સમગ્ર જગતને પોતાના આત્માથી અભેદપણે દેખે, તે મોક્ષગામી થાય છે. ૧૫.

ध्यानवृष्टेर्दयानद्याः, शमपूरे प्रसर्पति ।
विकारतीरवृक्षाणां, मूलादुन्मूलनं भवेत् ॥ १६ ॥

ज्ञानसार, शमाष्टक, श्लो० ४.

ધ્યાનરૂપી વરસાદથી, દયારૂપી નદીનો શાંતિરૂપી પાણીનો પ્રવાહ જ્યારે ફેલાવા લાગે છે ત્યારે વિકારરૂપી કાંઠાના વૃક્ષોનું મૂળથી જ ઉન્મૂલન થઇ જાય છે. ૧૬.





# ક્ષમા ( ३२ )

ક્ષમાનું આચરણ:—

क्षन्तव्यो मन्दबुद्धीना–मपराधो मनीषिणा ।
न हि सर्वत्र पाण्डित्यं, सुलभं पुरुषे क्वचित् ॥ १ ॥

બુદ્ધિમાન પુરુષે અલ્પ બુદ્ધિવાળાનો અપરાધ માફ કરવો જોઇએ. કેમકે સર્વ પુરુષને વિષે કાંઇ પંડિતાઈ સુલભ હોતી નથી. ૧.

ક્ષમાનું મહત્વ:—

क्षान्तिरेव महादानं, क्षान्तिरेव महातपः ।
क्षान्तिरेव महाज्ञानं, क्षान्तिरेव महादमः ॥ २ ॥

महाभारत, उत्तरार्ध, अ० ११, श्लो० १२.

ક્ષમા જ મોટું દાન છે, ક્ષમા જ મોટો તપ છે, ક્ષમા જ મોટું જ્ઞાન છે, અને ક્ષમા જ મોટો દમ–ઇંદ્રિયદમન–છે. ૨.

नरस्याभूषणं रूपं, रूपस्याभरणं गुणः ।
गुणस्याभूषणं ज्ञानं, ज्ञानस्याभूषणं क्षमा ॥ ३ ॥

मणिरत्नमाला ( क्षेमेंद्र ), श्लो० ५५.

પુરુષનું આભૂષણ સારું રૂપ છે, રૂપનું આભૂષણ ગુણ છે, ગુણનું આભૂષણ જ્ઞાન છે, અને જ્ઞાનનું આભૂષણ ક્ષમા છે. ૩.

**ક્ષમારૂપી સ્ત્રીઃ—**

**औचित्यांशुकशालिनीं हृदय हे शीलाङ्गरागोज्वलां,**
**श्रद्धाध्यानविवेकमण्डनवतीं कारुण्यहाराङ्कितान् ।**
**सद्बोधाञ्जनरञ्जिनीं परिलसच्चारित्रपत्राङ्कुरां,**
**निर्वाणं यदि वाञ्छसीह परमक्षान्तिप्रियां तद्भज ॥ ४ ॥**

वैराग्यशतक ( परमानंद ), श्लो० ६२.

હે હૃદય ! જો તું મોક્ષની ઇચ્છા રાખતું હોય તો, ઉચિતપણારૂપ વસ્ત્રવડે શોભતી, શીલરૂપી અંગરાગ વડે ઉજ્વળ ( દેદીપ્યમાન ), શ્રદ્ધા, ધ્યાન અને વિવેકરૂપી અલંકારવાળી, દયારૂપી હારવડે યુક્ત, સારા બોધરૂપી અંજનવડે અંજાયેલી અને સારા આચરણરૂપ પીળવડે દેદીપ્યમાન એવી શ્રેષ્ઠ ક્ષમા-રૂપી પ્રિયાને ભજ-અંગીકાર કર ! ૪.

**मनस्याह्लादिनी सेव्या, सर्वकालं सुखप्रदा ।**
**उपनेया त्वया भद्र, क्षमा नाम कुलांगना ॥ ५ ॥**

तत्वामृत, श्लो० २६८.

હે ભલા પુરુષ ! તારે, મનને આનંદ આપનારી, હમેશાં સુખને આપવાવાળી એવી, ક્ષમાનામની કુળવાન સ્ત્રીની સાથે લગ્ન કરવું અને એની ઉપાસના કરવી ! ૫.

**ક્ષમાવાનનું લક્ષણઃ—**

**अद्विष्टः सर्वभूतानां, मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहङ्कारः, समदुःखसुखः क्षमी ॥ ६ ॥**

यतिधर्मसंग्रह, पृ० ३०.

સર્વ પ્રાણીઓ ઉપર દ્વેષ રહિત, મિત્રાઇવાળો, કરૂણાવાળો, મમતા રહિત, અહંકાર રહિત અને સુખ દુઃખમાં સમભાવવાળો જે પુરુષ હોય તે ક્ષમાવાન કહેવાય છે. ૬.

## ક્ષમાવાન સાચો ધર્મી:—

धर्मस्य दया मूलं. न चाक्षमावान् दयां समाधत्ते ।
तस्माद्यः क्षान्तिपरः, स साधयत्युत्तमं धर्मम् ॥ ७ ॥

प्रशमरति, श्लो० १६८.

ધર્મનું મૂલ–કારણ દયા જ છે, અને ક્ષમા રહિત મનુષ્ય દયા કરી શકતો નથી. તેથી જે ક્ષમાવાળો હોય તે જ ઉત્તમ ધર્મને સાધી શકે છે. ૭.

## ક્ષમાવાન સાથેનું વર્તન:—

कुर्यान्न कर्कशं कर्म, क्षमाशालिनि सज्जने ।
प्रादुर्भवति सप्तार्चिर्मथिताच्चन्दनादपि ॥ ८ ॥

विवेकविलास, अष्टमोल्लास, श्लो० ३९६.

ક્ષમાવાન એવા સજ્જન પુરુષ તરફ (કોઇ દિવસ) કઠોર વર્તાવ નહીં કરવો, કારણકે (ઠંડુ એવું) ચંદન પણ જો ઘસવામાં આવે તો એમાંથી આગ પ્રગટે છે. ૮.

## ક્ષમાવાનની ઉદાર ભાવના:—

ददतु ददतु गालीर्गालिमन्तो भवन्तो
वयमपि तदभावाद्गालिदानेऽसमर्थाः ।

जगति विदितमेतद्दीयते विद्यमानं,
नहि शशकविषाणं कोऽपि कस्मै ददाति ॥ ९ ॥

જેઓ ક્ષમાના ગુણવાળા હોય છે તેઓ પોતાને ગાળો દેનારને આ પ્રમાણે કહે છે—તમે ગાળોવાળા છો, તેથી ભલે ગાળો આપો, આપો! અમે તો ગાળોવાળા નથી–અમારી પાસે ગાળો નથી, તેથી અમે બીજાને ગાળો દેવામાં અસમર્થ છીએ. કેમકે જગતમાં આ વાત પ્રસિદ્ધ જ છે કે જે વસ્તુ પોતાની પાસે વિદ્યમાન હોય તેજ બીજાને આપી શકાય છે. કેમકે કોઇ પણ સસલાનું શીંગડું કોઇને આપી શકતો નથી. (કેમકે સસલા પાસે શીંગડું છે જ નહીં.) ૯.

दोषेषु सत्सु यदि कोऽपि ददाति शापं,
सत्यं ब्रवीत्ययमिति प्रविचिन्त्य सह्यम् ।
दोषेष्वसत्सु यदि कोऽपि ददाति शापं,
मिथ्या ब्रवीत्ययमिति प्रविचिन्त्य सह्यम् ॥ १० ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ३१.

આપણો દોષ હોય અને કોઇ આપણને ગાળો દે–આક્રોશ કરે તો આ સત્ય કહે છે એમ ધારીને તેનું વચન સહન કરવું જોઇએ. અને જો દોષ નહીં છતાં કોઇ ગાળો આપે તો આ ખોટું બોલે છે એમ વિચારીને તેનું વચન સહન કરવું યોગ્ય છે. ૧૦.

अपकारिषु मा पापं, चिंतय त्वं कदाचन ।
स्वयमेव पतिष्यन्ति, कूलजाता इव द्रुमाः ॥ ११ ॥

जैनपंचतंत्र, श्लो० १६४*.

હે ચિત્ત ! અપકાર કરનાર ઉપર તું કદાપિ પાપનું-તેનું અહિત કરવાનું-ચિંતવન ન કર ! કેમકે જે પાપી હશે તે, નદીના કાંઠા ઉપર ઉગેલા વૃક્ષોની જેમ, પોતાની મેળે જ પડી જશે. ૧૧.

**ક્ષમાનું ફળઃ—**

> क्षमया क्षीयते कर्म, दुःखदं पूर्वसंचितम् ।
> चित्तं च जायते शुद्धं, विद्वेषभयवर्जितम् ॥ १२ ॥

तत्वामृत, श्लो० २६९.

ક્ષમાથી પહેલાંનું ભેગું કરેલું અને દુઃખને દેવાવાળું એવું કર્મ નાશ પામે છે; અને ચિત્ત પણ દ્વેષ અને ભય રહિત એવું શુદ્ધ થાય છે. ૧૨.

> क्षमा धनुः करे यस्य, दुर्जनः किं करिष्यति ? ।
> अतृणे पतितो वह्निः, स्वयमेवोपशाम्यति ॥ १३ ॥

वृद्धचाणाक्यनीति, अ० २, श्लो० ६३.

જેના હાથમાં ક્ષમારૂપી ધનુષ હોય તેને દુર્જન માણસ શું કરી શકે ? ( કાંઇ પણ કરી શકે નહીં. ) કેમકે ઘાસ રહિત સ્થાનમાં પડેલો અગ્નિ પોતાની મેળે જ શાંત થઈ જાય છે. ૧૩.





# मान ( ३३ )

**માનની નિર્થકતાઃ—**

स्वचित्तकल्पितो गर्वः, कस्य नाम न जायते ? ।
उत्पाद्य टिट्टिभः पादौ, शेते भङ्गभयादिव ॥ १ ॥

પોતાના મનથી કલ્પના કરેલો ગર્વ કોને થતો નથી ? સર્વને થાય છે. જેમકે ટીટોડી નામનું પક્ષી, જાણે કે પોતાના પગના ભારથી પૃથ્વી ભાંગી જશે એવો ભય પામ્યું હોય તેમ, પોતાના બન્ને પગ ઉંચા રાખીને સુવે છે. ૧.

स्थाणुर्वा पुरुषो वाऽयं, दृष्ट्वेति तर्कयंति यम् ।
स मानी दूरतस्त्याज्यो, नम्रादिगुणवर्जनात् ॥ २ ॥

हिंगुलप्रकरण, मानप्रक्रम, श्लो० २.

જેને જોઇને આ ઠુંઠું છે કે પુરુષ છે, એવી રીતે લોકો તર્ક કરે છે એવા, નમ્રતાદિ ગુણોથી રહિત થએલા, માની મનુષ્યોનો દૂરથી જ ત્યાગ કરવો. ૨.

हीनयोनिषु बम्भ्रम्य, चिरकालमनेकधा ।
उच्चगोत्रं सकृत्प्राप्तः, कस्ततो मानमुद्वहेत् ? ॥ ३ ॥

तत्त्वामृत, श्लो० २९९.

હલકી યોનીઓમાં લાંબા સમય સુધી અનેક વખત રખ-

કપટી કરીને એકાદ વખત ઉંચા ગોત્રને મેળવીને કોણ માણસ માનને ધારણ કરે ? ૩.

अरण्यजं तरोः पुष्पं, समुद्रांभश्च शीतलम् ।
लावण्यं दंभिनां तद्वन्मानिमानं निरर्थकम् ॥ ४ ॥

हिंगुलप्रकरण, मानप्रक्रम, श्लो० ४.

જેમ વનમાં ઉત્પન્ન થએલું પુષ્પ, તથા સમુદ્રમાં રહેલું શીતલપાણી નિરર્થક છે તથા જેમ કપટી મનુષ્યનું લાવણ્ય નિરર્થક છે તેમ માનીનું માન નિરર્થક છે. ૪.

यः स्तब्धो गुरुणा साकमन्यस्य नमनं कुतः ? ।
न छायायै न लाभाय, मानी कंथेरवन्नृणाम् ॥ ५ ॥

हिंगुलप्रकरण, मानप्रक्रम, श्लो० १.

જે માની માણસ ગુરૂની સમીપે પણ અક્કડ રહે છે તે બીજાને નમસ્કાર કરે એ વાત જ શી કરવી ? અને એટલા જ માટે એવો માની માણસ કંથેરના વૃક્ષની પેઠ માણસોને છાયાદાયક કે લાભદાયક થઈ શકતો નથી. ૫.

मा तात ! साहसं कार्षीर्विभवैर्गर्वमागतः ।
स्वगात्राण्यपि भाराय, भवन्ति हि विपर्यये ॥ ६ ॥

હે ભાઇ ! વૈભવથી ગર્વ પામેલો તું સાહસ-વિચાર વિનાનું કાર્ય-ન કર ! કેમકે ભાગ્ય વિપરીત થશે-એટલે કે વૈભવનો નાશ થશે-ત્યારે તારા પોતાના શરીરના અવયવો પણ તને ભારભૂત થશે. ૬.

**માનથી નુકસાનઃ—**

विनयश्रुतशीलानां, त्रिवर्गस्य च घातकः ।
विवेकलोचनं लुम्पन् मानोऽन्धङ्करणो नृणाम् ॥ ७ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० १२.

માન ( ગર્વ ) વિનય, શ્રુત અને શીલનો નાશ કરે છે, ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગનો ઘાત કરે છે, વિવેક-રૂપી નેત્રનો લોપ કરે છે, અને મનુષ્યોને અંધ બનાવે છે. ૭.

हीनाधिकेषु विदधात्यविवेकभावं,
धर्मं विनाशयति संचिनुते च पापम् ।
दौर्भाग्यमानयति कार्यमपाकरोति,
किं किं न दोषमथवा कुरुतेऽभिमानः ? ॥ ८ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ४५.

અભિમાન-( અભિમાની માણસ )-ઉંચ અને નીચનો ભેદ નથી જોઇ શકતો; ધર્મનો નાશ કરે છે; પાપને ભેગું કરે છે; દુર્ભાગ્યને લાવે છે; કરવા યોગ્ય કામને દૂર કરે છે; ભલા એવો કયો દોષ છે કે જે અભિમાન ન કરતો હોય ? ૮.

उत्सर्पयन् दोषशाखा, गुणमूलान्यधो नयन् ।
उन्मूलनीयो मानद्रु-स्तन्मार्दवसरित्प्लवैः ॥ ९ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० १४.

દોષરૂપી શાખાઓને વિસ્તારતા અને ગુણરૂપી મૂળોને નીચે લઈ જતા એવા માનરૂપી વૃક્ષને નમ્રતારૂપી નદીના પૂર-વડે ઉખેડી નાખવો જોઇએ. ૯.

अहंकारो हि लोकानां, नाशाय न तु वृद्धये ।
यथा विनाशकाले स्यात्, प्रदीपस्य शिखोज्ज्वला ॥१०॥

तत्वामृत, श्लो० २९८.

જેવી રીતે દીવાની જ્યોત નાશ થવાના વખતે વધુ તેજદાર થાય છે તેજ પ્રમાણે અહંકાર પણ માણસનો નાશ કરે છે, નહિ કે વૃદ્ધિ. ૧૦.

धात्रा दत्तं मानवत्यां लघुत्वं, मानोन्मत्ते रावणे दुर्मतित्वम् ।
दर्पोत्कृष्टे कोणिके दुर्गतित्वं, दुष्टान्मानात्सद्गतिः केन लब्धा ? ।११।

हिंगुलप्रकरण, मानप्रक्रम, श्लो० ५.

માનવતીને દૈવે લઘુતા આપી, તથા અહંકારથી ઉન્મત્ત થએલા રાવણને દુર્મતિપણું આપ્યું, કોણીકરાજાને દુર્ગતિપણું આપ્યું. એવી રીતે દુષ્ટ એવા માનથી કોણે સુગતિ મેળવી છે ? ૧૧.

नीतिं निरस्यति विनीतमपाकरोति,
कीर्तिं शशांकधवलां मलिनीकरोति ।
मान्यान् न मानयति मानवशेन हीनः,
प्राणीति मानमपहंति महानुभावः ॥ १२ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ४४.

અભિમાનના કારણે હલકો થયેલો પ્રાણી નીતિનો નાશ કરે છે; વિનયને વેગળો કરે છે; ચંદ્રના જેવી ઉજ્વળ કીર્તિને કલંકિત કરે છે; અને માન આપવા લાયક માણસોને માન

નથી આપતો. આ પ્રમાણે સમજીને સારો માણસ માનને દૂર કરે છે. ૧૨.

श्रुतशीलविनयसंदूषणस्य धर्मार्थकामविघ्नस्य ।
मानस्य कोऽवकाशं, मुहूर्तमपि पण्डितो दद्यात् ? ॥ १३ ॥

प्रशमरति, श्लो० २७.

શાસ્ત્ર, શીલ, અને વિનયને દુષણરૂપ, ધર્મ અર્થ અને કામને વિઘ્નરૂપ એવા માનને કોણ પંડિત પુરૂષ એક મુહૂર્ત માત્ર પણ અવકાશ આપે ? ૧૩.

शिक्षां लभते नो मानी, विद्यामीयान्न कर्हिचित् ।
विनयादिक्रियाशून्यः, स्तंभवत् स्तब्धतां गतः ॥ १४ ॥

हिंगुलप्रकरण, मानप्रकम, श्लो० ३.

વિનયાદિકની ક્રિયાથી શૂન્ય થએલો, તથા સ્તંભની પેઠે સ્તબ્ધપણાને પ્રાપ્ત થએલો એવો અહંકારી માણસ શિખામણને પ્રાપ્ત કરતો નથી તથા કોઈપણ સમયે વિદ્યાને મેળવતો નથી. ૧૪.

માનનો ત્યાગઃ—

मा कुरु धनजनयौवनगर्वं,
हरति निमेषात् कालः सर्वम् ।
मायामयमिदमखिलं हित्वा,
ब्रह्मपदं प्रविशाशु विदित्वा ॥ १५ ॥

मोहमुद्गर ( शंकराचार्य ), श्लो० ५.

ધન, કુટુંબી જન અને યુવાવસ્થાનો તું ગર્વ ન કર. કેમકે એક ક્ષણ વારમાં કાળ સર્વને હરણ કરે છે. માટે હે જીવ ! આ સર્વ માયામયને છોડીને તથા બ્રહ્મનું તત્ત્વ જાણીને તું શીઘ્રપણે મોક્ષમાં પ્રવેશ કર ! ૧૫.

## માનથી નુકસાન અને ત્યાગઃ—

यस्मादाविर्भवति विततिर्दुस्तरापन्नदीनां,
यस्मिन् शिष्टाभिरुचितगुणग्रामनामापि नास्ति ।
यश्च व्याप्तं वहति वधधीधूम्यया क्रोधदावं,
तं मानाद्रिं परिहर दुरारोहमौचित्यवृत्तेः ॥ १६ ॥

सिन्दूरप्रकरण, श्लो० ४९.

જે માનરૂપ પર્વતમાંથી ન ઓળંગી શકાય એવી આપત્તિરૂપી નદીના સમૂહ પ્રગટ થાય છે, જેમાં ઉત્તમ પુરૂષોને પ્રિય એવા ગુણરૂપી ગામનું નામ પણ નથી, વળી જે હિંસાબુદ્ધિરૂપી ધૂમાડાવડે વ્યાસ એવા ક્રોધરૂપી દાવાનળને ધારણ કરે છે, તથા જેનાપર ચડવું અતિ કઠણ છે, તે માનરૂપી પર્વતને, ઉચિત આચરણ કરવાથી, તજી દે. ૧૬.

स्तब्धो विनाशमुपयाति नतोऽति वृद्धिं,
मर्त्यो नदीतटगतो धरणीरूहो वा ।
गर्वस्य दोषमिति चेतसि संनिधाय,
नाहंकरोति गुणदोषविचारदक्षः ॥ १७ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ५१.

નદીના કીનારા ઉપર સીધું ઉભું રહેલું ઝાડ નાશ પામે

છે અને નમી ગયેલું ઝાડ વધે છે, એની માફક ગર્વથી ટટાર ફરનાર માણુસ નાશ પામે છે અને નમ્રતાથી નમનાર માણુસ આગળ વધે છે. આ પ્રમાણે અભિમાનનો દોષ મનમાં સમજીને ગુણ અને દોષના વિવેકવાળો મનુષ્ય અહંકાર કરતો નથી. ૧૭.

ममाहमिति चैष यावदभिमानदाहज्वरः,
कृतान्तमुखमेव तावदिति न प्रशान्त्युन्नयः ।
यशः सुखपिपासितैरयमसावनर्थोत्तरैः,
परैरपसदः कुतोऽपि कथमप्यपाकृष्यते ॥ १८ ॥

सूत्रकृतांगसूत्र ( आ० स० ) पृ० १३*.

જ્યાં સુધી " મારૂં " અને " હું " એ ભાવનાવાળો અભિમાનરૂપી દાહજ્વર માણુસને લાગેલો હોય છે ત્યાંસુધી તેને શાંતિ થતી જ નથી. કારણકે એ યમરાજના મુખ સમાનજ હોય છે. એટલા માટે અનર્થથી વેગળા થયેલા અને યશના સુખનું પાન કરવાની ઇચ્છાવાળા એવા લોકો આ નાલાયક ( માન ) ને ગમે તેમ કરીને તોડી પાડે છે. ૧૮.

मानी विनीतिमपहंत्यविनीतिरंगी,
सर्वं निहंति गुणमस्तगुणानुरागः ।
सर्वापदां जगति धाम विरागतः स्या-
दित्याकलय्य सुधियो न धरन्ति मानम् ॥ १९ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ४७.

અભિમાની માણુસ વિનયનો નાશ કરે છે, ઉદ્ધતાઈમાં આનંદ માણે છે, તેની ગુણો પ્રત્યેની પ્રીતિ નાશ પામે છે અને

તેથી તે તમામ ગુણોનો નાશ કરે છે. વળી દુનીયામાં ( ગુણો ઉપરના ) વિરાગના કારણે દરેક પ્રકારની આફતને પામે છે. આ પ્રમાણે સમજીને ડાહ્યા પુરૂષો માનને ધારણ કરતા નથી. ૧૯.

भ्राम्यत्यूर्ध्वमुखः क्षमो नमयितुं पूज्येऽपि नो कन्धरा-
मन्तःक्षिप्तकुशीलतावशतनुः प्राणी यदध्यासितः ।
तं मानं विपदां निधानमयशोराशेर्निदानं सदा,
मुक्त्वा मार्दवमादरेण महता चेतः समभ्यस्यताम् ॥ २० ॥

संवेगद्रुमकन्दली, पृ० २, श्लो० ७.

હે ચિત્ત ! જે માનના અધ્યાસથી માણસનું શરીર અંતઃકરણમાં રહેલી ( ખોસેલી ) કુશીલતા ( રૂપ લોઢાની કોશ ) થી જકડાઈ જાય છે, અને તેથી તે માણસ પોતાનું મુખ ઉચું રાખી ચાલે છે. અને પૂજ્ય પુરુષની પાસે પણ પોતાની ગરદન નમાવવાને સમર્થ થતો નથી તેવા, વિપત્તિઓના ભંડારરૂપ અને અપકીર્તિના કારણરૂપ માનને છોડી દઇ, મોટા આદરવડે તારે માર્દવ–નમ્રતા મેળવવા માટે અભ્યાસ કરવો જોઇએ. ૨૦.

गर्वेण मातृपितृबांधवमित्रवर्गाः,
सर्वे भवंति विमुखा विहितेन पुंसः ।
अन्योऽपि तस्य तनुते न जनोऽनुरागं,
मत्वेति मानमपहस्तयते सुबुद्धिः ॥ २१ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ४९.

ગર્વ કરવાથી માણુસના માતા, પિતા, ભાઇ, મિત્ર વિગેરે બધા વિમુખ થાય છે. અને આ સિવાયનો બીજો માણુસ પણ

તેના ઉપર પ્રેમ કરતો નથી. આ પ્રમાણે સમજીને સારી બુદ્ધિવાળો માણસ માનને દૂર કરે છે. ૨૧.

आयासकोपभयदुःखमुपैति मर्त्यो
मानेन सर्वजननिन्दितवेषरूपः ।
विद्यादयादमयमादिगुणाँश्च हंति,
ज्ञात्वेति गर्ववशमेति न शुद्धबुद्धिः ॥ २२ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ५०.

માન (ગર્વ) વડે કરીને સર્વ લોકમાં નિંદિત વેષ અને રૂપવાળો મનુષ્ય પ્રયાસથી, કોપથી અને ભયથી ઉત્પન્ન થયેલા દુઃખને પામે છે, તથા વિદ્યા, દયા, દમન, યમ વિગેરે ગુણોને હણે છે. આ પ્રમાણે જાણીને શુદ્ધબુદ્ધિવાળો મનુષ્ય ગર્વને વશ થતો નથી. ૨૨.

અધુરૂં પાત્રઃ—

विषभारसहस्रेण, गर्वं न याति वासुकिः ।
वृश्चिको बिन्दुमात्रेण, ऊर्ध्वं वहति कण्टकम् ॥ २३ ॥

हितोपदेश, पृ० ८, श्लो० १५.

વાસુકિ નામનો નાગ હજાર ભાર વિષને ધારણ કરે છે તો પણ તેને ગર્વ હોતો નથી. અને વીંછી તો એક બિંદુ માત્ર જ વિષને ધારણ કરે છે તેમાં તો તે પોતાના કંટકને—પૂંછડાને—ઉંચું રાખીને ચાલે છે. ૨૩.

दिव्यं चूतरसं पीत्वा, गर्वं न याति कोकिलः ।
पीत्वा कर्दमपानीयं, भेको रटरटायते ॥ २४ ॥

भामिनीविलास, उच्छ्वास ३, श्लो० २१.

સ્વાદિષ્ટ આમ્રરસનું પાન કરીને પણ કોયલ ગર્વ કરતી નથી, અને દેડકો કાદવનું પાણી પીને પણ મોટા શબ્દથી ડેં ડેં કરે છે-ગર્વિષ્ઠ થાય છે. ૨૪.

**सम्पूर्णकुम्भो न करोति शब्दमर्धो घटो घोषमुपैति नूनम् ।**
**विद्वान् कुलीनो न करोति गर्वं, गुणैर्विहीना बहु जल्पयन्ति॥२५॥**

हितोपदेश, पृ० १३, श्लो० १९.

ભરેલો ઘડો શબ્દ કરતો નથી. અને અડધો ભરેલો ઘડો અવશ્ય શબ્દ કરે છે. તેમ વિદ્વાન્ અને કુલીન માણસ ગર્વ કરતો નથી, અને ગુણરહિત પુરુષો બહુ બોલ્યા કરે છે-ગર્વની વાતો કરે છે એટલે પોતાની બડાઇ મારે છે. ૨૫.

**આઠ મદઃ—**

जातिलाभकुलैश्वर्यबलरूपतपःश्रुतैः ।
कुर्वन् मदं पुनस्तानि, हीनानि लभते जनः ॥ २६ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० १३.

જાતિ, લાભ, કુળ, ઐશ્વર્ય, બળ, રૂપ, તપ અને શ્રુત (શાસ્ત્રનો અભ્યાસ) આ આઠ પ્રકારના મદમાંથી પ્રાણી જેનો જેનો મદ કરે, તે તે બીજા જન્મમાં હીન પ્રાપ્ત થાય છે. ૨૬.

कुलजातितपोरूप-बललाभश्रुतश्रियाम् ।
मदात्प्राप्नोति तान्येव, प्राणी हीनानि मूढधीः ॥ २७ ॥

विवेकविलास, नवम उल्लास, श्लो० ७.

મૂઢ પ્રાણી, કુળ, જાતિ, તપ, રૂપ, બળ, લાભ, શ્રુતજ્ઞાન

અને લક્ષ્મી આ આઠમાંથી કોઇ પણ વસ્તુનો મદ કરે, તો પરભવમાં તે જ કુલાદિક હીન–હલકા પામે છે. ૨૭.

जातिकुलरूपबललाभबुद्धिवाल्लभ्यश्रुतमदांधाः ।
क्लीवाः परत्र चेह च, हितमप्यर्थं न पश्यन्ति ॥ २८ ॥

प्रशमरति, श्लो० ८०.

જાતિ, કુલ, રૂપ, બળ, લાભ, બુદ્ધિ, સ્નિગ્ધતા અને જ્ઞાનના મદથી આંધળા થએલા હલકા માણસો પોતાના હિતકારી અર્થને પણ જોઇ શકતા નથી. ૨૮.

માનનું કડવું ફળઃ—

रूपेश्वरत्वकुलजातितपोबलाज्ञा—
ज्ञानाष्टदुःखदमदाकुलबुद्धिरज्ञः ।
यो मन्यतेऽहमिति नास्ति परोऽधिकोऽपि,
मानात् स नीचकुलमेति भवाननेकान् ॥ २९ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ४३.

રૂપ, ઐશ્વર્ય, કુલ, જાતિ, તપ, બળ, આજ્ઞા અને જ્ઞાન એ દુઃખને દેવાવાળા આઠ પ્રકારના મદથી આકુળ બુદ્ધિવાળો જે અજ્ઞાની માણસ " હું જ છું " અને " મારાથી કોઇ મોટો નથી " એમ માને છે તે, એ માનના કારણે, અનેક ભવોમાં નીચા કુળને પ્રાપ્ત કરે છે. ૨૯.

जात्यादिमदोन्मत्तः, पिशाचवद्भवति दुःखितश्चेह ।
जात्यादिहीनतां परभवे च निसंशयं लभते ॥ ३० ॥

प्रशमरति, श्लो० ९८.

જાતિ વિગેરેના મદથી ઉન્મત્ત થયેલો આ માણસ દુનીયામાં પિશાચની માફક દુઃખી થાય છે અને પરભવમાં હલકી જાતિ વિગેરેને અવશ્ય મેળવે છે. ૩૦.

जिव्हासहस्रकलितोऽपि समासहस्रै—
यस्यां न दुःखमुपवर्णयितुं समर्थः ।
सर्वज्ञदेवमपहाय परो मनुष्य—
स्तां श्वभ्रभूमिमुपयाति नरोऽभिमानी ॥ ३१ ॥

सुभाषितरत्नसंदोह श्लो० ५३.

શ્રીસર્વજ્ઞદેવને છોડીને બીજો કોઇપણ માણસ હજાર જીભવડે અને હજાર વર્ષમાં પણ જેના દુઃખનું વર્ણન કરવાને સમર્થ થતો નથી એવા અતિદુઃખદાયક નરકમાં, અભિમાન કરનારો પ્રાણી જાય છે. ૩૧.

અપમાન પણ સહવું:—

सम्यग्विचार्येति विहाय मानं,
रक्षन् दुरापाणि तपांसि यत्नात् ।
मुदा मनीषी सहतेऽभिभूतीः,
शूरः क्षमायामपि नीचजाताः ॥ ३२ ॥

अध्यात्मकल्पद्रुम, अ० ७, श्लो० ८.

આ પ્રમાણે સારી રીતે વિચાર કરી, માનનો ત્યાગ કરીને અને દુઃખે મળી શકે તેવાં તપોનું યત્નથી રક્ષણ કરીને, ક્ષમા કરવામાં શૂરવીર એવો પંડિત સાધુ, નીચ પુરૂષોએ કરેલાં અપમાનો પણ ખુશીથી સહન કરે છે. ૩૨.

# [ प्रशस्त–मान ]

નોટઃ—જ્યાં જ્યાં માનને એક આદેય ગુણ તરીકે વર્ણવીને એને પ્રશસ્ત બતાવવામાં આવેલ છે ત્યાં માનનો અર્થ અભિમાન, અહંકાર કે એવો ન કરતાં એનો અર્થ સત્વાભિમાન કે સાત્વિકવૃત્તિ એવો કંઇક કરવો જોઇએ.

**માનની મહત્તાઃ—**

तावदाश्रीयते लक्ष्म्या, तावदस्य स्थिरं यशः ।
पुरुषस्तावदेवासौ, यावन्मानान्न हीयते ॥ ३३ ॥

किरातार्जुनीय, सर्ग ११, श्लो० ६१.

જ્યાં સુધી પુરૂષ માનથી ભ્રષ્ટ થતો નથી, ત્યાં સુધી લક્ષ્મી તેનો આશ્રય કરે છે, ત્યાં સુધી તેનો યશ સ્થિર રહે છે, અને ત્યાં સુધી જ તે પુરૂષરૂપે છે. ૩૩.

अधमा धनमिच्छन्ति, धनं मानं च मध्यमाः ।
उत्तमा मानमिच्छन्ति, मानो हि महतां धनम् ॥ ३४ ॥

वृद्धचाणक्यनीति, अ० ८, श्लो० १.

અધમ મનુષ્યો એકલા ધનને જ ઇચ્છે છે, મધ્યમ જનો ધન અને માન બન્નેને ઇચ્છે છે, પણ ઉત્તમ પુરૂષો તો માત્ર એકલા માનને જ ઇચ્છે છે. કેમકે માન જ મહાપુરૂષોનું ધન છે. ૩૪.

**માનભંગ કરતાં મૃત્યુ ઉત્તમઃ—**

वरं प्राणपरित्यागो न मानपरिखण्डनम् ।
मृत्योश्च क्षणिकं दुःखं, मानभङ्गाद् दिने दिने ॥ ३५ ॥

चाणाक्यनीति, अ० १६, श्लो० १६.

પ્રાણનો ત્યાગ થાય તે સારૂં છે. પરંતુ માનની હાનિ થાય તે સારૂં નથી. કેમકે મૃત્યુથી તો એક ક્ષણ વાર જ દુઃખ થાય છે, પરંતુ માનનો ભંગ થવાથી તો દિવસે દિવસે એટલે હમેશાં જીંદગી સુધી દુઃખ થાય છે. ૩૫.

अरण्यं सारङ्गैर्गिरिकुहरगर्भाश्च हरिभि—
दिशो दिङ्मातङ्गैः सलिलमुषितं पङ्कजवनैः ।
प्रियाचक्षुर्मध्य—स्तन—वदनसौन्दर्यविजितैः,
सतां माने म्लाने मरणमथवा दूरगमनम् ॥३६॥

बिह्लणकविकाव्य, श्लो० १३७.

પ્રિયાના ચક્ષુની સુંદરતાથી જીતાયેલા હરણો અરણ્યમાં નિવાસ કરે છે, પ્રિયાના મધ્ય-ઉદરવડે જીતાયેલા સિંહો પર્વતની ગુફાના મધ્યભાગમાં રહે છે, પ્રિયાના સ્તનવડે જીતાયેલા દિશાના હાથીઓ દિશાઓના અંતે રહે છે, અને પ્રિયાના મુખની સુંદરતાથી જીતાયેલા કમળના વનો પાણીમાં વસે છે. તે જ પ્રમાણે સત્પુરૂષોના માનની હાનિ થાય ત્યારે તેમનું મરણ અથવા દૂર દેશમાં ગમન એ જ શ્રેયસ્કર છે. ૩૬.

**માનીઓની ભાવના:—**

ज्वलितं न हिरण्यरेतसं, चयमास्कन्दति भस्मनां जनः ।
अभिभूतिभयादसूनतः, सुखमुज्झन्ति न धाम मानिनः ॥३७॥

किरातार्जुनीय, सर्ग २, श्लो० २०.

પરાભવના—બળવાના ભયને લીધે સળગતા અગ્નિમાં કોઇ માણસ પગ મૂકતો નથી, પણ રાખના ઢગલામાં સુખેથી પગ મૂકે છે, તે જ પ્રમાણે માનવંત પુરૂષો પરાભવના ભયને લીધે પોતાના પ્રાણનો સુખે ત્યાગ કરે છે, પણ પોતાના તેજનો ત્યાગ કરતા નથી. ૩૭.



# विनय ( ३४ )

## વિનયની મહત્તા:—

मूलं धर्मद्रुमस्य द्युपतिनरपतिश्रीलतामूलकन्दः,
सौन्दर्याह्वानविद्या निखिलगुणनिधिर्वश्यताचूर्णयोगः ।
सिद्धाज्ञामन्त्रयन्त्राधिगममणिमहारोहणाद्रिः समस्ता-
नर्थप्रत्यर्थितन्त्रं त्रिजगति विनयः किं न किं साधु धत्ते ? ॥१॥

धर्मकल्पद्रुम, पृ० ५८, श्लो० ७८.

વિનય એ ધર્મરૂપી વૃક્ષનું મૂળ છે, દેવેંદ્ર અને નરેંદ્રની લક્ષ્મીરૂપી લતાનો મૂળકંદ છે, સૌંદર્યને બોલવવાની વિદ્યા છે, સમગ્ર ગુણોનો ભંડાર છે, સર્વને વશ કરવા માટે ચૂર્ણનો યોગ છે, સિદ્ધાજ્ઞા ( પોતાની આજ્ઞા સર્વને માન્ય થાય તે ) મંત્ર અને યંત્રની પ્રાપ્તિરૂપી મણિઓનો મોટો રોહણાચળ પર્વત છે, તથા સમગ્ર અનર્થરૂપી શત્રુઓનો નાશ કરવાનું તંત્ર છે. ભલા વિનય ત્રણ જગતમાં શું શું સારૂં નથી કરતો ? ૧.

## વિનયઃ સાચું આભૂષણ:—

नभोभूषा पूषा कमलवनभूषा मधुकरो,
वचोभूषा सत्यं वरविभवभूषा वितरणम् ।

मनोभूषा मैत्री मधुसमयभूषा मनसिजः,
सदोभूषा सूक्तिः सकलगुणभूषा च विनयः ॥ २ ॥

वचनामृतशास्त्रनीति, श्लो० ५८.

આકાશનું ભૂષણ સૂર્ય છે, કમળના વનનુ ભૂષણ ભમરો છે, વચનનું ભૂષણ સત્ય છે, ઉત્તમ વૈભવનું-ધનનું-ભૂષણ દાન છે, મનનું ભૂષણ મૈત્રી એટલે સર્વ પ્રાણીઓ ઉપર મૈત્રીભાવ રાખવો તે છે, વસંત ઋતુનું ભૂષણ કામદેવ છે, સભાનું ભૂષણ સારી નીતિયુક્ત વાણી છે, અને સમગ્ર ગુણોનું ભૂષણ વિનય છે. ૨.

न तथा सुमहार्घैरपि, वस्त्राभरणैरलङ्कृतो भाति ।
श्रुतशीलमूलनिकषो विनीतविनयो यथा भाति ॥ ३ ॥

શ્રુત અને શીળની મુખ્ય કસોટીરૂપ વિનયવડે નમ્ર થયેલો પુરૂષ જેવો શોભે છે, તેવો મહા મૂલ્યવાળા વસ્ત્ર અને આભરણોથી વિભૂષિત થયેલો પુરૂષ શોભતો નથી. ૩.

**વિનયનો ઉપાયઃ—**

विनयायत्ताश्च गुणाः सर्वे, विनयश्च मार्दवायत्तः ।
यस्मिन्मार्दवमखिलं, स सर्वगुणभाक्त्वमाप्नोति ॥ ४ ॥

प्रशमरति, श्लो० १६९.

સર્વે ગુણો વિનયને આધીન છે, અને વિનય મૃદુતાને આધીન છે, અને જેમાં સંપૂર્ણ મૃદુતા વસી છે તે સર્વગુણસંપન્ન થાય છે. (એટલે કે વિનય મેળવવાનો ઉપાય મૃદુતા-નમ્રતા-છે) ૪.

વિનય વગર નુકસાનઃ—

विनयव्यपेतमनसो गुरुविद्वत्साधुपरिभवनशीलाः ।
त्रुटिमात्रविषयसंगादजरामरवन्निरुद्विग्नाः ॥ ५ ॥

प्रशमरति, श्लो० ७५.

ગુરુઓ, વિદ્વાનો અને સાધુપુરૂષોનું અપમાન કરવાના સ્વભાવવાળા એવા વિનય વગરના મનવાળા માણસો, લેશમાત્ર પણ વિષયના સંસર્ગથી, દેવતાની માફક, ( પોતાનાં મરણ અને વૃદ્ધાવસ્થા પ્રત્યે ) બેદરકાર બને છે. ( એટલે કે તેઓ એમ માને છે કે હું ઘરડો પણ થવાનો નથી અને મરવાનો પણ નથી. અને આ પ્રમાણે માનવાથી પાપ કરવામાં પાછી પાની કરતો નથી. ) ૫.

વિનયનું ફળઃ—

यः पृष्ट्वा कुरुते कार्य, प्रष्टव्यान् स्वहितान् गुरून् ।
न तस्य जायते विघ्नः, कस्मिंश्चिदपि कर्मणि ॥ ६ ॥

जैनपंचतंत्र, पृ० २५१, श्लो० ५४.*

જે મનુષ્ય પોતાના હિતકારક અને પૂછવા લાયક ગુરૂજનને પૂછીને દરેક કાર્ય કરે છે, તેને કોઇપણ કાર્યમાં વિઘ્ન આવતું નથી. ૬.

आत्मानं भावयेन्नित्यं, ज्ञानेन विनयेन च ।
मा पुनर्म्रियमाणस्य, पश्चात्तापो भविष्यति ॥ ७ ॥

तत्वामृत, श्लो० ५.

હમેશાં જ્ઞાન અને વિનયવડે કરીને આત્માનું ચિંતન કરતા રહેવું જોઇએ. ( કારણકે એમ કરવાથી ) મરતી વખતે પ્રાણીને પસ્તાવો કરવો પડતો નથી. ૭.

यथा नमन्ति पाथोभिः, पाथोदाः फलदाः फलैः ।
नमन्ति विनयेनैव, तद्वदुत्तमपूरुषाः ॥ ८ ॥

જેમ વાદળાંઓ જળવડે કરીને નમ્ર થાય છે, અને વૃક્ષો ફળોવડે નમી જાય છે, તેમ ઉત્તમ પુરૂષો વિનયવડે નમ્ર થાય છે. ૮.

भवन्ति नम्रास्तरवः फलागमै-
र्नवांबुभिर्भूरिविलंबिनो घनाः ।
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः,
स्वभाव एवैष परोपकारिणाम् ॥ ९ ॥

જેમ જેમ ફળ આવતા જાય છે તેમ તેમ ઝાડવાઓ નીચાં નમતાં જાય છે; અને નવા પાણી( ના ભાર )થી વાદળાઓ પણ ખૂબ નમી જાય છે; એ જ પ્રમાણે સજ્જન પુરૂષો પણ પોતાને ગમે તેટલી સંપત્તિ મળે છતાં ફુલાઇ જતા નથી. કારણકે જે પરોપકારી પુરૂષો હોય છે તેમનો આવો સ્વભાવ જ હોય છે. ૯.

विनयफलं शुश्रूषा, गुरुशुश्रूषाफलं श्रुतज्ञानम् ।
ज्ञानस्य फलं विरति–र्विरतिफलं चाश्रवनिरोधः ॥ १० ॥
संवरफलं तपोबलमथ तपसो निर्जराफलं दृष्टम् ।
तस्मात् क्रियानिवृत्तिः, क्रियानिवृत्तेरयोगित्वम् ॥ ११ ॥

योगनिरोधाद्भवसंततिक्षयः सन्ततिक्षयान्मोक्षः ।
तस्मात् कल्याणानां, सर्वेषां भाजनं विनयः ॥ १२ ॥

प्रशमरति, श्लो० ७२, ७३, ७४.

વિનય કરવાથી ગુરૂજનોની સેવાનું ફળ મળે છે; ગુરૂજનોની સેવા કરવાથી શાસ્ત્રનું જ્ઞાન મળે છે; શાસ્ત્રજ્ઞાનથી વિરતિ—સંસારની વાસનાઓથી વેગળા થવાની ભાવના—થાય છે; વિરતિથી (પાપને આવવાના દ્વાર સમાન) આશ્રવોનું રોકાણ થાય છે એટલે કે સંવર થાય છે; સંવરનું ફળ તપસ્યા છે; તપસ્યા કરવાથી નિર્જરા થાય છે; નિર્જરાથી (પ્રવૃત્તિમાર્ગની) ક્રિયાઓ દૂર થાય છે. ક્રિયાઓ દૂર થવાથી અયોગિપણાની પ્રાપ્તિ થાય છે; (મન, વચન, કાયાના) યોગના નિરોધથી સંસારની જન્મમરણની પરંપરાનો નાશ થાય છે. અને એ જન્મમરણની પરંપરાના નાશથી મોક્ષની પ્રાપ્તિ થાય છે; એટલા માટે તમામ કલ્યાણકારક પ્રવૃત્તિનું મુખ્ય સ્થાન વિનય છે. ૧૦, ૧૧, ૧૨.

ज्ञानभावनया जीवो लभते हितमात्मनः ।
विनयाचारसंपन्नो विषयेषु पराङ्मुखः ॥ १३ ॥

तत्वामृत, श्लो० ४.

વિનયયુક્ત આચારથી સહિત એવો ઇંદ્રિયોના વિષયોથી વેગળો થયેલો પ્રાણી જ્ઞાનયુક્ત ભાવના વડે પોતાના હિતને પામે છે. ૧૩.

# माया ( ३५ )

**માયાની નિંદા:—**

अस्नृतस्य जननी, परशुः शीलशाखिनः ।
जन्मभूमिरविद्यानां, माया दुर्गतिकारणम् ॥ १ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० १५.

માયા એ અસત્યની માતાસમાન–ઉત્પત્તિસ્થાન–છે; શીલ-રૂપ વૃક્ષનો નાશ કરવામાં કુહાડા સમાન છે, અજ્ઞાનની જન્મ-ભૂમિ છે, અને દુર્ગતિનું કારણ છે. ૧.

दौर्भाग्यजननी माया, माया दुर्गतिवर्तनी ।
नृणां स्त्रीत्वप्रदा माया, ज्ञानिभिस्त्यज्यते ततः ॥ २ ॥

विवेकविलास, उ० ९, श्लो० ८.

માયા દૌર્ભાગ્યને ઉત્પન્ન કરનારી છે, માયા દુર્ગતિનો માર્ગ છે, તથા માયા પુરૂષને સ્ત્રીપણું આપનારી છે, તેથી જ્ઞાની પુરૂષો માયાનો ત્યાગ કરે છે. ૨.

या प्रत्ययं बुधजनेषु निराकरोति,
पुण्यं हिनस्ति परिवर्द्धयते च पापम् ।
सत्यं निरस्यति तनोति विनिंद्यभावं,
तां सेवते निकृतिमत्र जनो न भव्यः ॥ ३ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ६१.

જે માયા સમજદાર માણુસોમાં વિશ્વાસનો નાશ કરે છે, પુણ્યનો નાશ કરે છે, પાપની વૃદ્ધિ કરે છે, સત્યનો નાશ કરે છે, નિંદવાયોગ્ય ભાવને ઉત્પન્ન કરે છે એવી માયાને ભલો માણુસ સેવતો નથી. ૩.

## માયાની પ્રબળતાઃ—

सुत्यजं रसलाम्पट्यं, सुत्यजं देहभूषणम् ।
सुत्यजाः कामभोगाद्या दुस्त्यजं दम्भसेवनम् ॥ ४ ॥

રસને વિષે લંપટપણું સુખે કરીને તજી શકાય છે, શરીરનાં ભૂષણો સુખે કરીને તજી શકાય છે, કામ ભોગાદિક સુખે કરીને તજી શકાય છે, પરંતુ દંભનું સેવન દુઃખે કરીને તજી શકાય છે. દંભ–કપટ–નો ત્યાગ કરવો દુસ્કર છે. ૪.

## માયાથી નુકસાનઃ—

मायाशीलः पुरुषो यद्यपि न करोति किंचिदपराधम् ।
सर्प इवाविश्वास्यो भवति तथाऽप्यात्मदोषहतः ॥ ५ ॥

प्रशमरति, श्लो० २८.

કપટી માણુસ જોકે (કેટલીક વખત) કોઇ પણ પ્રકારનો ગુન્હો નથી કરતો છતાં પણ પોતાના જ દોષવડે હણાયેલા એવા તેનો, સાપની માફક, કોઇ પણ વિશ્વાસ કરતું નથી. ૫.

अधीत्यनुष्टानतपःशमाद्यान्,
धर्मान् विचित्रान् विदधत्समायान् ।

न लप्स्यसे तत्फलमात्मदेह-
　　क्लेशाधिकं तांश्च भवांतरेषु ॥ ६ ॥

अध्यात्मकल्पद्रुम, अ० ७, श्लो० ११.

શાસ્ત્રાભ્યાસ, ધર્માનુષ્ઠાન, તપસ્યા શમ, વિગેરે વિગેરે અનેક ધર્મો અથવા ધર્મ કાર્યો માયા સાથે આચરે છે તેથી તું, તારા શરીરને કલેશ થવા ઉપરાંત, ભવાંતરને વિષે બીજું કાંઈ પણ ફળ મેળવવાનો નથી અને તે ધર્મ વિગેરે પણ તને ભવાંતરમાં મળવાનાં નથી. ૬.

कौटिल्यपटवः पापा मायया बकवृत्तयः ।
भुवनं वञ्चयमाना वञ्चयन्ते स्वमेव हि ॥ ७ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० १६.

માયાવડે બગલાની જેવા આચરણવાળા અને કુટિલતામાં હુશિયાર એવા પાપી મનુષ્યો જગત્‌ને ઠગતા છતાં ખરી રીતે પોતાના આત્માને જ ઠગે છે. ૭.

शीलव्रतो यमतपःशमसंयुतोऽपि,
　　नात्राश्नुते निकृतिशल्यधरो मनुष्यः ।
आत्यंतिकीं श्रियमबाधसुखस्वरूपां,
　　शल्यान्वितो विविधधान्यधनेश्वरो वा ॥ ८ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ५८.

જેવી રીતે ચિંતાવાળો માણસ અનેક પ્રકારના ધન અને ધાન્યનો માલિક હોય છતાં તેનું સુખ નથી માણી શકતો તેજ

પ્રમાણે કપટ કરવાની ચિંતાવાળો માણસ બ્રહ્મચર્યવ્રતને ધારણ કરનાર હોય કે યમ, તપ અને શમથી સહિત હોય તો પણ, અવિનાશી નિરાબાધ મોક્ષના સુખનો સ્વાદ લઇ શકતો નથી. ૮.

दम्भेन व्रतमास्थाय, यो वाञ्छति परं पदम् ।
लोहनावं समारुह्य, सोऽब्धेः पारं यियासति ॥ ९ ॥

જે પુરૂષ દંભ–માયાથી વ્રત ગ્રહણ કરીને મોક્ષપદ મેળવવાને ઇચ્છે છે, તે પુરૂષ લોઢાના વહાણમાં આરૂઢ થઇ સમુદ્રનો પાર પામવાને ઇચ્છે છે એમ જાણવું. ૯.

किं व्रतेन तपोभिर्वा, दम्भश्चेन्न निराकृतः ।
किमादर्शेन किं दीपैर्यद्यान्ध्यं न दृशोर्गतम् ॥ १० ॥

જેમ નેત્રની અંધતા દૂર થઇ ન હોય તો અરિસાવડે કે દીવાવડે શું ફળ છે ? કાંઇજ નથી, તેમ જો દંભ–કપટને દૂર કર્યો ન હોય તો વ્રતવડે કે તપવડે શું ફળ છે ? ૧૦.

क्लेशार्जितं सुखकरं रमणीयमर्घ्यं,
धान्यं कृषीवलजनस्य शिखीव सर्वम् ।
भस्मीकरोति बहुधाऽपि जनस्य सत्यं,
मायाशिखी प्रचुरदोषकरः क्षणेन ॥ ११ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ५९.

જેવી રીતે અગ્નિ, દુઃખપૂર્વક ભેગા કરેલા, સુખને આપવાવાળો મનોહર અને મૂલ્યવાન એવા ખેડુતલોકના અનાજને બાળીને રાખ કરી નાખે છે, તે જ પ્રમાણે ઘણા દોષને કરવા

વાળો એવો માયારૂપી અગ્નિ પણ ઘણે ભાગે માણસના સત્યને બાળીને રાખ કરી નાખે છે. ૧૧.

કપટીનું લક્ષણઃ—

मुखं पद्मदलाकारं, वाचश्चन्द्रनशीतलाः ।
हृदयं कर्तरीभूतमेतद्धूर्तस्य लक्षणम् ॥ १२ ॥

प्रबन्धचिंतामणि, पृ० १५३, श्लो० १.

ધૂર્તનું એ લક્ષણ છે કે એનું મોઢું કમળના પત્ર જેવું સુન્દર, વાણી ચન્દનના જેવી શીતળ હોય છે પણ હૃદય કાતરના જેવું ક્રૂર હોય. ૧૨.

કપટી અને મચ્છરઃ—

प्राक् पादयोः पतति खादति पृष्ठमांसं,
कर्णे कलं किमपि रौति शनैर्विचित्रम् ।
छिद्रं निरुप्य सहसा प्रविशत्यशंकः,
सर्वं खलस्य चरितं मशकः करोति ॥ १३ ॥

हितोपदेश.

મચ્છરની માફક જ લુચ્ચો માણસ પણ—પહેલાં પગમાં પડે છે અને પછી પીઠનું માંસ ખાય છે (પોતાની પછવાડે નિંદા કરે છે), કાનમાં ધીમે ધીમે કંઇક વિચિત્ર પ્રકારનો મિઠો અવાજ કરે છે અને જો અવસર મળે કે તરતજ કોઇપણ પ્રકારની શંકા રાખ્યા વગર પેસી જાય છે. ૧૩.

માયાનું કડવું ફળઃ—

या छेदभेददमनांकनदाहदोह-
वातातपान्नजलरोधवधादिदोषा ।
मायावशेन मनुजो जननिंदनीयां,
तिर्यग्गतिं व्रजति तामतिदुःखपूर्णाम् ॥ १४ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ५४.

જે તિર્યંચગતિ છેદન, ભેદન, ઇંદ્રિય છેદન, ગરમી, દોહન, પવન, તડકો, અન્ન અને પાણીનો નિરોધ અને વધ વિગેરે દોષોવડે યુક્ત છે, એવી લોકોને નિંદવાલાયક અને અત્યંત દુઃખથી ભરેલી એવી ગતિને, માણસ કપટ કરવાથી પામે છે. ૧૪.

या मातृभ्रातृपितृबांधवमित्रपुत्र-
वस्त्राशनाभरणमंडनसौख्यहीनाः ।
दीनानना मलिननिंदितवेषरूपा
नारीषु तासु भवमेति नरो निकृत्या ॥ १५ ॥

सुभाषितरत्नसंदोह श्लो० ५७.

જે સ્ત્રીઓ માતાના સુખથી રહિત હોય, ભાઇના સુખથી રહિત હોય, પિતાના સુખ વગરની હોય, કુટુંબીના સુખ વગરની હોય, સખીના સુખ વગરની હોય, પુત્રના સુખથી હીન હોય, સુંદર કપડા વગરની હોય, પુરતું ખાવાનું ન મળતું હોય, ઘરેણા વગરની હોય કે શણગારના કોઇપણ સામાન વગરની હોય એવી દીન મુખવાળી, ગંદા વેષવાળી અને નિંદાયેલા રૂપવાળી હોય; એવી સ્ત્રીઓમાં કપટ કરવાથી માણસ જન્મ પામે છે. ૧૫.




## ઋજુતાઃ માયાના નાશનો ઉપાયઃ—

तदार्जवमहौषध्या, जगदानन्दहेतुना ।
जयेज्जगद्द्रोहकरीं, मायां विषधरीमिव ॥ १ ॥

योगशास्त्र, च० प्र०, श्लो० १७.

તેથી જગતનો દ્રોહ કરનારી સર્પિણી સમાન માયાને જગતના જીવોને આનંદના હેતુરૂપ એવી સરલતા રૂપી મહા ઔષધીવડે જીતવી. ૧.

## ઋજુતાનું સેવનઃ—

विश्वस्तानपि वञ्चयत्यनुदिनं मित्रे गुरौ बन्धुषु,
प्रायेणच्छलमीक्षते क्षणमपि द्रोहं विना दुस्थितः ।
जागर्ति स्वपिति प्रतारणधिया यां सेवयन्निस्त्रपो,
मायायाः प्रतिकूलमार्जवमरे तस्याः समासेव्यताम् ॥ २ ॥

संवेगद्रुमकन्दली, पृ० ३, श्लो० ८.

હે ચિત્ત! જે માયાને સેવનારો પુરૂષ નિર્લજ થઈને પ્રતિદિવસ વિશ્વાસુ માણસોને પણ છેતરે છે, પ્રાયે કરી પોતાના મિત્ર, ગુરૂ, બન્ધુઓમાં પણ છળની દૃષ્ટિથી જુવે છે, ક્ષણવાર

પણ દ્રોહ વિના રહી શકતો નથી, અને હંમેશા બીજાને છેતરવાની બુદ્ધિ રાખી જાગે છે અને સુવે છે, અર્થાત્ જાગતાં અને સુતાં પણ બીજાઓને છેતરવાનો જ વિચાર કર્યા કરે છે, તેવી માયાને પ્રતિકૂલ એવી સરલતા રાખવી જોઇએ, તેથી તું તેનું સેવન કર ! ૨.

**ઋજુતા મોક્ષનું મૂળઃ—**

नानार्जवो विशुध्यति, न धर्ममाराधयत्यशुद्धात्मा ।
धर्मादृते न मोक्षो मोक्षात्परं सुखं नान्यत् ॥ ३ ॥

प्रशमरति, श्लो० १७०.

ઋજુતા–સરળતા–વગરનો માણસ શુદ્ધ થઇ શકતો નથી, અશુદ્ધ આત્માવાળો માણસ ધર્મનું આરાધન કરતો નથી; ધર્મ વગર મોક્ષ મળતું નથી અને મોક્ષને છોડીને બીજું કોઇ સુખ નથી. ( એટલે આ બધાનું મૂળ ઋજુતા–સરળતા છે. ) ૩.





# ऋजुता ( ३६ )

ઋજુતાઃ માયાના નાશનો ઉપાયઃ—

तदार्जवमहौषध्या, जगदानन्दहेतुना ।
जयेज्जगद्द्रोहकरीं, मायां विषधरीमिव ॥ १ ॥

योगशास्त्र, च० प्र०, श्लो० १७.

તેથી જગતનો દ્રોહ કરનારી સર્પણી સમાન માયાને જગતના જીવોને આનંદના હેતુરૂપ એવી સરલતા રૂપી મહા ઔષધીવડે જીતવી. ૧.

ઋજુતાનું સેવનઃ—

विश्वस्तानपि वञ्चयत्यनुदिनं मित्रे गुरौ बन्धुषु,
प्रायेणच्छलमीक्षते क्षणमपि द्रोहं विना दुःस्थितः ।
जागर्ति स्वपिति प्रतारणधिया यां सेवयन्निस्त्रपो,
मायायाः प्रतिकूलमार्जवमरे तस्याः समासेव्यताम् ॥२॥

संवेगद्रुमकन्दली, पृ० ३, श्लो० ८.

હે ચિત્ત! જે માયાને સેવનારો પુરૂષ નિર્લજ્જ થઇને પ્રતિદિવસ વિશ્વાસુ માણુસોને પણુ છેતરે છે, પ્રાયે કરી પોતાના મિત્ર, ગુરૂ, બન્ધુઓમાં પણુ છળની દૃષ્ટિથી જુવે છે, ક્ષણુવાર

લોભ જ સંસારનો માર્ગ છે, લોભ જ મોક્ષમાર્ગને અટકાવનાર પર્વત સમાન છે, લોભ જ સર્વ દુઃખની ખાણ છે, લોભ જ સર્વ વ્યસનોનું મંદિર છે, લોભ જ શોકાદિકના મોટા મૂળ સમાન છે, લોભ જ ક્રોધરૂપી અગ્નિને દીપાવનાર વાયુ સમાન છે, લોભ જ માયારૂપી વેલડીને પલ્લવિત કરવામાં અમૃતની નીક સમાન છે, અને લોભ જ માનરૂપી મદોન્મત્ત હાથીને વધારે ગાંડો બનાવનાર મદિરા સમાન છે. ૩, ૪.

लोभात् क्रोधः प्रभवति, लोभात् कामः प्रजायते ।
लोभात् मोहश्च नाशश्च, लोभः पापस्य कारणम् ॥ ५ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० २७.

લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, લોભથી કામ ઉત્પન્ન થાય છે, લોભથી મોહ ઉત્પન્ન થાય છે અને લોભથી નાશ ( મૃત્યુ ) પ્રાપ્ત થાય છે, તેથી લોભ સર્વ પાપનું કારણ છે. ૫.

लोभः प्रतिष्ठा पापस्य, प्रसूतिर्लोभ एव च ।
द्वेषक्रोधादिजनको लोभः पापस्य कारणम् ॥ ६ ॥

પાપની પ્રતિષ્ઠા લોભ છે એટલે કે લોભ પાપનું સ્થાન છે, લોભ જ પાપને ઉત્પન્ન કરનાર છે, દ્વેષ અને ક્રોધ વિગેરેનો પિતા ( ઉત્પન્ન કરનાર ) પણ લોભ જ છે, અને લોભ સર્વ પાપનું કારણ છે. ૬.

आकरः सर्वदोषाणां, गुणग्रसनराक्षसः ।
कन्दो व्यसनवल्लीनां, लोभः सर्वार्थबाधकः ॥ ७ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० १८.

# लोभ (३७)

## લોભની નિંદા:—

सर्वेषामपि पापानां, निमित्तं लोभ एव हि ।
चातुर्गतिकसंसारे, भूयोभ्रमनिबन्धनम् ॥ १ ॥

धर्मपरीक्षा, पृ० ४६. ( आ. स. )*

લોભ જ સર્વ પાપનું કારણ છે, તથા ચાર ગતિરૂપ સંસારમાં વારંવાર ભ્રમણ કરણવાનું કારણ પણ લોભ જ છે.

स्थले चरेच्च बोहित्थं, शिलायामुदयेत्कजम् ।
लभेत्कं मृगतृष्णातस्तदा हि लोभतः सुखम् ॥ २ ॥

हिंगुलप्रकरण, लोभप्रक्रम, श्लो० १.

જો સ્થલપર વહાણુ ચાલે, પત્થરપર કમલ ઉગે, તથા ઝાંઝવાનાં પાણીમાંથી જો પાણી મલે, તોજ લોભથી સુખ મલે. ૨.

संसारसरणिर्लोभो लोभः शिवपथाचलः ।
सर्वदुःखखनिर्लोभो लोभो व्यसनमन्दिरम् ॥ ३ ॥
शोकादीनां महाकन्दो लोभः क्रोधानलानिलः ।
मायावल्लीसुधाकुल्या, मानमत्तेभवारुणी ॥ ४ ॥

योगसार, प्र० ५, श्लो० १६, १७.

---

૧ આ શબ્દ સંસ્કૃત ભાષાનો નથી પણ દેશ્ય ભાષાનો છે.

લોભ જ સંસારનો માર્ગ છે, લોભ જ મોક્ષમાર્ગને અટકાવનાર પર્વત સમાન છે, લોભ જ સર્વ દુઃખની ખાણ છે, લોભ જ સર્વ વ્યસનોનું મંદિર છે, લોભ જ શોકાદિકના મોટા મૂળ સમાન છે, લોભ જ ક્રોધરૂપી અગ્નિને દીપાવનાર વાયુ સમાન છે, લોભ જ માયારૂપી વેલડીને પલ્લવિત કરવામાં અમૃતની નીક સમાન છે, અને લોભ જ માનરૂપી મદોન્મત્ત હાથીને વધારે ગાંડો બનાવનાર મદિરા સમાન છે. ૩, ૪.

लोभात् क्रोधः प्रभवति, लोभात् कामः प्रजायते ।
लोभात् मोहश्च नाशश्च, लोभः पापस्य कारणम् ॥ ५ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० २७.

લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, લોભથી કામ ઉત્પન્ન થાય છે, લોભથી મોહ ઉત્પન્ન થાય છે અને લોભથી નાશ ( મૃત્યુ ) પ્રાપ્ત થાય છે, તેથી લોભ સર્વ પાપનું કારણ છે. ૫.

लोभः प्रतिष्ठा पापस्य, प्रसूतिर्लोभ एव च ।
द्वेषक्रोधादिजनको लोभः पापस्य कारणम् ॥ ६ ॥

પાપની પ્રતિષ્ઠા લોભ છે એટલે કે લોભ પાપનું સ્થાન છે, લોભ જ પાપને ઉત્પન્ન કરનાર છે, દ્વેષ અને ક્રોધ વિગેરેનો પિતા ( ઉત્પન્ન કરનાર ) પણ લોભ જ છે, અને લોભ સર્વ પાપનું કારણ છે. ૬.

आकरः सर्वदोषाणां, गुणग्रसनराक्षसः ।
कन्दो व्यसनवल्लीनां, लोभः सर्वार्थबाधकः ॥ ७ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० १८.

લોભ સર્વ દોષોની ખાણ સમાન છે, ગુણોને ગળી જવામાં રાક્ષસ સમાન છે, કષ્ટરૂપી વેલડીના મૂળસમાન છે, અને સર્વ પ્રકારના અર્થને બાધા કરનારો છે. ૭.

कलहकलभविन्ध्यः क्रोधगृध्रश्मशानं,
व्यसनभुजगरंध्रं द्वेषदस्युप्रदोषः ।
सुकृतवनदवाग्निर्मार्दवाम्भोदवायु—
र्नयनलिनतुषारोऽत्यर्थमर्थानुरागः ॥ ८ ॥

सिन्दूरप्रकरण, श्लो० ४२.

ધનને વિષે જે અત્યંત અનુરાગ ( પ્રીતિ ) છે, તે કલેશરૂપી હાથીને ઉત્પન્ન થવાનો વિંધ્ય પર્વત છે, ક્રોધરૂપી ગીધપક્ષીને ક્રીડા કરવા માટે શ્મશાન સમાન છે, દુઃખરૂપી સર્પને રહેવાના રાફડા સમાન છે, દ્વેષરૂપી ચોરને ફરવાની રાત્રિ સમાન છે, પુણ્યરૂપી વનને બાળી નાંખવામાં દાવાનળ સમાન છે, માર્દવરૂપી વાદળાંને વીખેરવામાં વાયુ સમાન છે, અને નીતિરૂપી કમળને બાળી નાંખવામાં હિમ સમાન છે. ૮.

## લોભની પ્રબળતાઃ—

अहो लोभस्य साम्राज्य-मेकच्छत्रं महीतले ।
तरवोऽपि निधिं प्राप्य, पादैः प्रच्छादयन्ति यत् ॥९॥

योगशास्त्र, प्र० ४, श्लो० २१नी टीका, श्लो० २.

અહો ! આ પૃથ્વીપર લોભનું એક છત્રવાળું સામ્રાજ્ય કેવું છે ? કે જેથી વૃક્ષો પણ ધનના ભંડાર પામીને પોતાના મૂળીયાંવડે તેને ઢાંકી દે છે-છુપાવે છે. ૯.

प्राप्योपशान्तमोहत्वं, क्रोधादिविजये सति ।
लोभांशमात्रदोषेण, पतन्ति यतयोऽपि हि ॥ १० ॥

योगशास्त्र, प्र० ४, श्लो० २१नी टीका, श्लो० ७.

ઉપશાંત મોહ નામના અગ્યારમા ગુણ સ્થાનકને પામીને ત્યાં ક્રોધાદિકનો ( ક્રોધ, માન, માયાનો ) વિજય ( ઉપશમ ) કર્યા પછી તથા લોભના પણ કેટલાક અંશો ઉપશમાવ્યા પછી પણ, માત્ર લોભના અમુક અંશના દોષવડે, મુનિઓ પણ નીચે પડે છે. (પડતા પડતા છેક મિથ્યાત્વ ગુણસ્થાને આવી જાય છે.) ૧૦.

नानाकर्मविपाकपाकवसतां हा नारकाणां भवे,
मानाऽमानविचारमुक्तमनसां कामं तिरश्चां पुनः ।
मर्त्यानां शुभधर्मकर्मधरतां देवार्चनं कुर्वतां,
लेखानां खलु दुर्जयो हि सततं लोभो जगद्व्यापकः ॥११ ॥

हिंगुलप्रकरण, लोभप्रक्रम, श्लो० ५.

હા ! નાના પ્રકારના કર્મોના વિપાકરૂપી પાકમાં વસતા એવા નારકીઓના ભવમાં, તથા માન અને અમાનના વિચારથી રહિત છે મન જેમના એવા તિર્યંચોના ભવમાં, તથા શુભ ધર્મ કાર્યોને ધારણ કરતા એવા મનુષ્યોના ભવમાં અને દેવ-પૂજા કરતા એવા દેવોના ભવમાં પણ, જગતને વ્યાપી રહેલો એવો લોભ ખરેખર, હમેશાં દુઃખે કરીને જીતાય તેવો છે. ૧૧.

---

૧ લેખ શબ્દનો અર્થ દેવતા થાય છે.

## લોભ અને સાપઃ—

सर्पोऽनिष्टोऽथवा लोभो द्वयोर्लोभस्त्वनिष्टकः ।
दशेच्च मर्दितः सर्पो लोभो दशति सर्वदा ॥ १२ ॥

हिंगुलप्रकरण, लोभप्रक्रम, श्लो० २.

સર્પ દુઃખદાઇ કે લોભ દુઃખદાઇ ? ( એમ જો સવાલ પૂછવામાં આવે તો ) બન્નેમાંથી લોભ દુઃખદાઇ છે. કેમકે સર્પને જો દાબવામાં આવે તો જ તે કરડે છે, પણ લોભ તો હંમેશાં ડંખ્યા કરે છે. ૧૨.

## લોભ અને અગ્નિઃ—

शीतो रविर्भवति शीतरुचिः प्रतापी,
स्तब्धं नभो जलनिधिः सरिदंबुतृप्तः ।
स्थायी मरुच्च दहनोऽदहनोऽपि जातु,
लोभानलस्तु न कदाचिददाहकः स्यात् ॥ १३ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ६३.

કદાચ સૂર્ય ઠંડો થઇ જાય, ચંદ્રમા ગરમ થઇ જાય, આકાશ સ્તબ્ધ થઇ જાય, સમુદ્ર સરિતાઓનાં પાણીથી સંતુષ્ટ થઇ જાય, પવન સ્થીર બની જાય અને અગ્નિ શાંત બની જાય; છતાં પણ લોભરૂપી અગ્નિ કદીપણ પોતાની ( હૃદયને ) બાળવાની ક્રિયાને છોડતો નથી. ૧૩.

लब्धेंधनज्वलनवत् क्षणतोऽपि वृद्धिं,
लाभेन लोभदहनः समुपैति जंतोः ।

विद्याऽऽगमव्रततपःशमसंयमादीन्,
भस्मीकरोति यमिनां स पुनः प्रवृद्धः ॥ १४ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ६४.

જેમ લાકડા નાખવાથી અગ્નિ ક્ષણભરમાં વૃદ્ધિ પામે છે, તેવીજ રીતે પ્રાણીનો લોભરૂપી અગ્નિ લાભરૂપી ઇંધણથી વૃદ્ધિ પામે છે: વળી જો એ વધારે જોરદાર બને તો સંયમશીલ મનુષ્યોનાં જ્ઞાન, શાસ્ત્ર, વ્રત, તપ, શમ અને સંયમને બાળીને ભસ્મ કરી નાખે છે. ૧૪.

**લોભની અમર્યાદા:—**

न सहस्राद्भवेत्तुष्टिर्न लक्षान्न च कोटिभिः ।
न राज्यान्न च देवत्वान्नेन्द्रत्वादपि देहिनाम् ॥ १५ ॥

उत्तराध्यनसूत्र, पृ० २१२. (वि. ध. ल.) ❀

મનુષ્યને હજારથી તૃપ્તિ થતી નથી, લાખથી સંતોષ થતો નથી, કરોડથી પણ સંતોષ થતો નથી, રાજ્ય મળવાથી સંતોષ થતો નથી, દેવપણું પ્રાપ્ત થવાથી સંતોષ થતો નથી, તથા ઇંદ્રપણું પ્રાપ્ત થયા છતાં પણ સંતોષ થતો નથી. ૧૫.

आकांक्षितानि जन्तूनां, संपद्यन्ते यथा यथा ।
तथा तथा विशेषाप्तौ, मनो भवति दुःखितम् ॥ १६ ॥

श्राद्धविधि, पृ० १००.

પ્રાણીઓને જેમ જેમ ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય છે, તેમ તેમ વધારે વધારે પ્રાપ્ત કરવાની ભાવનામાં તેનું મન દુ:ખી થાય છે. ૧૬.

धनहीनः शतमेकं, सहस्रं शतवानपि ।
सहस्राधिपतिर्लक्षं, कोटिं लक्षेश्वरोऽपि च ॥ १७ ॥
कोटीश्वरो नरेन्द्रत्वं, नरेन्द्रश्चक्रवर्तिताम् ।
चक्रवर्ती च देवत्वं, देवोऽपीन्द्रत्वमिच्छति ॥१८॥
इन्द्रत्वेऽपि हि संप्राप्ते, यदिच्छा न निवर्तते ।
मूले लघीयांस्तल्लोभः, शराव इव वर्धते ॥ १९ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० १९, २०, २१.

ધન રહિત પુરૂષ સોની ઇચ્છા કરે છે, સો રૂપીયાવાળો હજારની ઇચ્છા કરે છે, હજાર રૂપીયાનો સ્વામી લાખને ઇચ્છે છે અને લાખ રૂપીયાનો સ્વામી કરોડ રૂપીયાની ઇચ્છા રાખે છે. કોટી ધનનો સ્વામી રાજા થવાને ઇચ્છે છે, રાજા થયો હોય તો તે ચક્રવર્તી થવા ઇચ્છે છે, ચક્રવર્તી થાય તો તે દેવપણાને-દેવ થવાને-ઇચ્છે છે, અને દેવ થયો હોય તો તે ઇંદ્રપણાને ઇચ્છે છે-ઇંદ્ર થવાની ઇચ્છા કરે છે. ઇંદ્રપણું પ્રાપ્ત થયા છતાં પણ ઇચ્છાની નિવૃત્તિ થતી નથી-સંતોષ થતો નથી, તેથી કરીને એમ જણાય છે કે--શરાવળા-શમપાત્ર-ની જેવો લોભ મૂળમાં નાનો હોય છતાં અનુક્રમે (જેમ જેમ એનું પોષણ થતું જાય તેમ તેમ) વૃદ્ધિ પામતો જાય છે. ૧૭, ૧૮, ૧૯.

इच्छति शती सहस्रं, सहस्री लक्षमीहते ।
लक्षाधिपस्ततो राज्यं, राज्याच्च स्वर्गमीहते ॥ २० ॥

जैनपंचतंत्र, पृ० २८१, श्लो० ६२.

સો રૂપીયાવાળો હજારને ઇચ્છે છે, હજારવાળો લાખને

ઇચ્છે છે, લાખનો સ્વામી રાજ્યને ઇચ્છે છે, અને રાજ્ય મળ્યા પછી સ્વર્ગને ઇચ્છે છે. ૨૦.

यथा लाभस्तथा लोभो लाभाल्लोभः प्रवर्धते ।
माषद्वयाश्रितं कार्यं, कोट्याऽपि न हि निष्ठितम् ॥२१॥

त्रिषष्टी०, पर्व १, स० ३, श्लो० ६.

જેમ જેમ લાભ મળે તેમ તેમ લોભ થાય છે, લાભથી લોભ વૃદ્ધિ પામે છે. જેમકે કપિલ મુનિનું બે માષના આશ્રયવાળું કાર્ય કોટિ સુવર્ણથી પણ સમાપ્ત થયું નહીં. ૨૧.

## લોભીની દુર્દશા:—

वर्धस्व जीव जय नंद विभो चिरं त्व-
मित्यादिचाटुवचनानि विभाषमाणः ।
दीनाननो मलिननिंदितरूपधारी,
लोभाकुलो वितनुते सधनस्य सेवाम् ॥ २२ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ६६.

"હે માલિક! તમે આગળ વધો, જીવતા રહો, જયવંતા થાઓ, લાંબા વખત સુધી આનંદ પામો" વિગેરે ખુશામત ભર્યાં વચનો બોલતો, દીનમુખવાળો, મેલા અને નિંદાને યોગ્ય રૂપવાળો એવો લોભથી આકુળ થયેલો માણસ ધનવાનની સેવા કરે છે. ૨૨.

लोभाविष्टो नरो वित्तं, वीक्षते न स चापदम् ।
दुग्धं पश्यति मार्जारो यथा न लगुडाहतिम् ॥ २३ ॥

લોભથી વ્યાપ્ત થયેલો પુરૂષ ધનનેજ જુએ છે, પરંતુ તેથી આપત્તિ આવી પડશે તેને જોતો નથી. જેમકે બિલાડો દૂધને જુએ છે, પણ પોતાના પર લાકડીનો માર પડશે તે જોતો નથી. ૨૩.

न शान्ताऽन्तस्तृष्णा धनलवणवारिव्यतिकरैः,
क्षतच्छायः कायश्चिरविरसरुक्षाशनतया ।
अनिद्रामन्दाग्निर्नृपसलिलचौरानलभया-
त्कदर्याणां कष्टं स्फुटमधमकष्टादपि परम् ॥ २४ ॥

क्षेमेन्द्रकवि.

કૃપણ માણસની અંતઃકરણની તૃષ્ણા ધન, ભોજન અને જળના સમૂહવડે શાંત થતી નથી; તેના શરીરની કાંતિ, ઘણા કાળ સુધી નીરસ અને લુખા આહારથી ક્ષીણ થાય છે; તથા રાજા, પાણી, ચોર અને અગ્નિના ભયથી તેની નિદ્રા જતી રહે છે અને તેથી તેની પાચનશક્તિ મંદ થઇ જાય છે. અહો! કૃપણ માણસનું કષ્ટ અધમ માણસના કષ્ટથી પણ ઘણું મોટું છે. ૨૪.

## લોભીનું અકાર્યઃ—

लोभादेव नरा मूढा धनविद्याऽन्विता अपि ।
अकृत्येषु नियोज्यन्ते, भ्राम्यन्ते दुर्गमेष्वपि ॥ २५ ॥

जैनपंचतंत्र, पृ० २८१, श्लो० ६१.

ધન અને વિદ્યા સહિત છતાં પણ મૂઢ માણસો લોભથી જ અકાર્યમાં જોડાય છે-પ્રવર્તે છે અને દુર્ગમ એવા દેશોમાં ભમ્યા કરે છે. ૨૫.

मातरं पितरं पुत्रं, भ्रातरं वा सुहृत्तमम् ।
लोभाविष्टो नरो हन्ति, स्वामिनं वा सहोदरम् ॥२६॥

લોભથી વ્યાકુળ થયેલો પુરૂષ માતાને, પિતાને, પુત્રને, બંધુને, ઉત્તમ મિત્રને, સ્વામીને અને સહોદર ભાઇને પણ હણે છે. ૨૬.

आत्मानं धर्मकृत्यं च, पुत्रदारांश्च पीडयन् ।
लोभाढ्यः पितरौ भ्रातॄन्, स कृपण इति स्मृतः ॥२७॥

લોભી મનુષ્ય પોતાના આત્માને, ધર્મકૃત્યને, પુત્રને, સ્રીને, માતાપિતાને અને ભાઇઓને પીડા કરે છે તેથી તે કૃપણ કહેવાય છે. ૨૭.

जीवान्निहंति विविधं वितथं ब्रवीति,
स्तेयं तनोति भजते वनितां परस्य ।
गृह्णाति दुःखजननं धनमुग्रदोषं,
लोभग्रहस्य वशवर्तितया मनुष्यः ॥ २८ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ७५.

લોભરૂપી ગ્રહને આધીન થવાના કારણે માણસ જીવોનો સંહાર કરે છે, અનેક પ્રકારનાં અસત્યો બોલે છે, ચોરી કરે છે, પારકાની સ્રીઓની સેવા કરે છે અને દુઃખને ઉત્પન્ન કરનાર એવા અત્યંત દોષવાળા ધનને પણ ગ્રહણ કરે છે. (મતલબ કે લોભી માણસ હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ એ પાંચે પાપોને આદરે છે.) ૨૮.

## સાચો લોભી કોણ:—

दातारं कृपणं मन्ये, मृत्वाऽप्यर्थं न मुञ्चति ।
अदाता हि धनत्यागी, धनं हित्वा हि गच्छति ॥२९॥

હું દાતાર પુરૂષને જ કૃપણ માનું છું. કેમકે તે મરે તો પણ ધનને મૂકતો નથી, અર્થાત્ પરભવમાં પણ પુણ્યના પ્રભાવથી ધનને સાથે જ લઇ જાય છે, અને અદાતાર પુરૂષ ધનનો ત્યાગ કરે છે, કેમકે તે ધનનો ત્યાગ કરીને પરલોકમાં ખાલી હાથે જ જાય છે. ૨૯.

## લોભ કયાં કરવો:—

सुखाय धत्से यदि लोभमात्मनो
ज्ञानादिरत्नत्रितये विधेहि तत् ।
दुःखाय चेदत्र परत्र वा कृतिन्,
परिग्रहे तद्बहिरांतरेऽपि च ॥ ३० ॥

अध्यात्मकल्पद्रुम, अ० ७, श्लो० १२.

હે પંડિત ! જો તું તારા પોતાના સુખમાટે લોભ રાખતો હોય તો જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ત્રણ રત્નો મેળવવા માટે લોભ રાખ, અને જો આભવ અને પરભવમાં દુ:ખ મેળવવા માટે લોભ રાખતો હોય તો અંદરના અને બહારના પરિગ્રહ માટે લોભ રાખ. ૩૦.

લોભથી નુકસાનઃ—

सर्वविनाशाश्रयिणः, सर्वव्यसनैकराजमार्गस्य ।
लोभस्य को मुखगतः, क्षणमपि दुःखान्तरमुपेयात् ॥ ३१ ॥

प्रशमरति, श्लो० २९.

સર્વ વિનાશના આશ્રય–સ્થાનરૂપ અને સર્વ દુઃખના મુખ્ય માર્ગરૂપ લોભને વશ થએલો કયો માણુસ એક ક્ષણ પણ સુખને પામી શકે ? ૩૧.

त्रिलोक्यामपि ये दोषास्ते सर्वे लोभसंभवाः ।
गुणास्तथैव ये केऽपि, ते सर्वे लोभवर्जनात् ॥ ३२ ॥

योगसार, प्र० ५, श्लो० १८.

ત્રણ જગતમાં જેટલા દોષો છે તે સર્વે લોભથી જ ઉત્પન્ન થનારા છે, તે જ પ્રમાણે ત્રણ જગતમાં જે કોઇ ગુણો છે તે સર્વે લોભનો ત્યાગ કરવાથી જ ઉત્પન્ન થનારા છે. ૩૨.

लोभात्क्रोधः प्रभवति, लोभाद् द्रोहः प्रवर्धते ।
लोभान्मोहश्च माया च, मानो मत्सर एव च ॥ ३३ ॥

इतिहाससमुच्चय, अ० ११, श्लो० ३.

લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, લોભથી દ્રોહ વધે છે, અને લોભથી મોહ, માયા, માન અને મત્સર ( ઈર્ષ્યા ) એ સર્વ ઉત્પન્ન થાય છે. ૩૩.

चक्रेशकेशवहलायुधभूतितोऽपि,
संतोषमुक्तमनुजस्य न तृप्तिरस्ति ।

तृप्तिं विना न सुखमित्यवगम्य सम्यग्
लोभग्रहस्य वशिनो न भवंति धीराः ॥ ३४ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ७९.

સંતોષ વગરના માણસને ચક્રવર્તી, વાસુદેવ કે બલદેવની સંપત્તિથી પણ તૃપ્તિ થતી નથી. અને તૃપ્તિ વગર સુખ થતું નથી એમ સમજીને ધીર પુરૂષો લોભરૂપી ગ્રહને આધીન થતા નથી. ૩૪.

यद्दुर्गामटवीमटन्ति विकटं क्रामन्ति देशान्तरं,
गाहन्ते गहनं समुद्रमतनुक्लेशां कृषिं कुर्वते ।
सेवन्ते कृपणं पतिं गजघटासंघट्टदुसञ्चरं,
सर्प्पन्ति प्रधनं धनान्धितधियस्तल्लोभविस्फूर्जितम् ॥३५॥

सिंदूरप्रकरण, श्लो० ५७.

જેની બુદ્ધિ ધન મેળવવાના લોભથી અંધ થઇ હોય તેઓ જે દુર્ગમ અરણ્યમાં ભટકે છે, જે વિકટ દેશાન્તરોમાં જાય છે, જે ગહન સમુદ્રમાં પ્રવેશ કરે છે, જે ઘણા કલેશ-વાળી ખેતીને કરે છે, જે કૃપણ સ્વામીની સેવા કરે છે, તથા હાથીઓના સમૂહના સંઘટ્ટનથી અતિ દુષ્પ્રવેશ્ય એવા રણસં-ગ્રામમાં જે પેસે છે, તે સર્વ લોભનો જ વિલાસ છે. ૩૫.

लोभेन बुद्धिश्चलति, लोभो जनयते तृषाम् ।
तृषार्त्तो दुःखमाप्नोति, परत्रेह च मानवः ॥ ३६ ॥

हितोपदेश, मित्रलाभ, श्लो० १४०.

લોભથી બુદ્ધિ ચલાયમાન થાય છે, લોભ તૃષ્ણાને ઉત્પન્ન કરે છે, તૃષ્ણાથી પીડા પામતો જન આ લોક અને પરલોકમાં દુઃખ પામે છે. ૩૬.

संगात् संजायते गृद्धिर्गृद्धो वांछति संचयम् ।
संचयात् वर्धते लोभो लोभात्संसृतिवर्धनम् ॥ ३७ ॥

तत्वामृत, श्लो० २३४.

પરિગ્રહ કરવાથી લોલુપતા ઉત્પન્ન થાય છે; લોલુપ થયેલો માણસ ધનના સંચયની ઇચ્છા કરે છે; ધનના સંચયથી લોભ વધે છે; અને લોભથી સંસારની વૃદ્ધિ થાય છે. ૩૭.

લોભનું કડવું ફળઃ—

दुःखानि यानि नरकेष्वतिदुःसहानि,
तिर्यक्षु यानि मनुजेष्वमरेषु यानि ।
सर्वाणि तानि मनुजस्य भवन्ति लोभा-
दित्याकलय्य विनिहंति तमत्र धन्यः ॥ ३८ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ८०.

નરકગતિમાં, તિર્યંચગતિમાં, મનુષ્યગતિમાં કે દેવગતિમાં, જે કંઈ અત્યંત અસહ્ય દુઃખો છે તે બધાંય દુઃખો માણસને, લોભથી થાય છે એમ સમજીને જે માણસ તેનો નાશ કરે છે તે ભાગ્યશાળી છે. ૩૮.

यदधोऽधः क्षितो वित्तं, निचखान मितंपचः ।
तदधोनिलयं गन्तुं, चक्रे पन्थानमग्रतः ॥ ३९ ॥

हितोपदेश.

પરિમિત રાંધવાવાળો એટલે કે લોભીયો માણસ પોતાનું ધન જેમ જેમ ઉંડી જમીનમાં ડાટતો જાય છે તેમ તેમ નીચેના લોકમાં-નરકલોકમાં-જવાને માટે, પોતાના વાસ્તે, પહેલાંથી જ રસ્તો કરે છે. ૩૯.

## લોભનો ત્યાગઃ—

तृष्णावल्लिरियं नवैव विधिनाऽप्येतेन निष्पादिता,
छेत्तुं प्रक्रमिता किमप्यतितरां या केवलं वर्धते ।
तल्लोभस्य विजृंभितं स सकलक्लेशप्रसूतिस्ततो
मुक्तिर्मुक्तिवधूसमागमविधौ दूती समाराध्यताम् ॥४०॥

संवेगद्रुमकन्दली, पृ० ३, श्लो० ९.

આ વિધિએ ઉત્પન્ન કરેલી તૃષ્ણારૂપી વેલ, એક નવીન પ્રકારની જ છે કે જે વેલનો ઉચ્છેદ કરવા જતાં ઉલટી તે વધારે ને વધારે વધતી જાય છે. આમ જે થાય છે તે લોભનું જ કારણ છે. અને વળી એ લોભ જ સર્વ જાતના ક્લેશોને ઉત્પન્ન કરનારો છે. તેથી તેવા લોભથી જ મુક્તિ મેળવવી તે, મોક્ષ-રૂપી વધૂનો સમાગમ કરવામાં દૂતીનું કામ કરે છે. તેથી તું તેનું ( લોભના ત્યાગનું ) આરાધન કર ! ૪૦.





# आशा ( ३८ )

## આશાની નિંદા:—

आशैव राक्षसी पुंसामाशैव विषमञ्जरी ।
आशैव जीर्णमदिरा, धिगाशा सर्वदोषभूः ॥ १ ॥

योगशास्त्र, प्र० २, श्लो० ११५ नी टीका, श्लो० १९.

પુરૂષોને આશા જ રાક્ષસી છે, આશા જ વિષની મંજરી છે, અને આશા જ જીર્ણ મદિરા છે. માટે સર્વ દોષની પૃથ્વી સમાન આશાને ધિક્કાર છે. ૧.

## આશાની નિરર્થકતા:—

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं,
भास्वानुदेष्यति हसिष्यति पङ्कजश्रीः ।
एवं विचिन्तयति कोशगते द्विरेफे,
हा हंत हंत नलिनीं गज उज्जहार ॥ २ ॥

लटकमेलककाव्य ( भारवी ), स० २, श्लो० २८.

કોઇ ભ્રમર કમળમાં રહી મકરંદ પીતો હતો તેટલામાં સૂર્ય અસ્ત થવાથી કમળ બીડાઇ ગયું, અને તે ભ્રમર અંદર રહી ગયો, તે વખતે તે વિચાર કરે છે કે-હમણાંજ રાત્રિ જતી રહેશે, સુપ્રભાત થશે, સૂર્યદેવનો ઉદય થશે અને કમળની

લક્ષ્મી હસી ઉઠશે-કમળ વિકસ્વર થશે, આ પ્રમાણે કમળના કોશમાં રહેલો ભ્રમર વિચાર કરે છે, તેટલામાં કોઈ હાથીએ આવી તે કમળના છોંડવાને જ મૂળથી ઉખેડી નાંખ્યો. ( તેથી ભ્રમરનું છેવટ મરણ થયું, અને મનની આશા મનમાં જ રહી. ) ૨.

**આશાનો બંધઃ—**

अङ्गं गलितं पलितं मुण्डं, दशनविहीनं जातं तुण्डम् ।
वृद्धो याति गृहीत्वा दण्डं, तदपि न मुञ्चत्याशापिण्डम् ॥३॥

चर्पटमंजरी (शंकराचार्य ), श्लो० ४.

અંગના અવયવો શિથિલ થયા, મસ્તકપર પળીયાં આવ્યાં, મુખ દાંત રહિત થયું, આવી રીતનો વૃદ્ધ પુરૂષ હાથમાં લાકડી લઈને ચાલે છે, તો પણ તે આશારૂપી પિંડને-પોટલાને-મૂકતો નથી. ૩.

जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
धनाशा जीविताशा च, जीर्यतोऽपि न जीर्यति ॥ ४ ॥

हितोपदेश.

માણસ જેમ જેમ વૃદ્ધ થતો જાય તેમ તેમ તેના વાળ ઘસાતા થાય છે અને દાંત પણ ઘસાતા જાય છે. પરન્તુ ધન મેળવવાની આશા અને જીવવાની આશા એવી છે કે જે માણસ જીર્ણ થાય છતાં તે જીર્ણ થતી નથી. ૪.

दिनयामिन्यौ सायं प्रातः, शिशिरवसन्तौ पुनरायातः ।
कालः क्रीडति गच्छत्यायुः, तदपि न मुञ्चत्याशावायुः ॥५॥

मोहमुद्गल ( शंकराचार्य ), श्लो० १२.

દિવસ, રાત્રિ, સાયંકાળ, પ્રાતઃકાળ તથા શિશિર ઋતુ અને વસંત ઋતુ જાય છે અને પાછા ફરીને આવે છે. આ પ્રમાણે જવા આવવાની ક્રિયાવડે કાળ ક્રીડા કરે છે, પણ આયુષ્ય તો જાય જ છે–તે પાછું કદાપિ આવતું નથી. તોપણ હે જીવ! આશારૂપી વાયુ તને છોડતો નથી. ૫.

### આશાથી નુકસાનઃ—

आशादासस्तु यो जातो दासस्त्रिभुवनस्य सः ।
आशा दासीकृता येन, तस्य दास्ये जगत्त्रयी ॥ ६ ॥

श्राद्धविधि, पृ० १००. ॐ

જે મનુષ્ય આશાનો દાસ થયો હોય તે ત્રણ જગતનો દાસ થયો છે એમ જાણવું. તથા જે મનુષ્યે આશાને પોતાની દાસી બનાવી હોય તેને ત્રણ જગત્ દાસરૂપ બને છે. ૬.

संयोजितकरैः के के, प्रार्थ्यंते न स्पृहावहैः ।
अमात्रज्ञानपात्रस्य, निःस्पृहस्य तृणं जगत् ॥ ७ ॥

ज्ञानसार, निःस्पृहाष्टक, श्लो० २.

આશાવાળા પુરૂષો બે હાથ ભેગા કરીને–પગે લાગીને-કોની કોની પાસે ભીખ નથી માગતા? (દરેક પાસે હાથ લંબાવે છે.) અને જે માણસ આશા વગરનો હોઇ અનંત જ્ઞાનનું ભાજન હોય છે તેને માટે તો આખું જગત્ પણ તણખલા સમાન જ છે. ૭.

स्पृहावन्तो विलोक्यन्ते, लघवस्तृणतूलवत् ।
महाश्चर्यं तथाप्येते, मज्जंति भववारिधौ ॥ ८ ॥

ज्ञानसार, निःस्पृहाष्टक, श्लो० ५.

આશાવાળા માણસો ઘાસનાં જેવા કે રૂના જેવા હલકા ( કોઈ પણ જાતની મહત્તા વગરના ) દેખાય છે. અને આમ છતાંય તેઓ સંસારરૂપી સમુદ્રમાં ડુબી જાય છે તે ખરેખર, આશ્ચર્યની વાત છે. ૮.

आशायाः ये दासास्ते दासाः सर्वलोकस्य ।
आशा दासी येषां, तेषां दासायते लोकः ॥ ९ ॥

જે માણસો આશાના ગુલામ છે તે સમગ્ર દુનીયાના ગુલામ છે અને જે લોકોએ આશાને પોતાની દાસી બનાવી છે તે લોકોને માટે આખી દુનીયા સેવક સમાન છે. ૯.

आशा हि लोकान् बध्नाति, कर्मणा बहुचिंतया ।
आयुःक्षयं न जानासि, तस्माज्जागृत जागृत ॥ १० ॥

योगवासिष्ठ, मुमुक्षु प्र०, श्लो० ३५.

ખરેખર આશા માણસોને, બહુ ચિંતા કરવાના કારણે, કર્મથી બાંધે છે. ( અને બીજી તરફ ) આયુષ્યનો ક્ષય થતો જાય છે તેની તને ખબર નથી. એટલા માટે હે લોકો, જાગો જાગો ! ૧૦.

वित्ताशया खनति भूमितलं सतृष्णो
धातून् गिरेर्धमति धावति भूमिपाग्रे ।

देशान्तराणि विविधानि विगाहते च,
पुण्यं विना न च नरो लभते स तृप्तिम् ॥११॥

सुभाषितरत्नसंदोह, श्लो० ६५.

લક્ષ્મીની આશાથી મનુષ્ય પૃથ્વીના તળને ખોદે છે, પર્વતની ધાતુઓને તૃષ્ણાવન્ત થઈને તપાવે છે, રાજાઓની આગળ દોડે છે, દેશાન્તરમાં જુદે જુદે ઠેકાણે ફરે છે, પરન્તુ પુણ્ય વિના મનુષ્ય કંઈ પણ શાંતિ મેળવતો નથી. ૧૧.

આશાનો જય:—

ते धन्याः पुण्यभाजस्ते, तैस्तीर्णः क्लेशसागरः ।
जगत्संमोहजननी, यैराशाशीविषी जिता ॥ १२ ॥

योगशास्त्र, प्र० २, श्लो० २०.

જેઓએ જગતને મોહ ઉત્પન્ન કરનારી આશારૂપી નાગણને જીતી છે, તે જ પુરૂષો ધન્ય છે, તે જ પુણ્યશાળી છે, અને તેઓ જ ક્લેશરૂપી સમુદ્રને તરી ગયા છે એમ જાણવું. ૧૨.

निःकाशनीया विदुषा, स्पृहा चित्तगृहाद्बहिः ।
अनात्मरतिचांडालीसंगमंगीकरोति या ॥ १३ ॥

ज्ञानसार, निःस्पृहाष्टक, श्लो० ४.

વિદ્વાન્ પુરુષે પોતાના ચિત્તરૂપી ઘરમાંથી આશાને હાંકી કાઢવી જોઇએ. કે જે આશા, આત્મા સિવાયના બીજા પૌદ્ગલિક પદાર્થો સાથેની પ્રીતિરૂપી ચંડાળ સ્ત્રીનો સંગ કરે છે ૧૩.

छिंदन्ति ज्ञानदात्रेण, स्पृहाविषलतां बुधाः ।
मुखशोषं च मूर्च्छां च, दैन्यं यच्छति यत्फलम् ॥१४॥

ज्ञानसार, निःस्पृहाष्टक, श्लो० ३.

જે આશારૂપી વિષની વેલડી મુખશોષ કરે છે, મમત્વબુદ્ધિને અને દીનતાને આપે છે તેને, પંડિત પુરૂષો, જ્ઞાનરૂપી દાતરડાથી ઉખેડી નાખે છે. ૧૪.

આશાના જયનું ફળઃ—

भूशय्या भैक्षमशनं, जीर्णं वासो वनं गृहम् ।
तथाऽपि निःस्पृहस्याहो चक्रिणोऽप्यधिकं सुखम् ॥१५॥

ज्ञानसार, निःस्पृहाष्टक, श्लो० ७.

( સાધુ પુરૂષને ) જમીનને જ પથારી માનવાની છે, ભિક્ષા માગીને પેટ ભરવાનું છે, ફાટેલાં તૂટેલાં વસ્ત્રો પહેરવાનાં છે, અને અરણ્યને જ ઘર માનવાનું છે. છતાં એ કોઇ પણ જાતની આશાથી વેગળો હોવાના કારણે, એનું સુખ, ચક્રવર્તિના સુખથી પણ વિશેષ છે. ૧૫.

तेनाधीतं श्रुतं तेन, तेन सर्वमनुष्ठितम् ।
येनाशा पृष्ठतः कृत्वा, नैराश्यमवलंबितम् ॥ १६ ॥

हितापदेश.

તે જ માણસે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે, તે જ માણસે શાસ્ત્રનું શ્રવણ કર્યું છે અને તે જ માણસે બધા ધર્મનું આચરણ કર્યું છે કે જેણે આશાને અળગી કરીને આશારહિતપણાનો આશ્રય લીધો છે. ૧૬.

## तृष्णा ( ३९ )

### તૃષ્ણાનાં સ્થાનઃ—

धनेषु जीवितव्येषु, स्त्रीषु चाहारकर्मसु ।
अतृप्ताः प्राणिनः सर्वे, याता यास्यन्ति यान्ति च ॥१॥

सूक्तमुक्तावलि, पृ० १५५, श्लो० १३. ( हि. हं. )*

ધન, જીવિત, સ્ત્રી અને આહાર આ ચારને વિષે સર્વે પ્રાણીઓ સંતૃષ્ટ થયા વગર જ ગયા છે, જશે અને જાય છે. આ ચારને વિષે સર્વને તૃષ્ણા હોય જ છે. ૧.

### તૃષ્ણાની નિરર્થકતાઃ—

उत्खातं निधिशंकया क्षितितलं ध्माता गिरेर्धातवो
निस्तीर्णः सरितां पतिर्नृपतयो यत्नेन संतोषिताः ।
मन्त्राराधनतत्परेण मनसा नीताः स्मशाने निशाः,
प्राप्तः काणवराटकोऽपि न मया तृष्णेऽधुना मुंच माम् ॥२॥

वैराग्यशतक ( भर्तृहरि ), श्लो० ३.

મેં ખજાનો મળવાની શંકા—આશા—થી પૃથ્વીતળ ખોદ્યું, પર્વતની ધાતુઓ શોધી, સમુદ્ર ઓળંગ્યો, રાજાઓને પ્રયત્નથી—તેમની સેવા કરી—સંતુષ્ટ કર્યા, તથા મંત્રનું આરાધન કરવામાં

તત્પર થયેલા મન વડે સ્મશાનમાં રાત્રિઓ નિર્ગમન કરી, તો પણ મને એક કાણી કોડી પણ પ્રાપ્ત થઇ નહીં. તો હે તૃષ્ણા ! હવે તો તું મને મૂકી દે. ૨.

को वा वित्तं समादाय, परलोकं गतः पुमान् ।
येन तृष्णाग्निसंतप्तः, कर्म बध्नाति दारुणम् ॥ ३ ॥

तत्वामृत, श्लो० २४०.

ભલા કયો એવો માણસ છે કે જે ધનને સાથે લઈને પરલોકમાં ગયો ? કે જેથી તૃષ્ણારૂપી અગ્નિથી સંતપ્ત થયેલો એવો તે ભયંકર એવા કર્મને બાંધે છે. ૩.

स्वभावलाभात् किमपि, प्राप्तव्यं नावशिष्यते ।
इत्यात्मैश्वर्यसंपन्नो निःस्पृहो जायते मुनिः ॥ ४ ॥

ज्ञानसार, निःस्पृहाष्टक, श्लो० १.

પોતાના સ્વભાવ ( આત્મસ્વરૂપ ) ને પ્રાપ્ત કરવા ઉપરાંત કોઇપણ વસ્તુ પ્રાપ્ત કરવાની બાકી રહેતી નથી, એટલા માટે પોતાની આત્મલક્ષ્મીથી યુક્ત થયેલો મુનિ તૃષ્ણા રહીત થાય છે. ( એટલે કે આત્મલાભ થયા પછી આશા નકામી છે ) ૪.

## તૃષ્ણાનું અમરપણું:—

यौवनं जरया ग्रस्तं, शरीरं व्याधिपीडितम् ।
मृत्युराकाङ्क्षति प्राणांस्तृष्णैका निरुपद्रवा ॥ ५ ॥

श्राद्धप्रतिक्रमणवृत्ति, पृ० ७५. ( दे. ला. )*

યૌવન વયને વૃદ્ધાવસ્થાએ રૂંધ્યું છે, શરીર વ્યાધિથી પીડા પામે છે, અને મૃત્યુ પ્રાણોને ઇચ્છે છે (આ બધા વચ્ચે) એક તૃષ્ણા જ માત્ર ઉપદ્રવ રહિત-જેવી હતી તેવીને તેવી જ છે. ૫.

यौवनं जरया ग्रस्त-मारोग्यं व्याधिभिर्हतम् ।
जीवितं मृत्युरभ्येति, तृष्णैका निरूपद्रवा ॥ ६ ॥

યુવાવસ્થા વૃદ્ધાવસ્થાથી વ્યાપ્ત છે એટલે કે યુવાવસ્થાને નાશ કરનાર વૃદ્ધાવસ્થા છે, નીરોગીપણું વ્યાધિથી હણાય છે, મૃત્યુ જીવિત પ્રત્યે આવે છે એટલે મૃત્યુ જીવિતનો નાશ કરે છે. માત્ર એક તૃષ્ણાજ ઉપદ્રવ રહિત છે અર્થાત્ તૃષ્ણાનો નાશ કરનાર કોઇ પણ નથી. ૬.

गतं तत् तारुण्यं तरुणीहृदयानन्दजनकं,
विशीर्णा दन्तालिर्निजगतिरहो ! यष्टिशरणा ।
जडीभूता दृष्टिः श्रवणरहितं श्रोत्रयुगलं,
मनो मे निर्लज्जं तदपि विषयेभ्यः स्पृहयति ॥ ७ ॥

સ્ત્રીઓના હૃદયને આનંદ આપનારૂં મારૂં તે યૌવન જતું રહ્યું છે, મારા દાંતની શ્રેણિ પડી ગઈ છે, અહો ! મારી ગતિ પણ યષ્ટિનું શરણુ કરે છે-ચાલતાં હાથમાં લાકડી રાખવી પડે છે, મારી દૃષ્ટિ જડ-અંધ જેવી થઇ છે, તથા બે કાનવડે કાંઇ સંભળાતું નથી. તો પણ મારૂં નિર્લજ્જ મન તો વિષયોની જ સ્પૃહા કરે છે. ૭.

वलिभिर्मुखमाक्रान्तं, पलितैरङ्कितं शिरः ।
गात्राणि शिथिलायन्ते, तृष्णैका तरुणायते ॥ ८ ॥

वैराग्यशतक ( भर्तृहरि ), श्लो० ८.

વળિયાં–કરચલી–વડે મુખ વ્યાપ્ત થયું છે, પળિયાંવડે મસ્તક વ્યાપ્ત થયું છે, અને સર્વ અવયવો શિથિલ થયા છે, માત્ર એક તૃષ્ણા જ જુવાન જેવી છે–તૃષ્ણા જ વૃદ્ધિ પામે છે. ૮.

जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
जीर्यतः चक्षुषी श्रोत्रे, तृष्णैका तु न जीर्यति ॥ ९ ॥

जैनपंचतंत्र, पृ० २८१, श्लो० ६३.

વૃદ્ધ મનુષ્યના કેશો જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના દાંત જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના નેત્રો અને કાન પણ જીર્ણ થાય છે, પરંતુ એક તૃષ્ણા જ જીર્ણ થતી નથી. ૯.

### તૃષ્ણાની મર્યાદાઃ—

अतितृष्णा न कर्तव्या, तृष्णां नैव परित्यजेत् ।
अतितृष्णाभिभूतस्य, शिखा भवति मस्तके ॥ १० ॥

जैनपंचतंत्र, पृ० १३८, श्लो० ५९.

અતિ તૃષ્ણા કરવી નહીં, તેમ જ સર્વથા તૃષ્ણાનો ત્યાગ પણ કરવો નહીં. કેમકે અતિ તૃષ્ણાથી પરાભવ પામેલા મનુષ્યના મસ્તકપર શિખા થાય છે. ૧૦.

### તૃષ્ણાવાળા લેખકની સ્થિતિઃ—

चक्षुःक्षयं प्रचुररोगशरीरबाधा-
श्वेतोऽभिघातगतिभंगममन्यमानः ।

संकृत्य पत्रनिचयं च मषीं विमर्द्य,
तृष्णातुरो लिखति लेखकतामुपेतः ॥ ११ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ६७.

તૃષ્ણાથી આતુર થયેલો માણુસ જો લેખકપણાને પામેલો હોય તો તે કાગળોનો સમૂહ ભેગો કરીને અને શ્યાહીને ઘુંટીને ( લખવાના કામમાં મગ્ન બનીને ) આંખોના નાશને, અનેક પ્રકારના રોગો અને શરીરની બીજી હરકતોને, ચિત્તની અસ્થિરતાને અને ગતિના નાશ એટલે કે આખો દિવસ હાલ્યા ચાલ્યા વગર બેસી રહેવું પડે તેને–પણ ગણકારતો નથી ૧૧.

**તૃષ્ણાથી નુકસાનઃ—**

भुक्त्वाऽप्यनंतशो भोगान्, देवलोके यथेप्सितान् ।
यो हि तृप्तिं न संप्राप्तः, स किं प्राप्स्यति सांप्रतम् ? ॥१२॥

तत्वामृत, श्लो० ७६.

જે પ્રાણી દેવલોકમાં પોતાને મનગમતા અનંત ભોગોને ભોગવીને પણ સંતુષ્ટ ન થયો તેને અત્યારે તૃપ્તિ કેવી રીતે થશે ? ૧૨.

हृदयं दह्यतेऽत्यर्थं, तृष्णाऽग्निपरितापितम् ।
न शक्यं शमनं कर्तुं, विना संतोषवारिणा ॥ १३ ॥

तत्वामृत, श्लो० २४७.

તૃષ્ણારૂપી અગ્નિથી વ્યાપ્ત થયેલું એવું હૃદય ઘણું જ

વળિયાં-કરચલી-વડે મુખ વ્યાસ થયું છે, પળિયાંવડે મસ્તક વ્યાપ્ત થયું છે, અને સર્વ અવયવો શિથિલ થયા છે, માત્ર એક તૃષ્ણા જ જુવાન જેવી છે-તૃષ્ણા જ વૃદ્ધિ પામે છે. ૮.

जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
जीर्यतः चक्षुषी श्रोत्रे, तृष्णैका तु न जीर्यति ॥ ९ ॥

जैनपंचतंत्र, पृ० २८१, श्लो० ६३.

વૃદ્ધ મનુષ્યના કેશો જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના દાંત જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના નેત્રો અને કાન પણ જીર્ણ થાય છે, પરંતુ એક તૃષ્ણા જ જીર્ણ થતી નથી. ૯.

### તૃષ્ણાની મર્યાદાઃ—

अतितृष्णा न कर्तव्या, तृष्णां नैव परित्यजेत् ।
अतितृष्णाभिभूतस्य, शिखा भवति मस्तके ॥ १० ॥

जैनपंचतंत्र, पृ० १३८, श्लो० ५९.

અતિ તૃષ્ણા કરવી નહીં, તેમ જ સર્વથા તૃષ્ણાનો ત્યાગ પણ કરવો નહીં. કેમકે અતિ તૃષ્ણાથી પરાભવ પામેલા મનુષ્યના મસ્તકપર શિખા થાય છે. ૧૦.

### તૃષ્ણાવાળા લેખકની સ્થિતિઃ—

चक्षुःक्षयं प्रचुररोगशरीरबाधा-
श्वेतोऽभिघातगतिभंगममन्यमानः ।

संकृत्य पत्रनिचयं च मषीं विमर्द्य,
तृष्णातुरो लिखति लेखकतामुपेतः ॥ ११ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ६७.

તૃષ્ણાથી આતુર થયેલો માણુસ જો લેખકપણાને પામેલો હોય તો તે કાગળોનો સમૂહ ભેગો કરીને અને શ્યાહીને ઘુંટીને ( લખવાના કામમાં મગ્ન બનીને ) આંખોના નાશને, અનેક પ્રકારના રોગો અને શરીરની બીજી હરકતોને, ચિત્તની અસ્થિરતાને અને ગતિના નાશ એટલે કે આખો દિવસ હાલ્યા ચાલ્યા વગર બેસી રહેવું પડે તેને—પણ ગણકારતો નથી ૧૧.

**તૃષ્ણાથી નુકસાનઃ—**

भुक्त्वाऽप्यनंतशो भोगान्, देवलोके यथेप्सितान् ।
यो हि तृप्तिं न संप्राप्तः, स किं प्राप्स्यति सांप्रतम् ? ॥१२॥

तत्वामृत, श्लो० ७६.

જે પ્રાણી દેવલોકમાં પોતાને મનગમતા અનંત ભોગોને ભોગવીને પણ સંતુષ્ટ ન થયો તેને અત્યારે તૃપ્તિ કેવી રીતે થશે ? ૧૨.

हृदयं दह्यतेऽत्यर्थं, तृष्णाऽग्निपरितापितम् ।
न शक्यं शमनं कर्तुं, विना संतोषवारिणा ॥ १३ ॥

तत्वामृत, श्लो० २४७.

તૃષ્ણારૂપી અગ્નિથી વ્યાપ્ત થયેલું એવું હૃદય ઘણું જ

વળિયાં—કરચલી—વડે મુખ વ્યાપ્ત થયું છે, પળિયાંવડે મસ્તક વ્યાપ્ત થયું છે, અને સર્વ અવયવો શિથિલ થયા છે, માત્ર એક તૃષ્ણા જ તરુવાન બની છે—તૃષ્ણા જ વૃદ્ધિ પામે છે. ૮.

जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
जीर्यतः चक्षुषी श्रोत्रे, तृष्णैका तु न जीर्यति ॥ ९ ॥

जैनपंचतंत्र, पृ० २८१, श्लो० ६३.

વૃદ્ધ મનુષ્યના કેશો જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના દાંત જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના નેત્રો અને કાન પણ જીર્ણ થાય છે, પરંતુ એક તૃષ્ણા જ જીર્ણ થતી નથી. ૯.

તૃષ્ણાની મર્યાદા:—

अतितृष्णा न कर्तव्या, तृष्णां नैव परित्यजेत् ।
अतितृष्णाभिभूतस्य, शिखा भवति मस्तके ॥ १० ॥

जैनपंचतंत्र, पृ० १३८, श्लो० ५१.

અતિ તૃષ્ણા કરવી નહીં, તેમ જ સર્વથા તૃષ્ણાનો ત્યાગ પણ કરવો નહીં. કેમકે અતિ તૃષ્ણાથી પરાભવ પામેલા મનુષ્યના મસ્તકપર શિખા થાય છે. ૧૦.

તૃષ્ણાવાળા લોકની સ્થિતિ:—

चक्षुःक्षयं प्रचुररोगशरीरबाधा—
श्रोतोऽभिघातगतिभंगगमन्यमानः ।

संकृत्य पत्रनिचयं च मषीं विमर्द्य,
तृष्णातुरो लिखति लेखकतामुपेतः ॥ ११ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ६७.

તૃષ્ણાથી આતુર થયેલો માણુસ જો લેખકપણાને પામેલો હોય તો તે કાગળોનો સમૂહ ભેગો કરીને અને શ્યાહીને ઘુંટીને ( લખવાના કામમાં મગ્ન બનીને ) આંખોના નાશને, અનેક પ્રકારના રોગો અને શરીરની બીજી હરકતોને, ચિત્તની અસ્થિરતાને અને ગતિના નાશ એટલે કે આખો દિવસ હાલ્યા ચાલ્યા વગર બેસી રહેવું પડે તેને–પણ ગણકારતો નથી ૧૧.

**તૃષ્ણાથી નુકસાનઃ—**

भुक्त्वाऽप्यनंतशो भोगान्, देवलोके यथेप्सितान् ।
यो हि तृप्तिं न संप्राप्तः, स किं प्राप्स्यति सांप्रतम् ? ॥१२॥

तत्वामृत, श्लो० ७६.

જે પ્રાણી દેવલોકમાં પોતાને મનગમતા અનંત ભોગોને ભોગવીને પણ સંતુષ્ટ ન થયો તેને અત્યારે તૃપ્તિ કેવી રીતે થશે ? ૧૨.

हृदयं दह्यतेऽत्यर्थं, तृष्णाऽग्निपरितापितम् ।
न शक्यं शमनं कर्तुं, विना संतोषवारिणा ॥ १३ ॥

तत्वामृत, श्लो० २४७.

તૃષ્ણારૂપી અગ્નિથી વ્યાપ્ત થયેલું એવું હૃદય ઘણું જ

વળિયાં—કરચલી—વડે મુખ વ્યાપ્ત થયું છે, પળિયાંવડે મસ્તક વ્યાપ્ત થયું છે, અને સર્વ અવયવો શિથિલ થયા છે, માત્ર એક તૃષ્ણા જ જુવાન જેવી છે—તૃષ્ણા જ વૃદ્ધિ પામે છે. ૮.

जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
जीर्यतः चक्षुषी श्रोत्रे, तृष्णैका तु न जीर्यति ॥ ९ ॥

जैनपंचतंत्र, पृ० २८१, श्लो० ६३.

વૃદ્ધ મનુષ્યના કેશો જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના દાંત જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના નેત્રો અને કાન પણ જીર્ણ થાય છે, પરંતુ એક તૃષ્ણા જ જીર્ણ થતી નથી. ૯.

## તૃષ્ણાની મર્યાદાઃ—

अतितृष्णा न कर्तव्या, तृष्णां नैव परित्यजेत् ।
अतितृष्णाभिभूतस्य, शिखा भवति मस्तके ॥ १० ॥

जैनपंचतंत्र, पृ० १३८, श्लो० ५९.

અતિ તૃષ્ણા કરવી નહીં, તેમ જ સર્વથા તૃષ્ણાનો ત્યાગ પણ કરવો નહીં. કેમકે અતિ તૃષ્ણાથી પરાભવ પામેલા મનુષ્યના મસ્તકપર શિખા થાય છે. ૧૦.

## તૃષ્ણાવાળા લેખકની સ્થિતિઃ—

चक्षुःक्षयं प्रचुररोगशरीरबाधा-
श्वेतोऽभिघातगतिभंगममन्यमानः ।

संकृत्य पत्रनिचयं च मर्षीं विमर्द्य,
तृष्णातुरो लिखति लेखकतामुपेतः ॥ ११ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ६७.

તૃષ્ણાથી આતુર થયેલો માણસ જો લેખકપણાને પામેલો હોય તો તે કાગળોનો સમૂહ ભેગો કરીને અને શ્યાહીને ઘુંટીને ( લખવાના કામમાં મગ્ન બનીને ) આંખોના નાશને, અનેક પ્રકારના રોગો અને શરીરની બીજી હરકતોને, ચિત્તની અસ્થિરતાને અને ગતિના નાશ એટલે કે આખો દિવસ હાલ્યા ચાલ્યા વગર બેસી રહેવું પડે તેને-પણ ગણકારતો નથી ૧૧.

## તૃષ્ણાથી નુકસાનઃ—

भुक्त्वाऽप्यनंतशो भोगान्, देवलोके यथेप्सितान् ।
यो हि तृप्तिं न संप्राप्तः, स किं प्राप्स्यति सांप्रतम् ? ॥१२॥

तत्वामृत, श्लो० ७६.

જે પ્રાણી દેવલોકમાં પોતાને મનગમતા અનંત ભોગોને ભોગવીને પણ સંતુષ્ટ ન થયો તેને અત્યારે તૃપ્તિ કેવી રીતે થશે ? ૧૨.

हृदयं दह्यतेऽत्यर्थं, तृष्णाऽग्निपरितापितम् ।
न शक्यं शमनं कर्तुं, विना संतोषवारिणा ॥ १३ ॥

तत्वामृत, श्लो० २४७.

તૃષ્ણારૂપી અગ્નિથી વ્યાપ્ત થયેલું એવું હૃદય ઘણું જ

વળિયાં-કરચલી-વડે મુખ વ્યાપ્ત થયું છે, પળિયાંવડે મસ્તક વ્યાપ્ત થયું છે, અને સર્વ અવયવો શિથિલ થયા છે, માત્ર એક તૃષ્ણા જ જુવાન જેવી છે-તૃષ્ણા જ વૃદ્ધિ પામે છે. ૮.

जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
जीर्यतः चक्षुषी श्रोत्रे, तृष्णैका तु न जीर्यति ॥ ९ ॥

जैनपंचतंत्र, पृ० २८१, श्लो० ६३.

વૃદ્ધ મનુષ્યના કેશો જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના દાંત જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના નેત્રો અને કાન પણ જીર્ણ થાય છે, પરંતુ એક તૃષ્ણા જ જીર્ણ થતી નથી. ૯.

### તૃષ્ણાની મર્યાદાઃ—

अतितृष्णा न कर्तव्या, तृष्णां नैव परित्यजेत् ।
अतितृष्णाभिभूतस्य, शिखा भवति मस्तके ॥ १० ॥

जैनपंचतंत्र, पृ० १३८, श्लो० ५१.

અતિ તૃષ્ણા કરવી નહીં, તેમ જ સર્વથા તૃષ્ણાનો ત્યાગ પણ કરવો નહીં. કેમકે અતિ તૃષ્ણાથી પરાભવ પામેલા મનુષ્યના મસ્તકપર શિખા થાય છે. ૧૦.

### તૃષ્ણાવાળા લેખકની સ્થિતિઃ—

चक्षुःक्षयं प्रचुररोगशरीरबाधा-
श्वेतोऽभिघातगतिभंगममन्यमानः ।

संकृत्य पत्रनिचयं च मषीं विमर्द्य,
तृष्णातुरो लिखति लेखकतामुपेतः ॥ ११ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ६७.

તૃષ્ણાથી આતુર થયેલો માણુસ જો લેખકપણાને પામેલો હોય તો તે કાગળોનો સમૂહ ભેગો કરીને અને શ્યાહીને ઘુંટીને ( લખવાના કામમાં મગ્ન બનીને ) આંખોના નાશને, અનેક પ્રકારના રોગો અને શરીરની બીજી હરકતોને, ચિત્તની અસ્થિરતાને અને ગતિના નાશ એટલે કે આખો દિવસ હાલ્યા ચાલ્યા વગર બેસી રહેવું પડે તેને–પણ ગણુકારતો નથી ૧૧.

**તૃષ્ણાથી નુકસાનઃ—**

भुक्त्वाऽप्यनंतशो भोगान्, देवलोके यथेप्सितान् ।
यो हि तृप्तिं न संप्राप्तः, स किं प्राप्स्यति सांप्रतम् ? ॥१२॥

तत्वामृत, श्लो० ७६.

જે પ્રાણી દેવલોકમાં પોતાને મનગમતા અનંત ભોગોને ભોગવીને પણ સંતુષ્ટ ન થયો તેને અત્યારે તૃપ્તિ કેવી રીતે થશે ? ૧૨.

हृदयं दह्यतेऽत्यर्थं, तृष्णाऽग्निपरितापितम् ।
न शक्यं शमनं कर्तुं, विना संतोषवारिणा ॥ १३ ॥

तत्वामृत, श्लो० २४७.

તૃષ્ણારૂપી અગ્નિથી વ્યાપ્ત થયેલું એવું હૃદય ઘણું જ

વળિયાં–કરચલી–વડે મુખ વ્યાપ્ત થયું છે, પળિયાંવડે મસ્તક વ્યાપ્ત થયું છે, અને સર્વ અવયવો શિથિલ થયા છે, માત્ર એક તૃષ્ણા જ જુવાન જેવી છે–તૃષ્ણા જ વૃદ્ધિ પામે છે. ૮.

जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
जीर्यतः चक्षुषी श्रोत्रे, तृष्णैका तु न जीर्यति ॥ ९ ॥

जैनपंचतंत्र, पृ० २८१, श्लो० ६३.

વૃદ્ધ મનુષ્યના કેશો જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના દાંત જીર્ણ થાય છે, વૃદ્ધ મનુષ્યના નેત્રો અને કાન પણ જીર્ણ થાય છે, પરંતુ એક તૃષ્ણા જ જીર્ણ થતી નથી. ૯.

## તૃષ્ણાની મર્યાદાઃ—

अतितृष्णा न कर्तव्या, तृष्णां नैव परित्यजेत् ।
अतितृष्णाभिभूतस्य, शिखा भवति मस्तके ॥ १० ॥

जैनपंचतंत्र, पृ० १३८, श्लो० ५९.

અતિ તૃષ્ણા કરવી નહીં, તેમ જ સર્વથા તૃષ્ણાનો ત્યાગ પણ કરવો નહીં. કેમકે અતિ તૃષ્ણાથી પરાભવ પામેલા મનુષ્યના મસ્તકપર શિખા થાય છે. ૧૦.

## તૃષ્ણાવાળા લેખકની સ્થિતિઃ—

चक्षुःक्षयं प्रचुररोगशरीरबाधा–
श्वेतोऽभिघातगतिभंगममन्यमानः ।

# संतोष ( ४० )

**સંતોષની મહત્તા:—**

संतोषः परमं सौख्यं, संतोषः परमामृतम् ।
संतोषः परमं पथ्यं, संतोषः परमं हितम् ॥ १ ॥

हिंगुलप्रकरण, श्लो० १४.

સંતોષ જ મહાન્ સુખ છે, સંતોષ જ ઉત્કૃષ્ટ અમૃત છે, સંતોષ જ પરમ ગુણકારક છે અને સંતોષ જ પરમ હિતકારક છે. ૧.

यच्च कामसुखं लोके, यच्च दिव्यं महत्सुखम् ।
तृष्णाक्षयसुखस्यैते, नार्हतः षोडशीं कलाम् ॥ २ ॥

शांतिपर्व, अ० १७३, श्लो० ४७.

લોકને વિષે જે કામસુખ છે અને સ્વર્ગમાં જે મોટું દેવ સંબંધી સુખ છે, તે સુખ સંતોષના સુખના સોળમા અંશને પણ લાયક નથી. ૨.

मासे मासे हि ये बालाः, कुशाग्रेणैव भुञ्जते ।
संतुष्टोपासकानां ते, कलां नार्हन्ति षोडशीम् ॥ ३ ॥

भविष्योत्तरपुराण, अ० ६२, श्लो० ८४.

જે અજ્ઞાની મનુષ્યો મહિને મહિને ( માસ માસના ઉપવાસ કરીને પારણાને દિવસે ) માત્ર ડાભના અગ્રભાગપર રહેલા અન્નને જ જમે છે, તે મનુષ્યો સંતોષી શ્રાવકના સુખના સોળમા અંશને પણ લાયક નથી. ૩.

બળ્યા કરે છે. સંતોષરૂપી પાણી વગર, એ બળતરાને શાંત કરવાનું શક્ય નથી. ૧૩.

तृष्णाऽन्धा नैव पश्यन्ति, हितं वा यदि वाऽहितम् ।
संतोषांजनमासाद्य, पश्यन्ति सुधियो जनाः ॥ १४ ॥

तत्वामृत, श्लो० २४१.

તૃષ્ણાથી આંધળા થયેલા માણસો પોતાના ભલા કે બુરાને જોઈ શકતા નથી. એટલા માટે બુદ્ધિશાળી માણસો સંતોષરૂપી અંજનને આંજીને ( પોતાનું ભલુ બુરૂં ) જુએ છે. ૧૪.

तृष्णाऽनलप्रदीप्तानां, सुसौख्यं नु कुतो नृणाम् ? ।
दुःखमेव सदा तेषां, ये रता धनसंचये ॥ १५ ॥

तत्वामृत, श्लो० २४३.

તૃષ્ણારૂપી અગ્નિથી બળતા એવા માણસોને સાચું સુખ ક્યાંથી મળે ? કારણકે જે લોકો ધનને ભેગું કરવામાં જ મગ્ન થયેલા હોય છે તેમને હમેશાં દુઃખ જ મળે છે. ૧૫.



કોઇ દરિદ્રી પણ નથી. ( એટલે કે સંતોષીને માટે ધનવાન અને દરિદ્રના ભેદો નાશ પામે છે. ) ૫.

### સંતોષ ક્યાં કરવો અને ક્યાં ન કરવો:—

संतोषस्त्रिषु कर्तव्यः, स्वदारे भोजने धने ।
त्रिषु चैव न कर्तव्योऽध्ययने जपदानयोः ॥ ६ ॥

वृद्धचाणाक्यनीति, अ० ७, श्लो० ४.

પોતાની સ્ત્રી, ભોજન અને ધન આ ત્રણ વસ્તુને વિષે સંતોષ કરવો. તથા અભ્યાસ, મંત્ર જાપ અને દાન દેવું; આ ત્રણ વસ્તુને વિષે સંતોષ કરવો નહીં. ૬.

### સંતોષ અસંતોષનો વિવેક:—

संतुष्टाः सुखिनो नित्य-मसंतुष्टाः सुदुःखिताः ।
उभयोरन्तरं ज्ञात्वा, संतोषे क्रियतां रतिः ॥ ७ ॥

तत्वामृत, श्लो० २४४.

સંતોષી માણુસો હમેશાં સુખી હોય છે. અને અસંતોષી માણુસો હમેશાં અત્યંત દુ:ખી હોય છે. આ પ્રમાણે સંતોષી અને અસંતોષી એ બન્ને વચ્ચેનુ અંતર સમજીને સંતોષમાં જ આનંદ માનવો. ૭.

### સંતોષનો ઉપાય:—

पीत्वा ज्ञानामृतं भुक्त्वा, क्रियासुरलताफलम् ।
साम्यतांबूलमास्वाद्य, तृप्तिं याति परां मुनिः ॥ ८ ॥

ज्ञानसार, तृप्त्यष्टक, श्लो० १.

## સંતોષમાં જ સાચું સુખઃ—

संतोषामृततृप्तानां, यत्सुखं शान्तिरेव च ।
न च तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥ ४ ॥

जैनपंचतंत्र पृ० १६३, श्लो० १६१.

સંતોષરૂપી અમૃતથી તૃપ્ત થયેલા પુરૂષોને જે સુખ છે, તથા જે શાંતિ છે, તે આમ તેમ દોડતા-ફાંફા મારતા ધનના લોભી પુરૂષોને નથી હોતું ૪.

वयमिह परितुष्टा वल्कलैस्त्वं दुकूलैः,
सम इह परितोषो निर्विशेषावशेषः ।
स तु भवति दरिद्रो यस्य तृष्णा विशाला,
मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ? ॥ ५ ॥

वैराग्यशतक ( भर्तृहरि ), श्लो० ५०.

અમે વલ્કલ( છાલના વસ્ત્ર )થી સંતુષ્ટ છીએ, અને તું રેશમી વસ્ત્રોથી સંતુષ્ટ છે. આ બાબતમાં જેનાં પરિણામમાં કંઇ પણ ફરક નથી એવો સંતોષ બન્નેનો ( તમારો અને અમારો ) સમાન જ છે-બન્નેનો જે સંતોષ છે તે તો સરખો જ છે, ( તેમાં પરિણામે કાંઇ વિશેષ નથી. ) પરંતુ વિશેષ તો એ છે કે-આ બેમાંથી જેને ઘણી તૃષ્ણા છે તે દરિદ્રી છે (-તૃષ્ણા વાળાને સંતોષ હોતો નથી તેથી તે ધનવાન છતાં પોતાના મનથી તો દરદ્રી જ છે ) અને જો મન સંતોષી હોય તો ધનવાન કોણ અને દરિદ્રી કોણ છે ? કોઇ ધનવાન નથી કે

જે પુરુષો સમગ્ર દોષરૂપી અગ્નિને બુઝવવામાં મેઘ સમાન સંતોષને ધારણ કરે છે, તેમની પાસે કલ્પવૃક્ષ ઉત્પન્ન થાય છે, કામધેનુ તેમના ઘરમાં પ્રવેશ કરે છે, તેમની હથેળીમાં ચિંતામણિ પ્રાપ્ત થાય છે, તેમની પાસે નિધાન પ્રાપ્ત થાય છે, આખું જગત્ તેમને વશ થાય છે, તથા તેમને અવશ્ય સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મી સુલભ થાય છે. ૧૧.

ईश्वरो नाम संतोषी यो न प्रार्थयतेऽपरम् ।
प्रार्थना महतामत्र, परं द्रारिद्र्यकारणम् ॥ १२ ॥

तत्वामृत, श्लो० २४६.

સંતોષી માણસ જ સાચો ધનવાન છે કે જે બીજાની પાસે ભીખ માગતો નથી. કારણ કે મોટા લોકોને મન ભીખ માગવી એ જ મોટામાં મોટું દરિદ્રતાનું કારણ છે. ૧૨.

यैः संतोषोदकं पीतं, निर्ममत्वेन वासितम् ।
त्यक्तं तैर्मानसं दुःखं, दुर्जनेनेव सौहृदम् ॥ १३ ॥

तत्वामृत, श्लो० २४८.

જે લોકોએ નિર્મમત્વભાવથી સુગંધિત થયેલું એવું સંતોષરૂપી પાણી પીધું છે તેઓએ, દુર્જન માણસ જેમ મિત્રતાનો ત્યાગ કરે છે તેમ, માનસિક દુઃખને તજી દીધું સમજવું. ૧૩.

निःशेषलोकवनदाहविधौ समर्थं,
लोभानलं निखिलतापकरं ज्वलंतम् ।

જ્ઞાનરૂપી અમૃતનું પાન કરી, ક્રિયારૂપી સુરલતાના ફળ–અમૃતફળ–નું ભોજન કરીને અને સમભાવરૂપી પાનનો સ્વાદ લઇને મુનિ ઉત્કૃષ્ટ સંતોષને પામે છે. ૮.

સંતોષનું ફળઃ—

संतोषसारसद्रत्नं, समादाय विचक्षणाः ।
भवन्ति सुखिनो नित्यं, मोक्षसन्मार्गवर्तिनः ॥ ९ ॥

तत्वामृत, श्लो० २४२.

વિચક્ષણ પુરૂષો સંતોષરૂપી ઉત્તમ રત્નને મેળવીને, મોક્ષરૂપી સાચા માર્ગમાં ચાલતા થકા, હમેશાં સુખી થાય છે. ૯.

द्रव्याशां दूरतस्त्यक्त्वा, संतोषं कुरु सन्मते ! ।
मा पुनर्दीर्घसंसारे, पर्यटिष्यसि निश्चितम् ॥ १० ॥

तत्वामृत, श्लो० २४५.

હે સદ્બુદ્ધિવાળા માનવી ! ધનની આશાને વેગળી કરીને તું સંતોષને ધારણ કર ! કે જેથી તારે આ લાંબા સંસારમાં ફરીથી ભટકવું ન જ પડે ! ૧૦.

जातः कल्पतरुः पुरः सुरगवी तेषां प्रविष्टा गृहं,
चिन्तारत्नमुपस्थितं करतले प्राप्तो निधिः सन्निधिम् ।
विश्वं वश्यमवश्यमेव सुलभाः स्वर्गापवर्गश्रियो
ये सन्तोषमशेषदोषदहनध्वंसाम्बुदं बिभ्रते ॥ ११ ॥

सिन्दूरप्रकरण, श्लो० ६०.

જે પુરુષો સમગ્ર દોષરૂપી અગ્નિને બુઝવવામાં મેઘ સમાન સંતોષને ધારણ કરે છે, તેમની પાસે કલ્પવૃક્ષ ઉત્પન્ન થાય છે, કામધેનુ તેમના ઘરમાં પ્રવેશ કરે છે, તેમની હથેળીમાં ચિંતામણિ પ્રાપ્ત થાય છે, તેમની પાસે નિધાન પ્રાપ્ત થાય છે, આખું જગત્ તેમને વશ થાય છે, તથા તેમને અવશ્ય સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મી સુલભ થાય છે. ૧૧.

ईश्वरो नाम संतोषी यो न प्रार्थयतेऽपरम् ।
प्रार्थना महतामत्र, परं द्रारिद्र्यकारणम् ॥ १२ ॥

तत्वामृत, श्लो० २४६.

સંતોષી માણસ જ સાચો ધનવાન છે કે જે બીજાની પાસે ભીખ માગતો નથી. કારણ કે મોટા લોકોને મન ભીખ માગવી એ જ મોટામાં મોટું દરિદ્રતાનું કારણ છે. ૧૨.

यैः संतोषोदकं पीतं, निर्ममत्वेन वासितम् ।
त्यक्तं तैर्मानसं दुःखं, दुर्जनेनेव सौहृदम् ॥ १३ ॥

तत्वामृत, श्लो० २४८.

જે લોકોએ નિર્મમત્વભાવથી સુગંધિત થયેલું એવું સંતોષરૂપી પાણી પીધું છે તેઓએ, દુર્જન માણસ જેમ મિત્રતાનો ત્યાગ કરે છે તેમ, માનસિક દુઃખને તજી દીધું સમજવું. ૧૩.

निःशेषलोकवनदाहविधौ समर्थं,
लोभानलं निखिलतापकरं ज्वलंतम् ।

જ્ઞાનરૂપી અમૃતનું પાન કરી, ક્રિયારૂપી સુરલતાના ફળ-અમૃતફળ-નું ભોજન કરીને અને સમભાવરૂપી પાનનો સ્વાદ લઇને મુનિ ઉત્કૃષ્ટ સંતોષને પામે છે. ૮.

## સંતોષનું ફળઃ—

संतोषसारसद्रत्नं, समादाय विचक्षणाः ।
भवन्ति सुखिनो नित्यं, मोक्षसन्मार्गवर्तिनः ॥ ९ ॥

तत्वामृत, श्लो० २४२.

વિચક્ષણ પુરૂષો સંતોષરૂપી ઉત્તમ રત્નને મેળવીને, મોક્ષરૂપી સાચા માર્ગમાં ચાલતા થકા, હમેશાં સુખી થાય છે. ૯.

द्रव्याशां दूरतस्त्यक्त्वा, संतोषं कुरु सन्मते ! ।
मा पुनर्दीर्घसंसारे, पर्यटिष्यसि निश्चितम् ॥ १० ॥

तत्वामृत, श्लो० २४५.

હે સદ્બુદ્ધિવાળા માનવી ! ધનની આશાને વેગળી કરીને તું સંતોષને ધારણ કર ! કે જેથી તારે આ લાંબા સંસારમાં ફરીથી ભટકવું ન જ પડે ! ૧૦.

जातः कल्पतरुः पुरः सुरगवी तेषां प्रविष्टा गृहं,
चिन्तारत्नमुपस्थितं करतले प्राप्तो निधिः सन्निधिम् ।
विश्वं वश्यमवश्यमेव सुलभाः स्वर्गापवर्गश्रियो
ये सन्तोषमशेषदोषदहनध्वंसाम्बुदं बिभ्रते ॥ ११ ॥

सिन्दूरप्रकरण, श्लो० ६०.

જે પુરુષો સમગ્ર દોષરૂપી અગ્નિને બુઝવવામાં મેઘ સમાન સંતોષને ધારણ કરે છે, તેમની પાસે કલ્પવૃક્ષ ઉત્પન્ન થાય છે, કામધેનુ તેમના ઘરમાં પ્રવેશ કરે છે, તેમની હથેળીમાં ચિંતા-મણિ પ્રાપ્ત થાય છે, તેમની પાસે નિધાન પ્રાપ્ત થાય છે, આખું જગત્ તેમને વશ થાય છે, તથા તેમને અવશ્ય સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મી સુલભ થાય છે. ૧૧.

ईश्वरो नाम संतोषी यो न प्रार्थयतेऽपरम् ।
प्रार्थना महतामत्र, परं द्रारिद्र्यकारणम् ॥ १२ ॥

तत्वामृत, श्लो० २४६.

સંતોષી માણસ જ સાચો ધનવાન છે કે જે બીજાની પાસે ભીખ માગતો નથી. કારણ કે મોટા લોકોને મન ભીખ માગવી એ જ મોટામાં મોટું દરિદ્રતાનું કારણ છે. ૧૨.

यैः संतोषोदकं पीतं, निर्ममत्वेन वासितम् ।
त्यक्तं तैर्मानसं दुःखं, दुर्जनेनेव सौहृदम् ॥ १३ ॥

तत्वामृत, श्लो० २४८.

જે લોકોએ નિર્મમત્વભાવથી સુગંધિત થયેલું એવું સંતો-ષરૂપી પાણી પીધું છે તેઓએ, દુર્જન માણસ જેમ મિત્રતાનો ત્યાગ કરે છે તેમ, માનસિક દુઃખને તજી દીધું સમજવું. ૧૩.

निःशेषलोकवनदाहविधौ समर्थं,
लोभानलं निखिलतापकरं ज्वलंतम् ।

**ज्ञानांबुवाहजनितेन विवेकिजीवाः,**
**संतोषदिव्यसलिलेन शमं नयंति ॥ १४ ॥**

सुभाषितरत्नसंदोह, श्लो० ७७.

સમસ્ત સંસારરૂપી વનને બાળવામાં સમર્થ; અત્યંત તાપ કરનાર અને જાજવલ્યમાન એવા લોભરૂપી અગ્નિને, વિવેકવાળા જીવો, જ્ઞાનરૂપી વાદળાઓથી ઉત્પન્ન થયેલ એવા સંતોષરૂપી અલૌકિક પાણીથી, શાંત કરે છે. ૧૪.

**यैः संतोषामृतं पीतं, तृष्णातृड्डपनाशनम् ।**
**तैः सुनिर्वाणसौख्यस्य, कारणं समुपार्जितम् ॥ १५ ॥**

तत्वामृत, श्लो० २४९.

જે લોકોએ તૃષ્ણારૂપી તરશનો નાશ કરનાર એવા સંતોષરૂપી અમૃતનું પાન કર્યું છે તે લોકોએ મોક્ષના સુખના કારણને મેળવી લીધું છે. ૧૫.

**इन्द्रोऽपि न सुखी तादृग्यादृग्भिक्षुस्तु निःस्पृहः ।**
**कोऽन्यः स्यादिह संसारे, त्रिलोकीविभवे सती ॥१६॥**

भागवत, स्कंध ८, अ० ११, श्लो० ३३.

નિ:સ્પૃહ ( ઇચ્છારહિત–સંતોષી ) ભિક્ષુક જેવો સુખી છે તેવો ઇંદ્ર પણ સુખી નથી. કારણ કે ત્રણ લોકનો વૈભવ નિ:સ્પૃહી–સંતોષી–ને પ્રાપ્ત થાય છે, તેથી બીજો કોણ આ સંસારમાં તેનાથી વધારે સુખી હોય ? કોઇ જ ન હોય. ૧૬.



# रागद्वेष ( ४१ )

## રાગદ્વેષનું મૂળ:—

ममकाराहंकारा-वेषां मूलं पदद्वयं भवति ।
रागद्वेषावित्यपि, तस्यैवान्यस्तु पर्यायः ॥ १ ॥

प्रशमरति, श्लो० ३१.

મમત્વ અને અહંકાર એ બે જ પદ રાગ અને દ્વેષનું મૂળ છે. બાકી બીજા તો એ બે શબ્દના પર્યાય જ છે. ૧.

## રાગદ્વેષનું પરિણામ:—

येषु यावच्च रागोऽभूत्, तेषु तावच्च सद्गुणाः ।
द्वेषोत्पन्नेषु तेष्वेव, दोषं पश्येद्धि केवलम् ॥ २ ॥

हिंगुलप्रकरण, द्वेषप्रक्रम श्लो० ३.

જે માણસો પ્રત્યે, જ્યાં સુધી, રાગબુદ્ધિ હોય ત્યાં સુધી તેઓમાં સદ્ગુણો દેખાય છે અને તેઓ પ્રત્યે જ જ્યારે દ્વેષ બુદ્ધિ થાય ત્યારે ( માણસ ) કેવળ દૂષણને જ જૂએ છે. ૨.

## રાગદ્વેષથી નુકસાન:—

आत्मायत्तमपि स्वान्तं, कुर्वतामत्र योगिनाम् ।
रागादिभिः समाक्रम्य, परायत्तं विधीयते ॥ ३ ॥

योगशास्त्र, च० प्र०, श्लो० ४६.

મનને આત્માને-પોતાને-આધીન કરતા એવા યોગીઓના મનને પણ, રાગ-દ્વેષાદિ આંતરિક શત્રુઓ દબાવી દઇને પરાધીન કરી દે છે. ( એટલે કે એ કષાયો મનને રાગી દ્વેષી બનાવી દઇ આત્માને આધીન રહેવા દેતા નથી. ) ૩.

तिष्ठेद्वायुर्द्रवेदग्निर्ज्वलेज्जलमपि क्वचित् ।
तथापि ग्रस्तो रागाद्यैर्नाप्तो भवितुमर्हति ॥ ४ ॥

त्रिषष्टी०, पर्व १०, स० ५, श्लो० ३७.

કદાચ વાયુ સ્થિર થઇ જાય, અગ્નિ દ્રવિત થાય-પાણી જેવો થાય અને જળ પણ અગ્નિની જેમ જાજ્વલ્યમાન થાય, તો પણ જે રાગાદિકવડે વ્યાપ્ત હોય તે આપ્ત-મહાપુરૂષ-થવાને લાયક નથી હોતો. ૪.

रक्ष्यमाणमपि स्वान्तं, समादाय मनाग् मिषम् ।
पिशाचा इव रागाद्या-श्छलयन्ति मुहुर्मुहुः ॥ ५ ॥

योगशास्त्र, च० प्र०, श्लो० ४७.

યમ-નિયમાદિવડે રક્ષણ કરાતા પણ મનને, કાંઇક પ્રમાદ રૂપ બ્હાનું મળતાં જ, રાગ-દ્વેષાદિ શત્રુઓ, પિશાચની માફક વારંવાર છળી જાય છે. ૫.

रागादितिमिरध्वस्त-ज्ञानेन मनसा जनः ।
अन्धेनान्ध इवाकृष्टः, पात्यते नरकावटे ॥ ६ ॥

योगशास्त्र, च० प्र०, श्लो० ४८.

જેમ આંધળાવડે ખેંચાયેલો-દોરાયેલો-આંધળો કૂવામ પડે છે, તેમ રાગાદિ અંધકારવડે જેનો જ્ઞાનરૂપી પ્રકાશ નાશ પામ્યો છે એવું મન, આત્માને નરકરૂપી ખાડામાં પાડે છે. ૬.

રાગદ્વેષનો જય:—

अस्ततन्द्रैरतः पुम्भि-र्निर्वाणपदकाङ्क्षिभिः ।
विधातव्यः समत्वेन, रागद्वेषद्विषज्जयः ॥ ७ ॥

योगशास्त्र, च० प्र०, श्लो० ४९

મોક્ષપદની ઇચ્છા રાખનારા મનુષ્યોએ, પ્રમાદનો ત્યાગ કરીને, સમભાવરૂપ શસ્ત્રવડે, રાગ-દ્વેષ રૂપી શત્રુનો જય કરવો! ૭

[ राग ]

રાગના પર્યાય:—

इच्छा मूर्च्छा कामः, स्नेहो गार्ध्यं ममत्वमभिनन्द ।
अभिलाष इत्यनेकानि रागपर्यायवचनानि ॥ ८ ॥

प्रशमरति, श्लो० १८.

ઇચ્છા, મૂર્ચ્છા, કામ, સ્નેહ, ગાર્ધ્ય, મમત્વ, અભિનન્દ, અભિલાષ વિગેરે અનેક રાગના પર્યાયવાચી નામો છે. ૮.

રાગનું પ્રાબલ્ય:—

मुच्यते शृंखलाबद्धो नाडीबद्धोऽपि मुच्यते ।
न मुच्यते कथमपि, प्रेम्णा बद्धो निरर्गलः ॥ ९ ॥

हिंगुलप्रकरण, रागप्रक्रम, श्लो० १.

સાંકળથી બંધાએલો પ્રાણી મૂકાય છે, તેમ જ દોરડાથી બંધાએલો પ્રાણી પણ છુટો થઇ શકે છે, પણ પ્રેમથી બંધાએલો પ્રાણી ( દેખીતી રીતે ) કોઇપણ પ્રતિબંધ વગરનો પણ કોઇપણ રીતે મુક્ત થઈ શક્તો નથી. ૯.

मनस्तत्र वचस्तत्र, जीवस्तत्रैव संवसेत् ।
नेत्रावलोकनं रागस्तत्र यत्रोपतिष्ठते ॥ १० ॥

हिंगुलप्रकरणं, रागप्रक्रम, श्लो० ३.

જ્યાં રાગ હોય છે ત્યાં જ મન વળગ્યું રહે છે, વચન બોલવાનું મન થાય છે, જીવ ચોટ્યો રહે છે, અને આંખો પણ ત્યાંને ત્યાં જ જોઈ રહે છે. ૧૦.

## દૃષ્ટિરાગનું પ્રાબલ્યઃ—

दृष्टिरागो महामोहो दृष्टिरागो महाभवः ।
दृष्टिरागो महामारो दृष्टिरागो महाज्वरः ॥ ११ ॥

योगसार, प्र० २, श्लो० २.

દૃષ્ટિરાગ ( એટલે ગુણ દોષ જોયા વિના કોઇના પર એકાંત પ્રીતિ રાખવી તે ) મહા મોહ છે, દૃષ્ટિરાગ એ મહા ભવ છે—મોટા સંસારમાં ભ્રમણ કરાવનાર છે, દૃષ્ટિરાગ એ મોટી મરકી છે અને દૃષ્ટિરાગ એ મોટો કાળજ્વર છે. ૧૧.

कामरागस्नेहरागावीषत्करनिवारणौ ।
दृष्टिरागस्तु पापीयान्, दुरुच्छेदः सतामपि ॥ १२ ॥

वीतरागस्तोत्र ( हेमचंद्र ), प्र० ६, श्लो० १०.

કામરાગ અને સ્નેહરાગ આ બે રાગનું નિવારણ કરવું તે તો સહેલું છે, પરંતુ એક દૃષ્ટિરાગ એટલે કે અમૂક વ્યક્તિ પ્રત્યેનો આંધળો સ્નેહ જ અતિ પાપી છે, અને સત્પુરૂષો પણ તેનું નિવારણ મુશ્કેલીથી કરી શકે છે. ૧૨.

રાગનું પરિણામ:—

भर्तुर्विरहतो नार्यः, प्रविशंत्यनलांतरे ।
स्वेच्छया च सहर्षेण, तत्र प्रेमप्रपंचकः ॥ १३ ॥

हिंगुलप्रकरणं, रागप्रक्रम, श्लो० २.

( પોતાના ) ભર્તારના વિરહથી સ્ત્રીઓ પોતાની ઇચ્છાથી હર્ષસહિત જે અગ્નિમાં પ્રવેશ કરે છે તેમાં પણ પ્રેમનો જ પ્રપંચ છે. ( પ્રેમ–રાગ–ને આધીન વ્યક્તિ મરણને પણ ગણતી નથી. ) ૧૩.

वनेऽपि दोषाः प्रभवन्ति रागिणां,
गृहेऽपि पञ्चेन्द्रियनिग्रहं तपः ।
अकुत्सिते कर्मणि यः प्रवर्तते,
निवृत्तरागस्य गृहं तपोवनम् ॥ १४ ॥

हितोपदेश, संधि, श्लो० ८४.

વનમાં રહેતો હોય અને જો તે રાગી હોય તો તેને દોષો ઉત્પન્ન થાય છે, અને ઘરમાં રહ્યા છતાં પણ જો પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ કરે તો તે તપ જ છે. જે મનુષ્ય દોષરહિત

કર્મને વિષે પ્રવર્તે છે અને જેનો રાગ નાશ પામ્યો છે એવા મનુષ્યને, ઘર પણ તપોવન જ છે. ૧૪.

### રાગથી નુકસાનઃ—

अयःपोतो नीरे तरति तपनः शीतकिरणं,
दधात्येवं नित्यं किमु कुमुदबंधुः खरकरम् ।
धरत्युर्वी गुर्वी कथमपि च भारेण नमति,
तथा तीव्रे रागे कनकरथवच्छं भवति भो ॥ १५ ॥

हिंगुलप्रकरण, रागप्रक्रम, श्लो० ५.

હે ભાઇ ! અગર લોખંડનું વહાણ પાણીમાં તરે, સૂર્યનારાયણ ઠંડા કિરણોને ધારણ કરે, એ જ પ્રમાણે ચંદ્રમા હમેશાં ઉનાં કિરણોને ધારણ કરે અને વિશાળ એવી પૃથ્વી પોતાના ઉપરના ભારના કારણે નમી જાય; તો જ તીવ્ર રાગ કરવા છતાં, કનકરથ રાજાની માફક, સુખ મળી શકે ! ૧૫.

### રાગથી નુકસાન અને ત્યાગઃ—

रागान्धो हि जनः सर्वो न पश्यति हिताहितम् ।
रागं तस्मान्न कुर्वीत, यदीच्छेदात्मनो हितम् ॥ १६ ॥

यतिधर्मसमुच्चय, अ० १६, श्लो० ९.

રાગના કારણે આંધળો થયેલો દરેક પુરૂષ પોતાના હિત કે અહિતને જોઇ શકતો—જાણી શકતો—નથી, તેથી જો પોતાના હિતની ઇચ્છા હોય તો રાગ કરવો જ નહીં. ૧૬.

## [ द्वेष ]

### દ્વેષના પર્યાયઃ—

इर्ष्या रोषो दोषो द्वेषः, परिवादमत्सरासूयाः ।
वैरप्रचण्डनाद्या नैके द्वेषस्य पर्यायाः ॥ १७ ॥

प्रशमरति, श्लो० १९.

ઇર્ષ્યા, રોષ, દોષ, દ્વેષ, પરિવાદ, મત્સર, અસૂયા, વૈર, પ્રચણ્ડન વિગેરે અનેક દ્વેષનાં પર્યાયવાચી નામો છે. ૧૭.

### દ્વેષી પ્રત્યેનો ભાવઃ—

बद्धवैराणि भूतानि, द्वेषं कुर्वन्ति चेत्ततः ।
सुशोच्यान्यतिमोहेन, व्याप्तानीति मनीषिणाम् ॥ १८ ॥

જેમણે પ્રથમ વૈર બાંધ્યાં હોય એવા પ્રાણીઓ જો પોતાના ઉપર દ્વેષ કરે તો 'આ પ્રાણીઓ અતિ મોહવડે વ્યાપ્ત છે,' એમ ધારી ડાહ્યા પુરૂષોએ તે પ્રાણીઓ માટે દીલગીરી બતાવવી-દયા ચિંતવવી. ૧૮.

### દ્વેષથી નુકસાનઃ—

यस्माच्च बद्ध्यते कर्म, तपस्यतो न मुच्यते ।
तत्प्राणिनामितिज्ञात्वा, त्याज्यो द्वेषो बुधैः स च ॥ १९ ॥

हिंगुलप्रकरण, द्वेषप्रक्रम, श्लोक १.

જે દ્વેષથી પ્રાણીઓને કર્મ બંધાય છે, ( તે કર્મના કારણે )

તપસ્યા તપતા છતાં પણ પ્રાણીનો મોક્ષ થતો નથી; એમ જાણીને તે દોષને પંડિતોએ તજવો. ૧૯.

> स्वकीयं परकीयं च, द्वेषाज्जनं सदा जनाः ।
> विद्धयेरन् वाक्यशल्यैर्बब्बुलकंटका यथा ॥ २० ॥

हिंगुलप्रकरण, द्वेषप्रक्रम, श्लो० २.

માણસો દ્વેષથી બાવલના કાંટાની પેઠે હંમેશા પોતાના અને પારકા માણસને વચનોરૂપી શલ્યોથી વીંધે છે. ૨૦.

> श्रीद्वीपायनतापसेन महती प्रज्वालिता द्वारिका,
> द्वेषादेव च वर्धमाननगरे श्रीशूलपाणिरभूत् ।
> मारी येन विमोचिता च सहसा लोकाश्च दुःखीकृता-
> स्तस्मात्सोऽत्र विमुच्यतामिति जिनैर्व्याख्यायि संघेऽनघे २१

हिंगुलप्रकरण, द्वेषप्रक्रम, श्लो ५.

દ્વેષથી, દ્વીપાયન નામના તાપસે મહાન્ દ્વારીકા નામની નગરીને બાળી નાખી તથા વર્ધમાન નામના નગરમાં શૂલ-પાણી નામનો યક્ષ થયો કે જેણે દ્વેષથી એકદમ ત્યાં મરકી ચલાવીને લોકોને દુઃખી કર્યા. માટે તે દ્વેષને તજવો એમ જિનેશ્વર પ્રભુઓએ, નિષ્પાપી એવા સંઘની સમક્ષ, કહેલું છે. ૨૧.



## परद्रोह ( ४२ )

પરદ્રોહનું સ્વરૂપઃ—

ताडनं छेदनं क्लेशकरणं वित्तबन्धनम् ।
परेषां कुरुते यत्तु, परद्रोहः स उच्यते ॥ १ ॥

मानसो०, अ० २, श्लो० ३८.

જે બીજાને તાડન કરવું, છેદન કરવું, કલેશ ઉત્પન્ન કરવો, અને ધનનું બંધન કરવું–આવતું ધન અટકાવવું, એ સર્વ પરદ્રોહ કહેવાય છે. ૧.

पैशून्यं परवादं च, गालिदानं च तर्जनम् ।
मर्मोद्घाटं विधत्ते यत्, परद्रोहः स उच्यते ॥ २ ॥

मानसो०, अ० २, श्लो० ३९.

બીજાની ચાડી ખાવી, પરના દોષ બોલવા, તેને ગાળ દેવી, તેનો તિરસ્કાર કરવો, અને તેની ગુપ્ત વાત પ્રગટ કરવી, આ સર્વ પરદ્રોહ કહેવાય છે. ૨.

गृहदारवसुक्षेत्रं, वस्त्रधान्यं धनादिकम् ।
हरते यत्तु मूढात्मा, परद्रोहः स उच्यते ॥ ३ ॥

मानसो०, अ० २, श्लो० ४०.

ઘર, દ્વાર, વસુ, ક્ષેત્ર, વસ્ત્ર, ધાન્ય અને ધન વિગેરે પારકી વસ્તુને જે મૂઢ પુરૂષ હરણ કરે છે, તે પરદ્રોહ કહેવાય છે. ૩.

**પરદ્રોહથી નુકસાન અને ત્યાગઃ—**

तस्मात् परकृतो द्रोहो यश्चातीव सुदुःसहः ।
तस्मान्नरकदं घोरं, परद्रोहं विवर्जयेत् ॥ ४ ॥

मानसो०, अ० २, श्लो० ४१.

તેથી બીજાના ઉપર જે દ્રોહ કર્યો હોય તે તેને અત્યંત અસહ્ય થાય છે. તે માટે નરકને આપનાર અને મહા ભયંકર એવા પરના દ્રોહનો ત્યાગ કરવો જોઇએ. ૪.





# समता ( ४३ )

## સમતાની વિશેષતાઃ—

वेदा यज्ञाश्च शास्त्राणि, तपस्तीर्थानि संयमः ।
समतायास्तुलां नैव, यान्ति सर्वेऽपि मेलिताः ॥ १ ॥

विवेकविलास, उल्लास ११, श्लो० ७२.

વેદ, યજ્ઞ, શાસ્ત્ર, તપસ્યા, સંયમઃ આ બધાયને એકઠાં કરવામાં આવે તો પણ તે સમતાની તુલના કરી શકે નહિં. ( મતલબ કે આ બધાય કરતાં સમતા ચઢી જાય. ) ૧.

जानन्ति कामान्निखिलाः ससंज्ञा
अर्थं नराः केऽपि च केऽपि धर्मम् ।
जैनं च केचिद् गुरुदेवशुद्धं,
केचित् शिवं केऽपि च केऽपि साम्यम् ॥ २ ॥

अध्यात्मकल्पद्रुम, श्लो० २५.

સર્વ સંજ્ઞાવાળા પ્રાણીઓ 'કામ' ને જાણે છે, તેમાંથી કેટલાક અર્થ( ધન પ્રાપ્તી )ને જાણે છે અને તેમાં પણ કેટલાક જ ધર્મને જાણે છે. તેમાંથી કેટલાક જ જૈન ધર્મને જાણે છે, અને તેમાંથી બહુ થોડા શુદ્ધ દેવગુરૂયુક્ત જૈન ધર્મને જાણે છે. તેમાં પણ બહુ થોડા પ્રાણી મોક્ષને ઓળખે છે. અને તેથી પણ બહુ થોડા પ્રાણીઓ સમતાને ઓળખે છે. ૨.

स्वयंभूरमणस्पर्द्धिवर्द्धिष्णुसमतारसः ।
मुनिर्येनोपमीयेत, कोऽपि नासौ चराचरे ॥ ३ ॥

ज्ञानसार, शमाष्टक, श्लो० ६.

સ્વયંભૂરમણુનામના ( સર્વથી છેલ્લા અને મોટામાં મોટા ) સમુદ્રની સાથે હોડ કરી શકે એવા અને હમેશાં વૃદ્ધિપામવાના સ્વભાવવાળી એવી સમતા-સમભાવ-સહિત એવા મુનિની (સમગ્ર) ચરાચર જગતમાં કોઇની પણ સાથે બરોબરી થઇ શકે એમ નથી. ( એટલે કે એનો સમભાવનો આનંદ અનુપમેય છે. ) ૩.

**સમતાની ભાવનાઃ—**

शत्रौ मित्रे तृणे स्त्रैणे, स्वर्णेऽश्मनि मणौ मृदि ।
इहामुत्र सुखे दुःखे, भवे मोक्षे समाशयः ॥ ४ ॥

त्रिषष्टी०, पर्व १०, सर्ग ३, श्लो० ४३.

શત્રુ અને મિત્રને વિષે, તૃણ અને સ્ત્રીને વિષે, સુવર્ણ અને પથ્થરને વિષે, મણિ અને માટીને વિષે, આ ભવ અને પરભવને વિષે, સુખ અને દુઃખને વિષે, તથા સંસાર અને મોક્ષને વિષે પણ, સાધુપુરૂષનું અંતઃકરણ એક સરખું જ હોય છે. ૪.

या रागदोषादिरुजो जनानां,
शाम्यन्तु वाक्कायमनोद्रुहस्ताः ।
सर्वेऽप्युदासीनरसं रसन्तु,
सर्वत्र सर्वे सुखिनो भवन्तु ॥ ५ ॥

अध्यात्मकल्पद्रुम भाषांतर, पृ० २९.

મનુષ્યોના વાણી, કાય અને મનને દ્રોહ કરનારા, જે રાગદ્વેષાદિક રોગો છે, તે શાંત થાઓ! સર્વે પ્રાણીઓ ઉદાસીનપણાને-મધ્યસ્થપણાને પામો, અને સર્વત્ર સર્વ પ્રાણીઓ સુખી થાઓ! ૫.

## સમતાનું આચરણ:—

स्वस्वकर्मकृतावेशाः, स्वस्वकर्मभुजो नराः ।
न रागं नापि च द्वेषं, मध्यस्थस्तेषु गच्छति ॥ ६ ॥

ज्ञानसार, माध्यस्थाष्टक, श्लो० ४.

સર્વ પ્રાણીઓ પોતપોતાના કર્મથી કરાયેલ આવેશવાળા હોય છે અને પોતાના કર્મને ભોગવે છે, મધ્યસ્થ પુરૂષ તેમની પ્રત્યે રાગ કે દ્વેષ ધારણ નથી કરતો. ૬.

## ધાર્મિક સમતા:—

स्वागमं रागमात्रेण, द्वेषमात्रात्परागमम् ।
न श्रयामस्त्यजामो वा, किन्तु मध्यस्थया दृशा ॥७॥

ज्ञानसार, माध्यस्थाष्टक, श्लो० ७.

અમે કેવળ રાગથી પોતાના આગમનો સ્વીકાર અને દ્વેષથી બીજાના આગમનો ત્યાગ કરતા નથી, પરંતુ મધ્યસ્થ દૃષ્ટિથી (તત્ત્વાતત્ત્વની પરીક્ષા કરી) સ્વીકાર અને ત્યાગ કરીયે છીએ. ૭.

पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः ॥ ८ ॥

अष्टक (हरिभद्रसूरि).

મને મહાવીર પ્રભુ પ્રત્યે પક્ષપાત નથી અને ન તો કપિલ ઉપર દ્વેષ પણ છે. પણ જેનું યુક્તિવાળું વચન હોય તેનો જ સ્વીકાર કરવો જોઈએ. ૮.

## સમતાનો ઉપયોગઃ—

समत्वमवलम्ब्याथ, ध्यानं योगी समाश्रयेत् ।
विना समत्वमारब्धे, ध्याने स्वात्मा विडम्ब्यते ॥ ९ ॥

योगशास्त्र, च० प्र०, श्लो० ११२.

યોગીએ સમભાવનું અવલંબન કરીને, ધ્યાનનો આશ્રય કરવો–ધ્યાન ધરવું. કારણ કે, સમતાપ વગર ધ્યાનનો આરંભ કરવામાં આવે તો ( સમતા વગર ધ્યાનમાં પ્રવેશ ન થઈ શકવાથી ) પોતાનો આત્મા વિડંબના પામે છે–દુઃખી થાય છે. ૯.

न साम्येन विना ध्यानं, न ध्यानेन विना च तत् ।
निष्कम्पं जायते तस्माद् द्वयमन्योन्यकारणम् ॥ १० ॥

योगशास्त्र, च० प्र०, श्लो० ११४.

સમભાવ વગર ધ્યાન હોતું નથી, અને ધ્યાન વિનાનો સમભાવ સ્થિર થતો નથી. તેથી તે બન્ને પરસ્પર હેતરૂપ છે. ( એટલે કે ધ્યાનથી સમભાવ આવે છે અને સમભાવથી ધ્યાનની પ્રાપ્તિ થાય છે. ) ૧૦.

## સમતાનો ઉપાયઃ—

भावनाभिरविश्रान्तमिति भावितमानसः ।
निर्ममः सर्वभावेषु, समत्वमवलम्बते ॥ ११ ॥

योगशास्त्र, च० प्र०, श्लो० ११०.

ભાવનાઓવડે હંમેશા વાસિત અંતઃકરણવાળો મનુષ્ય, સર્વ પદાર્થોમાં મમતા રહિત થયો છતો, સમભાવને પ્રાપ્ત થાય છે. ૧૧.

दुःखी दुःखाधिकान्पश्येत्सुखी पश्येत्सुखाधिकम् ।
आत्मानं हर्षशोकाभ्यां, शत्रुभ्यामिव नार्पयेत् ॥ १२ ॥

व्यासदेव.

દુઃખી માણસે અધિક દુઃખી માણસ તરફ દૃષ્ટિ કરવી અને સુખી માણસે અધિક સુખી માણસ તરફ જોવું. એટલે કે માણસે દુઃખના વખતે વધારે દુઃખીનો દાખલો લેવો અને સુખને વખતે વધારે સુખીનો દાખલો લેવો. આ રીતે કરીને શત્રુ જેવા હર્ષ અને શોકમાં પોતાના આત્માને નાંખવો નહીં. દુઃખી અવસ્થામાં શોક ન કરવો અને સુખી અવસ્થામાં હર્ષ—ગર્વ ન કરવો. ૧૨.

સમતાનું ફળઃ—

प्रणिहन्ति क्षणार्धेन, साम्यमालम्ब्य कर्म तत् ।
यन्न हन्यान्नरस्तीव्रतपसा जन्मकोटिभिः ॥ १३ ॥

योगशास्त्र, च० प्र०, श्लो० ५१.

મનુષ્ય જે કર્મને કરોડો જન્મમાં તીવ્ર તપવડે પણ હણી ન શકે, તે કર્મને, માત્ર એક સમતાનું જ અવલંબન કરવાથી, અર્ધ ક્ષણવડે જ હણે છે—ક્ષય કરે છે. ૧૩.

संसारमृगतृष्णासु, मनो धावसि किं वृथा ।
सुधामयमिदं ब्रह्मसरः किं नावगाहसे? ॥ १४ ॥

प्रबंधचिंतामणि, पृ० १३८, श्लो० २.

હે મન ! સંસારરૂપી મૃગતૃષ્ણામાં ફોકટ શા માટે દોડે છે ? આ ( સમતારૂપી ) અમૃતથી ભરેલ બ્રહ્મરૂપી સરોવરમાં સ્નાન શા માટે નથી કરતું ? ૧૪.

**विषयेभ्यो विरक्तानां, साम्यवासितचेतसाम् ।**
**उपशाम्येत् कषायाग्निर्बोधिदीपः समुन्मिषेत् ॥ १५ ॥**

योगशास्त्र, च० प्र०, श्लो० १११.

વિષયોથી વિરક્ત થયેલા અને સમભાવથી વાસિત ચિત્ત-વાળા મનુષ્યોનો કષાયરૂપી અગ્નિ શાંત થાય છે અને સમ્યક્ત્વરૂપી દીવો પ્રદીપ્ત થાય છે. ૧૫.

**विद्यया तपसा तीर्थ-यात्रया वा न निर्वृतिः ।**
**विना श्रीसाम्यधर्मेण, विकल्पैरपरैः किमु ? ॥ १६ ॥**

धर्मकल्पद्रुम, पृ० ५५, श्लो० ७५. ( प्र. स. )

વિદ્યાવડે, તપવડે કે તીર્થયાત્રાવડે મોક્ષ મળતો નથી. બીજા ઘણા તર્ક વિતર્ક કરવાથી પણ શું ફળ મળે છે ? એક સમતારૂપી ધર્મ વિના બીજા કોઈવડે મોક્ષ મળતો નથી. ૧૬.

**अमन्दानन्दजनने, साम्यवारिणि मज्जताम् ।**
**जायते सहसा पुंसां, रागद्वेषमलक्षयः ॥ १७ ॥**

योगशास्त्र, च० प्र०, श्लो० ५०.

મોટા આનંદને ઉત્પન્ન કરનારા સમતારૂપ જળને વિષે સ્નાન કરતા પુરૂષોનો રાગદ્વેષરૂપી મળ તત્કાળ ક્ષય પામે છે. ૧૭.

रे रे चित्त कथं भ्रातः, प्रधावसि पिशाचवत् ।
अभिन्नं पश्य चात्मानं, रागत्यागात्सुखी भव ॥ १८ ॥

प्रबंधचिंतामणि, पृ० १३८, श्लो० २.

હે ભાઇ મન ! તું પિશાચની માફક શા માટે ભટક્યા કરે છે. આત્માને અભિન્ન જો અને રાગનો ત્યાગ કરી સુખી થા. ૧૮.

न स्नानैर्माघमासस्य, न गयापिण्डपातनैः ।
न तीर्थभ्रमणैः शुद्धिर्नीरागस्य गृहेऽपि या ॥ १९ ॥

द्विजवदनचपेटिका ( हेमचंद्र ).

ઘેર રહ્યા છતાં પણ રાગ રહિત પુરૂષને જે શુદ્ધિ થાય છે, તે શુદ્ધિ, માઘ માસનું સ્નાન કરવાથી, ગયામાં પિંડ મૂકવાથી એટલે કે ગયામાં શ્રાદ્ધ કરવાથી, તેમ જ તીર્થોમાં ભ્રમણ કરવાથી પણ થતી નથી. ૧૯.



# मोह-ममता ( ४४ )

મોહનું પ્રાબલ્ય:—

अहो मोहस्य माहात्म्यं, विद्वांसो येऽपि मानवाः ।
मुह्यन्ति तेऽपि संसारे, कामार्थरतितत्पराः ॥ १ ॥

तत्त्वामृत, श्लो० २२.

મોહનું મહાત્મ્ય ખરેખર કેવું આશ્ચર્યકારક છે ? કે વિદ્વાનો પણ કામ, અર્થ, અને રતિમાં આસક્ત થઇને આ સંસારમાં મોહ પામે છે. ( મોહમાં પડે છે ). ૧.

ब्रूतेऽहंकृतिनिग्रहं मृदुतया पश्चात्करिष्याम्यहं,
प्रोद्यन्मारविकारकन्दकदनं पञ्चेन्द्रियाणां जयात् ।
व्यामोहप्रसरावरोधनविधिं सद्ध्यानतो लीलया,
नो जानाति हरिष्यतीह हत कः कालोऽन्तराले किल॥२॥

वैराग्यशतक ( पद्मानंद ), श्लो० ३६.

મોહમાં પડેલો મનુષ્ય બોલે છે કે-હું પછીથી કોમળતાએ કરીને અહંકારનો નિગ્રહ ( નાશ ) કરીશ, વિકસ્વર કામદેવના વિકારરૂપી અંકુરાનો પાંચ ઇંદ્રિયોના જયવડે વિનાશ કરીશ, અને સદ્ધ્યાનની લીલાવડે મોહના પ્રસરને રૂંધીશ. ( અર્થાત્ હાલ તો સુખ ભોગવી લઉં, પછી ઉપર પ્રમાણે કરીશ, એમ

બોલે છે). પરંતુ અધમ મૃત્યુ વચમાંથી જ હરી જશે એમ તે જાણતો નથી. ૨.

### મોહની અગમ્યતાઃ—

जानामि क्षणभङ्गुरं जगदिदं जानामि तुच्छं सुखं,
जानामीन्द्रियवर्गमेनमखिलं स्वार्थैकनिष्ठं सदा ।
जानामि स्फुरिताचिरद्युतिचलं विस्फूर्जितं संपदां,
नो जानामि तथापि कः पुनरसौ मोहस्य हेतुर्मम?॥३॥

सूक्तमुक्तावलि, पृ० २०३, श्लो० १७. ( हि. हं. )

આ જગત ક્ષણભંગુર છે એમ હું જાણું છું, આ સાંસારિક સુખ તુચ્છ છે એમ હું જાણું છું, આ સર્વ ઇંદ્રિયોનો વર્ગ સર્વદા એક સ્વાર્થમાંજ તત્પર છે એમ હું જાણું છું, તથા સંપદાનો વિલાસ ચમકતી વીજળીની જેવો ચંચળ છે એમ પણ હું જાણું છું. તો પણ આ મારા મોહનો હેતુ કોણ છે—છતાં મને મોહ થાય છે તેનું શું કારણ છે—તે હું જાણતો નથી. ૩.

### મોહનું કારણઃ—

निर्मलं स्फटिकस्येव, सहजं रूपमात्मनः ।
अध्यस्तोपाधिसंबन्धो, जडस्तत्र विमुह्यति ॥ ४ ॥

ज्ञानसार, मोहाष्टक. श्लो० ६.

આ આત્માનું સહજ સ્વરૂપ સ્ફટિક જેવું નિર્મળ છે. છતાં જડ મનુષ્ય આત્માના સહજ સ્વરૂપને છોડી શરીર, સ્વજન

વિગેરે પોતાથી ભિન્ન હોવા છતાં તે પરભાવને પોતાના તરીકે માની, તેમાં મોહ પામે છે. ૪.

नादत्ते कस्यचित् पापं, न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं, तेन मुह्यन्ति जन्तवः ॥ ५ ॥

भगवद्गीता, अ० ५, श्लो० १५.

પરમેશ્વર કોઇને પાપ આપતા નથી, તેમજ પુણ્ય પણ આપતા નથી. પરંતુ પ્રાણીઓનું જ્ઞાન અજ્ઞાનવડે ઢંકાઇ ગયેલું છે, તેથી તેઓ મોહ પામે છે. (અને તે મોહના વશથી પોતેજ પુણ્ય કે પાપ કરે છે). ૫.

મોહની નિરર્થકતાઃ—

सर्वेऽपि जीवाः स्वजना जाताः परजनाश्च ते ।
विदधीत प्रतिबन्धं, तेषु को हि मनागपि ? ॥ ६ ॥

त्रिषष्ठी०, प० १०, स० १, श्लो० २५०.

સર્વે જીવો પરસ્પર સ્વજન પણ થયા છે અને પરજન પણ થયા છે, તેથી તેમને વિષે કયો ડાહ્યો પુરૂષ જરા પણ મમતા કરે ? ૬.

त्रातुं न शक्या भवदुःखतोये, त्वया न ये त्वामपि पातुमीशाः ।
ममत्वमेतेषु दधन्मुधात्मन्, पदे पदे किं शुचमेषि मूढ ! ॥७॥

अध्यात्मकल्पद्रुम, श्लो० ३३.

જે સ્નેહીઓને ભવ દુઃખથી બચાવવાને તું શક્તિમાન

નથી અને જેઓ તને બચાવવાને શક્તિવાળા નથી, તેઓ ઉપર ખોટું મમત્વ રાખીને હે મૂઢ આત્મન્! તું પગલે પગલે શા સારૂ શોક પામે છે? ૭.

**શાસ્ત્રોનો મોહઃ—**

यदेव किञ्चिद्विषमप्रकल्पितं,
पुरातनैरुक्तमिति प्रशस्यते ।
विनिश्चिताऽप्यद्यमनुष्यवाक्कृति-
र्न पाठ्यते यत् स्मृतिमोह एव सः ॥ ८ ॥

द्वात्रिंशिका ( सिद्धसेन ), श्लो० ८.

જેમાં રહેલી કલ્પના સાવ અવળી હોય એવું પણ વચન, પુરાતન પુરૂષોએ કહેલું છે તેથી, જે, પ્રશસ્ય-વખાણવા લાયક ગણવામાં આવે છે અને હાલના મનુષ્યોના વચનની કૃતિ નિશ્ચિત અર્થવાળી હોય તો પણ તે ભણવા લાયક-માનવા લાયક અર્થાત્ ગ્રહણ કરવા લાયક નથી એમ જે કહેવું તે કેવળ પોતાના શાસ્ત્ર પરનો મોહ જ છે. ૮.

**મોહથી નુકસાનઃ—**

दाराः परभवकारा बन्धुजनो बन्धनं विषं विषयाः ।
कोऽयं जनस्य मोहो ये रिपवस्तेषु सुहृदाशा ? ॥ ९ ॥

सूक्तमुक्तावलि, पृ० २०२, श्लो० ९. ( हि. हं. )

સ્ત્રીઓ પરભવમાં કેદખાના સમાન છે, બંધુજન બંધન સમાન છે અને વિષયો વિષ સમાન છે, તો પણ લોકોનો આ

કયો-કેવો-મોહ છે કે જે શત્રુઓ છે તેમને વિષે જ મિત્રની આશા રાખે છે. ૯.

बलादसौ मोहरिपुर्जनानां,
ज्ञानं विवेकं च निराकरोति ।
मोहाभिभूतं च जगद्विनष्टं,
तत्त्वावबोधादपयाति मोहः ॥ १० ॥

हृदयप्रदीप, श्लो० १५.

આ મોહરૂપી શત્રુ, બળાત્કારે મનુષ્યોના જ્ઞાનને અને વિવેકને દૂર કરે છે. મોહથી પરાભવ પામેલું આ જગત નાશ પામેલું જ છે. તે મોહ તત્ત્વજ્ઞાનથી જ નાશ પામે છે. ૧૦.

भार्येयं मधुराकृतिर्मम मम प्रीत्यन्वितोऽयं सुतः,
स्वर्णस्यैष महानिधिर्मम ममासौ बन्धुरो बान्धवः ।
रम्यं हर्म्यमिदं ममेत्थमनया व्यामोहितो मायया,
मृत्युं पश्यति नैव दैवहतकः क्रुद्धं पुरश्चारिणम् ॥ ११ ॥

वैराग्यशतक ( पद्मानंद ), श्लो० ३०.

મનોહર આકૃતિવાળી આ ભાર્યા મારી છે, પ્રીતિયુક્ત આ પુત્ર મારો છે, આ સુવર્ણનો મહાનિધિ મારો છે, આ મનોહર-પ્રીતિવાળો-બાંધવ મારો છે, તથા આ સુંદર મહેલ મારો છે, આ પ્રમાણે, આવા પ્રકારની માયાથી મોહ પામેલો નિર્ભાગી પુરૂષ, ક્રોધ પામેલા અને આગળ જ ચાલનારા મૃત્યુને જોતાજ નથી. ૧૧.

विकल्पचषकैरात्मा, पीतमोहासवो ह्ययम् ।
भवोच्चतालमुत्ताल–प्रपञ्चमधितिष्ठति ॥ १२ ॥

ज्ञानसार, मोहाष्टक, श्लो० ५.

(આ પદાર્થ સુંદર છે, આ સારો નથી વિગેરે) અનેક સંકલ્પ–વિકલ્પોરૂપી મદિરાનાં પાત્રોવડે જેણે મોહરૂપી મદિરા પીધી છે, એવો આ જીવ, સંસારરૂપી (દારૂડીયાઓના) અખાડામાં હર્ષ–શોકાદિવડે ઉન્મત્ત થઇ બકવું, છાતી કૂટવી વિગેરેરૂપ હાથતાળી આપી (જન્મ–જરાદિરૂપ) પ્રપંચને પામે છે. ૧૨.

ममत्वाज्जायते लोभो लोभाद्रागश्च जायते ।
रागाच्च जायते द्वेषो द्वेषाद्दुःखपरंपरा ॥ १३ ॥

तत्त्वामृत, श्लो० २३५.

મમતાથી લોભ ઉત્પન્ન થાય છે, લોભથી રાગ ઉત્પન્ન થાય છે, રાગથી દ્વેષ ઉત્પન્ન થાય છે, અને દ્વેષથી દુઃખની પરંપરા ઉત્પન્ન થાય છે. (એટલે કે આ બધાયનું મૂળ મમતા છે.) ૧૩.

पुत्रो मे भ्राता मे, स्वजनो मे गृहकलत्रवर्गो मे ।
इतिकृत–"मे" "मे"–शब्दं, पशुमिव मृत्युर्जनं हरति ॥१४॥

सूक्तमुक्तावलि, पृ० २०२, श्लो० १०. (हि. हं.)

આ મારો પુત્ર છે, આ મારો ભાઇ છે, આ મારો સ્વજન છે, આ મારૂં ઘર છે, આ મારો સ્ત્રીવર્ગ છે, આ પ્રમાણે મારૂં મારૂં એવા શબ્દને કહેનારા, પશુ જેવા મનુષ્યને, મૃત્યુ તત્કાલ હરી જાય છે. ૧૪.

अनादिकालं जीवेन, प्राप्तं दुःखं पुनः पुनः ।
मिथ्यामोहपरीतेन, कषायवशवर्तिना ॥ १५ ॥

तत्त्वामृत, श्लो० ४९.

અનાદિકાળથી આ જીવે, મિથ્યામોહથી કષાયોને આધીન થઇ, વારંવાર દુઃખ પ્રાપ્ત કર્યું છે. ૧૫.

शीलरत्नं हृतं यस्य, मोहध्वान्तमुपेयुषः ।
नानादुःखशताकीर्णे, नरके पतनं ध्रुवम् ॥ १६ ॥

तत्वामृत, श्लो० १६.

મોહરૂપ અંધકારમાં ફસાયેલા જે પુરૂષનું શીળરૂપી રત્ન હરાઇ ગયું છે તેનું, અનેક જાતના હજારો દુઃખથી યુક્ત નરકમાં, અવશ્ય પતન થાય છે. ૧૬.

મોહની ભાવના:—

यदयं स्वामी यदिदं सद्म,
सर्वं चैतन्मिथ्या छद्म ।
यदयं कान्तो यदियं कान्ता,
सोऽयं मोहो हन्त दुरन्तः ॥ १७ ॥

सूक्तमुक्तावलि, मोहत्याग. श्लो० ६.

આ (મારો) માલીક-શેઠ-છે અને આ (મારૂં) ઘર છે, એ પ્રમાણે જે ભાવના થાય છે, તે કેવળ ખોટું બહાનું માત્ર જ છે. તેવી જ રીતે આ (મારો) પતિ છે અને આ (મારી) પત્ની છે એ પણ, દુઃખે કરીને નાશ કરી શકા એવો, મોહ જ છે. (એટલે કે આવી લાગણીઓ મોહનું જ પરિણામ છે). ૧૭.

મોહઃ દુઃખનું કારણઃ—

मार्जारभक्षिते दुःखं, यादृशं गृहकुक्कुटे ।
न तादृङ्ममताशून्ये, कलविङ्केऽथ मूषिके ॥ १८ ॥

मार्कंडपुराण, अ० ३५, श्लो० ४.

ઘરના કુકડાને બિલાડી ભક્ષણ કરે તે વખતે જેવું દુઃખ થાય છે, તેવું દુઃખ મમતારહિત ચકલી કે ઉંદરનું, બીલાડીના ભક્ષણ કરવાથી લાગતું નથી. ( અર્થાત્ મમતા રાખવામાં દુઃખ છે અને મમતા ન હોય ત્યાં દુઃખ નથી.) ૧૮.

भूषणोद्यानवाप्यादौ, मूर्छितास्त्रिदशा अपि ।
च्युत्वा तत्रैव जायन्ते, पृथ्वीकायादियोनिषु ॥ १९ ॥

દેવતાઓ પણ ભૂષણ, ઉદ્યાન અને વાવ વિગેરેને વિષે મૂર્છા-વાળા—મમતાવાળા—હોય છે, તેથી તેઓ દેવભવથી ચવીને (ચવે છે ત્યારે) ત્યાં જ પૃથ્વીકાય વિગેરે એકેંદ્રિયની યોનિને વિષે ઉત્પન્ન થાય છે. ૧૯.

शास्त्रज्ञोऽपि धृतव्रतोऽपि गृहिणीपुत्रादिबन्धोज्झितो
ऽप्यङ्गी यद्यतते प्रमादवशगो न प्रेत्यसौख्यश्रिये ।
तन्मोहद्विषतस्त्रिलोकजयिनः काचित् परा दुष्टता,
बद्धायुष्कतया स वा नरपशुर्नूनं गमी दुर्गतौ ॥ २० ॥

अध्यात्मकल्पद्रुम.

મનુષ્ય, શાસ્ત્રને જાણતા છતાં, વ્રતને ધારણ કર્યાં છતાં અને સ્ત્રીપુત્રાદિકના બંધનનો ત્યાગ કર્યાં છતાં પણ પ્રમાદને વશ

થયેલો હોવાથી, પરલોકના સુખની લક્ષ્મીને માટે જે યત્ન કરતો નથી, તે ત્રણ લોકને પોતાને વશ કરનાર મોહરૂપી શત્રુની કાંઈક મોટી દુષ્ટતા છે, અને તેથી કરીને (એવા) આયુષ્યનો બંધ કરવાના કારણે, તે મનુષ્યરૂપી પશુ, અવશ્ય દુર્ગતિમાં જ જવાનો છે. ૨૦.

મોહનું કડવું ફળઃ—

पुत्रकलत्रपरिग्रहममत्वदोषैर्नरो व्रजति नाशम् ।
कृमिक इव कोशकारः, परिग्रहाद्दुःखमाप्नोति ॥ २१ ॥

आचारांगसूत्रटीका, पृ० १०१, श्लो० २.

પુત્ર, સ્ત્રી અને પરિગ્રહ ઉપરની મમતાના દોષવડે મનુષ્ય નાશને પામે છે, અને કોશકાર કૃમિની જેમ-કરોળીયાની જેમ-પરિગ્રહથી દુઃખ પામે છે. ૨૧.

મોહ-નિર્મોહ-વિવેકઃ—

अहं ममेति मन्त्रोऽयं, मोहस्य जगदान्ध्यकृत् ।
अयमेव हि नञ्पूर्वः, प्रतिमन्त्रोऽपि मोहजित् ॥ २२ ॥

ज्ञानसार, मोहाष्टक, श्लो० १.

"હું છું" અને "આ મારો છે" આ પ્રમાણે મોહનો મંત્ર આખા જગતને અંધ કરનાર છે, અને તે જ મંત્ર નકાર પૂર્વક હોય એટલે કે "હું નથી" કે "આ મારો નથી" આવાં હોય તો તે પ્રતિમંત્ર-મંત્રને પણ જીતનારો—મોહને જીતે છે. ૨૨.

त्यक्तव्यो ममकारस्त्यक्तुं यदि शक्यते नासौ ।
कर्तव्यो ममकारः, किन्तु स सर्वत्र कर्तव्यः ॥ २३ ॥

अप्पयदीक्षित.

આ મારૂં છે એવા પ્રકારનો મમકાર ત્યાગ કરવા યોગ્ય છે. છતાં જો કદાચ તે મમકાર ત્યાગ કરી ન શકાય તો ભલે મમકાર કરવો, પરંતું તે મમકાર સર્વત્ર–સર્વ જીવ, અજીવ વિગેરેને વિષે કરવો. ૨૩.

મોહનો ત્યાગઃ—

कर्मणा मोहनीयेन, मोहितं सकलं जगत् ।
धन्या मोहं समुत्सार्य, तपस्यन्ति महाधियः ॥ २४ ॥

तत्त्वामृत० श्लो० २१.

આખુંય જગત્ મોહનીય કર્મમાં મુગ્ધ–બંધાયું–છે. પરન્તુ તે જ મહા બુદ્ધિશાળીઓને ધન્ય છે કે જેઓ મોહને ઉખેડી નાંખી તપને આદરે છે. ૨૪.

મોહના ત્યાગનો ઉપાયઃ—

शुद्धात्मद्रव्यमेवाऽहं, शुद्धज्ञानं गुणो मम ।
नान्योऽहं न ममान्ये चेत्यदो मोहास्त्रमुल्बणम् ॥ २५ ॥

ज्ञानसार, मोहाष्टक, श्लो० २.

હું શુદ્ધ આત્મદ્રવ્ય જ છું, શુદ્ધ જ્ઞાન એ મારો ગુણ છે, હું આત્મદ્રવ્યથી ભિન્ન નથી, અને મારાથી અન્ય આ

દેહાદિ મારા નથી; એ પ્રમાણે જો જ્ઞાન થાય, તો એ જ્ઞાન મોહને ભેદવા માટે પ્રખર શસ્ત્ર છે. ૨૫.

મોહત્યાગનું ફળઃ—

यो न मुह्यति लग्नेषु, भावेष्वौदयिकादिषु ।
आकाशमिव पङ्केन, नाऽसौ पापेन लिप्यते ॥ २६ ॥

ज्ञानसार, मोहाष्टक, श्लो० ३.

જે મનુષ્ય, ઔદયિક, ઔપશમિક વિગેરે ભાવો ઉદયમાં આવતાં તેમાં મોહ પામતો નથી, તે પંકવડે જેમ આકાશ લેપાતું નથી તેમ પાપથી લેપાતો નથી. ૨૬.

निर्ममत्वे सदा सौख्यं, संसारस्थितिछेदनम् ।
जायते परमोत्कृष्टमात्मनि संस्थिते सति ॥ २७ ॥

तत्त्वामृत, श्लो० २३७.

નિરંતર આત્માને વિષે નિર્મમતા રહેલી હોય તો સંસારની સ્થિતિનો નાશ કરનાર અત્યંત ઉત્કૃષ્ટ–મોટું–સુખ પ્રાપ્ત થાય છે. ૨૭.

छित्वा स्नेहमयान् पाशान्, भित्त्वा मोहमहार्गलम् ।
सच्चारित्रसमायुक्ताः, शूरा मोक्षपथे स्थिताः ॥ २८ ॥

तत्वामृत, २०.

શૂરવીર પુરૂષો સ્નેહયુક્ત પાશ–જાળ–ને છેદીને અને મોહરૂપી મ્હોટા આંગળાને ભેદીને, શુદ્ધ ચારિત્રથી યુક્ત થઈ

મોક્ષમાર્ગમાં સ્થિર રહે છે. ( એટલે કે તેઓ મોહથી બંધાતા નથી. ) ૨૮.

पश्यन्नेव परद्रव्य-नाटकं प्रतिपाटकम् ।
भवचक्रपुरस्थोऽपि, नाऽमूढः परिखिद्यते ॥ २९ ॥

ज्ञानसार, मोहाष्टक, श्लो० ४.

( મોહરાજાના આ ) સંસારરૂપી શહેરમાં રહેવા છતાં પણ તત્ત્વનો જાણકાર-અમૂઢ મનુષ્ય, બીજા જીવ-પુદ્ગલાદિ પરદ્રવ્યોનું નવા નવા સ્વરૂપે પરિણમવારૂપ નૃત્ય દેખતો છતો, ક્લેશ પામતો નથી. ૨૯.



દેહાદિ મારા નથી; એ પ્રમાણે જો જ્ઞાન થાય, તો એ જ્ઞાન મોહને ભેદવા માટે પ્રખર શસ્ત્ર છે. ૨૫.

મોહત્યાગનું ફળઃ—

यो न मुह्यति लग्नेषु, भावेष्वौदयिकादिषु ।
आकाशमिव पङ्केन, नाऽसौ पापेन लिप्यते ॥ २६ ॥

ज्ञानसार, मोहाष्टक, श्लो० ३.

જે મનુષ્ય, ઔદયિક, ઔપશમિક વિગેરે ભાવો ઉદયમાં આવતાં તેમાં મોહ પામતો નથી, તે પંકવડે જેમ આકાશ લેપાતું નથી તેમ પાપથી લેપાતો નથી. ૨૬.

निर्ममत्वे सदा सौख्यं, संसारस्थितिछेदनम् ।
जायते परमोत्कृष्टमात्मनि संस्थिते सति ॥ २७ ॥

तत्त्वामृत, श्लो० २३७.

નિરંતર આત્માને વિષે નિર્મમતા રહેલી હોય તો સંસારની સ્થિતિનો નાશ કરનાર અત્યંત ઉત્કૃષ્ટ-મોટું-સુખ પ્રાપ્ત થાય છે. ૨૭.

छित्वा स्नेहमयान् पाशान्, भित्त्वा मोहमहार्गलम् ।
सच्चारित्रसमायुक्ताः, शूरा मोक्षपथे स्थिताः ॥ २८ ॥

तत्वामृत, २०.

શૂરવીર પુરૂષો સ્નેહયુક્ત પાશ-જાળ-ને છેદીને અને મોહરૂપી મ્હોટા આંગળાને ભેદીને, શુદ્ધ ચારિત્રથી યુક્ત થઈ

મોક્ષમાર્ગમાં સ્થિર રહે છે. ( એટલે કે તેઓ મોહથી બંધાતા નથી. ) ૨૮.

पश्यन्नेव परद्रव्य-नाटकं प्रतिपाटकम् ।
भवचक्रपुरस्थोऽपि, नाऽमूढः परिखिद्यते ॥ २९ ॥

ज्ञानसार, मोहाष्टक, श्लो० ४.

( મોહરાજાના આ ) સંસારરૂપી શહેરમાં રહેવા છતાં પણ તત્ત્વનો જાણકાર-અમૂઢ મનુષ્ય, બીજા જીવ-પુદ્‌ગલાદિ પરદ્રવ્યોનું નવા નવા સ્વરૂપે પરિણમવારૂપ નૃત્ય દેખતો છતો, ક્લેશ પામતો નથી. ૨૯.



દેહાદિ મારા નથી; એ પ્રમાણે જો જ્ઞાન થાય, તો એ જ્ઞાન મોહને ભેદવા માટે પ્રખર શસ્ત્ર છે. ૨૫.

### મોહત્યાગનું ફળઃ—

योो न मुह्यति लग्नेषु, भावेष्वौदयिकादिषु ।
आकाशमिव पङ्केन, नाऽसौ पापेन लिप्यते ॥ २६ ॥

ज्ञानसार, मोहाष्टक, श्लो० ३.

જે મનુષ્ય, ઔદયિક, ઔપશમિક વિગેરે ભાવો ઉદયમાં આવતાં તેમાં મોહ પામતો નથી, તે પંકવડે જેમ આકાશ લેપાતું નથી તેમ પાપથી લેપાતો નથી. ૨૬.

निर्ममत्वे सदा सौख्यं, संसारस्थितिछेदनम् ।
जायते परमोत्कृष्टमात्मनि संस्थिते सति ॥ २७ ॥

तत्त्वामृत, श्लो० २३७.

નિરંતર આત્માને વિષે નિર્મમતા રહેલી હોય તો સંસારની સ્થિતિનો નાશ કરનાર અત્યંત ઉત્કૃષ્ટ-મોટું-સુખ પ્રાપ્ત થાય છે. ૨૭.

छित्वा स्नेहमयान् पाशान्, भित्त्वा मोहमहार्गलम् ।
सच्चारित्रसमायुक्ताः, शूरा मोक्षपथे स्थिताः ॥ २८ ॥

तत्वामृत, २०.

શૂરવીર પુરૂષો સ્નેહયુક્ત પાશ-જાળ-ને છેદીને અને મોહરૂપી મ્હોટા આંગળાને ભેદીને, શુદ્ધ ચારિત્રથી યુક્ત થઈ

शास्त्रे वादिभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं,
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥३॥

वैराग्यशतक ( भर्तृहरि ), श्लो० ३१.

ભોગ ભોગવવામાં રોગનો ભય હોય છે, સારા કુળને વિષે ભ્રષ્ટ થવાનો ભય હોય છે, ધનને વિષે રાજાનો ભય હોય છે, માનને વિષે દીનપણાનો ભય છે, બળને વિષે શત્રુનો ભય છે, રૂપને વિષે જરાનો–વૃદ્ધાવસ્થાનો–ભય છે, શાસ્ત્રના જ્ઞાનને વિષે વાદીનો ભય છે, ગુણને વિષે ખળ પુરૂષનો ભય છે, અને શરીરને વિષે યમરાજનો–મૃત્યુનો–ભય છે. પૃથ્વી પર સર્વ વસ્તુ ભયવાળી જ છે. માત્ર એક વૈરાગ્ય જ ભય રહિત છે. ૩.

यदिह भवति सौख्यं वीतकामस्पृहाणां,
न तदमरविभूनां नापि चक्रेश्वराणाम् ।
इति मनसि नितान्तं प्रीतिमाधाय धर्मे,
भजत जहित चैतान्कामशत्रून्दुरन्तान् ॥ ४ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० १०.

આ જગતમાં કામભોગની ઈચ્છા રહિત પુરૂષોને જે સુખ છે, તે સુખ દેવેંદ્રોને પણ હોતું નથી, અને ચક્રવર્તીને પણ હોતું નથી. આ પ્રમાણે મનને વિષે અત્યંત પ્રીતિ ધારણ કરીને ( પ્રીતિ પૂર્વક ) ધર્મની સેવા કરો, અને દુષ્ટ પરિણામવાળા આ કામભોગરૂપી શત્રુઓનો ત્યાગ કરો ! ૪.



# वैराग्य (४५)

वैराग्यना पर्याय:—

माध्यस्थ्य वैराग्यः विरागता शान्तिरुपशमः प्रशमः।
दोषक्षयः कषायविजयश्च वैराग्यपर्यायाः ॥ १ ॥

प्रशमरति, श्लो० १७.

માધ્યસ્થ્ય, વૈરાગ્ય, વિરાગતા, શાન્તિ, ઉપશમ, પ્રશમ, દોષક્ષય, કષાયવિજય વિગેરે વૈરાગ્યના પર્યાયવાચી નામો છે. ૧.

વૈરાગ્યની વિશેષતા:—

निर्ममत्वं परं तत्त्वं, निर्ममत्वं परं सुखम् ।
निर्ममत्वं परं बीजं, मोक्षस्य कथितं बुधैः ॥ २ ॥

तत्त्वामृत, श्लो० २३६.

નિર્મમતા (મમતા રહિતપણું) જ ઉત્તમ તત્વ છે, નિર્મમતા જ ઉત્તમ સુખ છે, અને નિર્મમતા જ મોક્ષનું ઉત્તમ બીજ છે, એમ પંડિતોએ કહ્યું છે. ૨.

भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं,
माने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम् ।

शास्त्रे वादिभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं,
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥३॥

वैराग्यशतक ( भर्तृहरि ), श्लो० ३१.

ભોગ ભોગવવામાં રોગનો ભય હોય છે, સારા કુળને વિષે ભ્રષ્ટ થવાનો ભય હોય છે, ધનને વિષે રાજાનો ભય હોય છે, માનને વિષે દીનપણાનો ભય છે, બળને વિષે શત્રુનો ભય છે, રૂપને વિષે જરાનો–વૃદ્ધાવસ્થાનો–ભય છે, શાસ્ત્રના જ્ઞાનને વિષે વાદીનો ભય છે, ગુણને વિષે ખળ પુરૂષનો ભય છે, અને શરીરને વિષે યમરાજનો–મૃત્યુનો–ભય છે. પૃથ્વી પર સર્વ વસ્તુ ભયવાળી જ છે. માત્ર એક વૈરાગ્ય જ ભય રહિત છે. ૩.

यदिह भवति सौख्यं वीतकामस्पृहाणां,
न तदमरविभूनां नापि चक्रेश्वराणाम् ।
इति मनसि नितान्तं प्रीतिमाधाय धर्मे,
भजत जहित चैतान्कामशत्रून्दुरन्तान् ॥ ४ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० १०.

આ જગતમાં કામભોગની ઈચ્છા રહિત પુરૂષોને જે સુખ છે, તે સુખ દેવેંદ્રોને પણ હોતું નથી, અને ચક્રવર્તીને પણ હોતું નથી. આ પ્રમાણે મનને વિષે અત્યંત પ્રીતિ ધારણ કરીને ( પ્રીતિ પૂર્વક ) ધર્મની સેવા કરો, અને દુષ્ટ પરિણામવાળા આ કામભોગરૂપી શત્રુઓનો ત્યાગ કરો ! ૪.

## વૈરાગ્યમય ઉપદેશઃ—

सह कलेवर ! खेदमचिन्तयन्,
स्ववशता हि पुनस्तव दुर्लभा ।
घनतरं च सहिष्यसि जीव ! हे,
परवशो न च तत्र गुणोऽस्ति ते ॥ ५ ॥

उपदेशप्रासाद, भाग १, पृ० १४०. (प्र. स.)

હે કલેવર ( શરીર )! ખેદનો ( કષ્ટનો ) વિચાર કર્યા વિના તું જે દુઃખ આવે તેને સહન કર. કેમકે ફરીથી તને આવા પ્રકારનું પોતાને વશપણું દુર્લભ છે ( મનુષ્યભવમાં જે સ્વતંત્રતા છે તે ફરીથી પ્રાપ્ત થશે નહિં, તેથી આ દુઃખ સહન કરી લે ). હે જીવ ! હજુ પણ નરક અને તિર્યંચની ગતિમાં જઈશ ત્યારે પરાધીનપણે તારે ઘણું સહન કરવું પડશે, અને તે સહન કરવામાં તને કાંઈપણ ગુણ થશે નહીં. ૫.

भवभोगशरीरेषु, भवनीयः सदा बुधैः ।
निर्वेदः परया बुद्ध्या, कर्मारातिजिगीषुभिः ॥ ६ ॥

तत्त्वामृत, श्लो० १२८.

કર્મરૂપી શત્રુને જીતવાની ઇચ્છા રાખતા એવા વિદ્વાન્ પુરૂષે, તીક્ષ્ણ બુદ્ધિથી, સંસાર, વિષયો અને શરીરને વિષે વૈરાગ્યની ભાવના ભાવવી. ૬.

त्यज कामार्थयोः सङ्गं, धर्मध्यानं सदा भज ।
छिन्धि स्नेहमयान् पाशान्मानुष्यं प्राप्य दुर्लभम् ॥७॥

तत्त्वामृत, श्लो० १३०.

હે જીવ ! આ દુર્લભ મનુષ્ય ભવને પામીને-કામ અને અર્થના સંગનો ત્યાગ કર, નિરંતર ધર્મધ્યાનનું સેવન કર; અને સ્નેહમય પાશને છેદી નાખ. ૭.

सच्चारित्रपवित्रदारुरचितं शीलध्वजालंकृतं,
गुर्वाज्ञागुणगुम्फनादृढतरं सद्बोधपोतं श्रितः ।
मोहग्राहभयंकरं तर महासंसारवारांनिधिं,
यावन्न प्रतिभिद्यते स्तनतटाघातैः कुरङ्गीदृशाम् ॥८॥

वैराग्यशतक (पद्मानंद), श्लो० ५२.

હે જીવ ! ઉત્તમ ચારિત્રરૂપ પવિત્ર ( મજબૂત ) કાષ્ઠનું બનાવેલું, શીલરૂપી ધ્વજ( સઢ )વડે શોભતું અને ગુરૂની આજ્ઞારૂપી દોરીથી મજબૂત રીતે ગુંથેલું આ સારા બોધરૂપી વહાણ છે. તેનો તેં આશ્રય કર્યો છે, તેથી જ્યાં સુધીમાં તે વહાણ સ્ત્રીઓના સ્તનરૂપી કિનારાના આઘાતવડે અફળાવાથી ભાંગી ન જાય, ત્યાં સુધીમાં મોહરૂપી મઘરોવડે ભયંકર એવા આ મોટા સંસારરૂપી સાગરને તું તરી જા. ૮.

संसारे गहनेऽत्र चित्रगतिषु भ्रान्त्यऽनया सर्वथा,
रे रे जीव न सोऽस्ति कश्चन जगन्मध्ये प्रदेशो ध्रुवम् ।

यो नाप्तस्तव भूरिजन्ममरणैस्तत्किं न तेऽद्यापि हि,
निर्वेदो हृदि विद्यते यदनिशं पापक्रियायां रतिः ॥ ९ ॥

वैराग्यशतक ( पद्मानंद ), श्लो० ४५.

હે જીવ ! આ સંસારરૂપી વનમાં ઘણી વિચિત્ર ગતિઓ છે, તેમાં આ રીતે સર્વથા ભ્રમણ કરવાવડે જગતમાં તેવો કોઈ પણ પ્રદેશ નથી કે જે પ્રદેશ, ઘણાં જન્મ અને મરણોવડે, તેં પ્રાપ્ત કર્યો ન હોય. અર્થાત્ જગતના સર્વ પ્રદેશોમાં તેં ઘણાં જન્મ મરણો કર્યાં છે. છતાં હજુ સુધી તારા હૃદયમાં નિર્વેદ ( વૈરાગ્ય ) આવતો નથી, અને નિરંતર પાપની ક્રિયામાંજ તને પ્રીતિ થાય છે એ ખેદની વાત છે. ૯

त्यजत युवतिसौख्यं क्षान्तिसौख्यं श्रयध्वं,
विरमत भवमार्गान्मुक्तिमार्गे रमध्वम् ।
जहित विषयसङ्गं ज्ञानसङ्गं कुरुध्वं,
अमितगतिनिवासं येन नित्यं लभध्वम् ॥ १० ॥

सुभाषितरत्नसंदोह, श्लो० १९.

હે ભવ્ય જીવો ! સ્ત્રીઓના સુખનો ત્યાગ કરો, ક્ષમાથી થતા સુખનો આશ્રય કરો, સંસારના માર્ગથી વિરામ પામો, મોક્ષના માર્ગમાં આનંદ પામો, વિષયોના સંગનો ત્યાગ કરો, અને જ્ઞાનનો સંગ કરો, કે જેથી અમિત ( કોઈની ઉપમા ન આપી શકાય તેવી ) ગતિ ( મુક્તિ )ને વિષે નિરંતર નિવાસને તમે પામી શકો. ( અહીં અમિતગતિ શબ્દવડે કરીને કર્તાએ પોતાનું નામ પણ જણાવ્યું છે. ) ૧૦.

श्रियोऽपायांघ्रातास्तृणजलचरं जीवितमिदं,
मनश्चित्रं स्त्रीणां भुजगकुटिलं कामजसुखम्।
क्षणध्वंसी कायः प्रकृतितरले यौवनधने,
इति ज्ञात्वा सन्तः स्थिरतरधियः श्रेयसि रताः ॥ ११ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ३३२.

આ લક્ષ્મી કષ્ટથી વ્યાપ્ત છે, આ જીવિત તૃણના અગ્ર ભાગપર રહેલા જળબિંદુ જેવું—ચપળ છે, સ્ત્રીઓનું મન વિચિત્ર પ્રકારનું છે, કામનું સુખ સર્પ જેવું કુટિલ છે, આ શરીર ક્ષણમાં નાશ પામનારૂં છે, તથા યૌવન અને ધન સ્વભાવથી જ ચપળ છે. આ પ્રમાણે જાણીને જ, સ્થિર બુદ્ધિવાળા સત્પુરૂષો આત્મકલ્યાણમાં આસક્ત થાય છે. ૧૧.

आयुः कल्लोललोलं कतिपयदिवसस्थायिनी यौवनश्री–
रर्थाः संकल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोगपूराः।
कण्ठाश्लेषोपगूढं तदपि च न चिरं यत्प्रियाभिः प्रणीतं,
ब्रह्मण्यासक्तचित्ता भवत भवभयाम्भोधिपारं तरीतुम् ॥१२॥

वैराग्यशतक (भर्तृहरि), श्लो० ३६.

પ્રાણીઓનું આયુષ્ય તરંગ જેવું ચપળ છે, યૌવનની લક્ષ્મી–શોભા કેટલાક દિવસ જ રહેનારી છે, ધન સંકલ્પ જેવું છે–ક્ષણમાં નાશ પામે તેવું છે, કામભોગના સમૂહો વર્ષાઋતુની વીજળીના ચમકારા જેવા ક્ષણિક છે, તથા પ્રિયાએ કંઠને વળગીને કરેલું જે આલિંગન તે પણ ઘણો કાળ રહેવાનું નથી. તેથી સંસારના ભયરૂપી સમુદ્રના પારને પામવા માટે તમે બ્રહ્મઆત્માને વિષેજ આસક્ત ચિત્તવાળા થાઓ. ૧૨.

माता नास्ति पिता नास्ति, नास्ति भ्राता सहोदरः ।
अर्थो नास्ति गृहं नास्ति, तस्माज्जागृत जागृत ॥ १३ ॥

योगवासिष्ठ, मुमुक्षु प्र०, श्लो० ३३.

સંસારમાં કોઈ માતા નથી, પિતા નથી, માડીજાયો ભાઈ નથી, પૈસો નથી અને ઘર પણ નથી. તેથી હે મનુષ્યો! તમે જાગો, જાગો! ૧૩.

जन्मदुःखं जरादुःखं, मृत्युदुःखं पुनः पुनः ।
संसारसागरे दुःखं, तस्माज्जागृत जागृत ॥ १४ ॥

योगवासिष्ठ, मुमुक्षु प्र०, श्लो० ३४.

જન્મ પામવો એ દુઃખમય છે, ઘરડા થવું એ પણ દુઃખભર્યું છે, મરી જવું એ પણ દુઃખમય છે એટલે સંસારરૂપી સમુદ્રમાં બધે દુઃખ જ ભર્યું છે તેથી હે મનુષ્યો! તમે જાગો જાગો! ૧૪.

### વૈરાગ્યમય ભાવના:—

किं नास्ति मरणं तस्मिन्, शरणं वाऽस्ति किञ्चन ।
किं नानित्याश्च संयोगा निश्चिन्तैः स्थीयते कथम् ? ॥ १५ ॥

શું મરણ આવવાનું નથી? અથવા શું તે આવે ત્યારે કાંઈ પણ શરણરૂપ છે? અને શું સર્વ સંયોગો અનિત્ય નથી? અનિત્ય જ છે તો શા માટે નિશ્ચિંત થઈને મનુષ્યો રહ્યા છે? ૧૫.

अनित्यं यौवनं रूपमायुष्यं द्रव्यसंचयः ।
इति चिन्तयमानेन, त्रैलोक्यं लोष्टवत्स्मृतम् ॥ १६ ॥

इतिहाससमुच्चय, अ० ३२, श्लो० २४.

યૌવન, રૂપ, આયુષ્ય અને ધનનો સમૂહ, એ સર્વ અનિત્ય છે એમ વિચાર કરતા પુરૂષે આ ત્રણ લોકને માટીના ઢેફા જેવા માનેલો છે—અસાર માનેલો છે. ૧૬.

**मातृपितृसहस्राणि, पुत्रदारशतानि च ।**
**प्रतिजन्मनि वर्तन्ते, कस्य माता पिताऽपि वा ? ॥१७॥**

इतिहाससमुच्चय, अ० १८, श्लो० ६४.

પ્રાણીઓને દરેક જન્મમાં થઈને હજારો માતા પિતા થયા છે અને સેંકડો સ્ત્રીઓ અને પુત્રો થયા છે. તો કોની માતા અને કોના પિતા ? આ સર્વ ખોટો મોહ છે. ૧૭.

**अष्टकुलाचलसप्तसमुद्रा ब्रह्मपुरन्दरदिनकररुद्राः ।**
**न त्वं, नाहं, नायं लोकः, तदपि किमर्थं क्रियते शोकः ? ॥१८॥**

मोहमुद्गर ( शंकराचार्य ), श्लो० १५.

આઠ કુલપર્વતો, સાત સમુદ્ર, બ્રહ્મા, ઈંદ્ર, સૂર્ય, મહાદેવ, આ સર્વ પદાર્થો નથી, તું નથી, હું નથી, અને આ સમગ્ર દેખાતો લોક પણ નથી. તો પણ શા માટે શોક કરે છે ? અર્થાત્ આ સર્વ પદાર્થો નાશવંત અથવા માયાના આભાસરૂપ હોવાથી વાસ્તવિક નથી. તેથી કોનો શોક કરવો ? કોઈનો શોક કરવો યોગ્ય નથી.૧૮.

का तव कान्ता कस्ते पुत्रः,
संसारोऽयमतीव विचित्रः ।
कस्य त्वं वा कुत आयात-
स्तत्त्वं चिन्तय तदिदं भ्रातः ? ॥ १९ ॥

मोहमुद्गर ( शंकराचार्य ), श्लो० ४.

હે ભાઇ ! તારી સ્ત્રી કોણ ? તારો પુત્ર કોણ ? આ સંસાર અત્યંત વિચિત્ર છે, તું કોનો છે (કોનો પુત્ર છે), અને ક્યાંથી આવ્યો છે ? આ તત્ત્વનો તું વિચાર કર ! ૧૯

सौख्यं मित्रकलत्रपुत्रविभवभ्रंशादिभिर्भङ्गुरं,
कासश्वासभगंदरादिभिरिदं व्याप्तं वपुर्व्याधिभिः ।
भ्रातस्तूर्णमुपैति संनिधिमसौ कालः करालाननः,
कष्टं किं करवाण्यहं तदपि यच्चित्तस्य पापे रतिः ॥२०॥

वैराग्यशतक ( पद्मानंद ), श्लो० ४४

હે ભાઇ ! આ સંસારનું સુખ, મિત્ર, સ્ત્રી, પુત્ર અને વૈભવના નાશથી-વિયોગથી ક્ષણભંગુર છે, આ શરીર ઉધરસ, શ્વાસ અને ભગંદર વિગેરે વ્યાધિઓવડે વ્યાપ્ત છે, તથા આ ભયંકર મુખવાળો કાળ (મૃત્યુ) જલ્દી સમીપે આવતો જાય છે. તો પણ મહા કષ્ટની વાત છે કે હું શું કરૂં તેની મને ગમ પડતી નથી, કારણ કે હજુ પાપ કાર્ય કરવામાં જ ચિત્તને પ્રીતિ ઉપજે છે. ૨૦.

श्रियो दोलालोला विषयजरसाः प्रान्तविरसा
विपद्गेहं देहं महदपि धनं भूरिनिधनम् ।
बृहच्छोको लोकः सततमबला दुःखबहुला-
स्तथाऽप्यस्मिन् घोरे पथि बत रता हन्त कुधियः ॥२१॥

આ જગતમાં લક્ષ્મી હીંચકા જેવી ચપળ છે, વિષયથી ઉત્પન્ન થયેલા રસો પરિણામે વિરસ થાય છે, આ શરીર વિપત્તિનું ઘર છે, ઘણું ધન પણ અત્યંત વિનાશવાળું છે, લોકો ઘણા

શોકથી વ્યાપ્ત છે, સ્ત્રીઓ નિરંતર ઘણા દુઃખવાળી છે. તો પણ આવા ઘોર-ભયંકર સંસારમાર્ગમાં કુબુદ્ધિવાળા લોકો અત્યંત આસક્ત થઇને રહ્યા છે; તે ખેદની વાત છે. ૨૧.

मुक्त्वा दुर्मतिमेदिनीं गुरुगिरा संशील्य शीलाचलं,
बद्ध्वा क्रोधपयोनिधिं कुटिलतालङ्कां क्षपित्वा क्षणात् ।
नीत्वा मोहदशाननं निधनतामाराध्य वीरव्रतं,
श्रीमद्राम इव द्युमुक्तिवनितायुक्तो भविष्याम्यहम् ॥ २२ ॥

वैराग्यशतक ( पद्मानंद ), श्लो० ५५.

( જેમ રામચંદ્ર ગુરૂ(પિતા)ના વચનથી પૃથ્વીનો (રાજ્યનો) ત્યાગ કરી, પર્વતમાં જઇ, સમુદ્ર બાંધી, લંકાને ભાંગી, રાવણને મારી તથા વીરવ્રતને આરાધી, સ્ત્રીયુક્ત થયા હતા, તેમ હું પણ શ્રી ગુરૂમહારાજની વાણીવડે કુબુદ્ધિરૂપી પૃથ્વીનો ત્યાગ કરી, શીળરૂપી પર્વતનું સેવન કરી, ક્રોધરૂપી સમુદ્રને બાંધી, વક્રતારૂપી લંકાનો ક્ષણ વારમાં ક્ષય કરી, મોહરૂપી રાવણને મરણ પમાડી તથા વીરવ્રતનું આરાધન કરી સ્વર્ગ તથા મુક્તિરૂપી સ્ત્રીવડે યુક્ત થઇશ. ૨૨.

इमे मम धनाङ्गजस्वजनवल्लभादेहजा-
सुहृज्जनकमातुलप्रभृतयो भृशं वल्लभाः ।
मुधेति हतचेतनो भववने चिरं खिद्यते,
यतो भवति कस्य को जगति वालुकामुष्टिवत् ? ॥२३॥

सुभाषितरत्नसंदोह, श्लो० २५८.

ધન, પુત્ર, સ્વજન, પ્રિયા, પુત્રી, મિત્ર, પિતા અને મામો વિગેરે આ સર્વે મને અત્યંત વહાલા છે; આ પ્રમાણે

મૂઢ બુદ્ધિવાળો મનુષ્ય ચિરકાળ સુધી સંસારરૂપી વનને વિષે ખેદ પામે છે. પરંતુ આ જગતમાં રેતીની મુઠીના કણીયાની જેમ કોણ કોનો પ્રિય છે? અર્થાત્ કોઇ કોઇનો નથી. રેતીના કણીયા જેમ બધા જુદા જુદા છે, તે, કોઈ પણ પ્રકારે, અલ્પ કાળ માટે એકત્ર થયા છે, પણ પરિણામે જુદા થવાનાજ. ૨૩.

## વૈરાગ્ય શા માટેઃ—

यत्र जातास्तत्र रता ये पीतास्ते च मर्दिताः ।
अहो ! लोकस्य मूढस्य, वैराग्यं किं न जायते ? ॥२४॥

पार्श्वनाथचरित्र ( गद्य ), पृ० ३१. ( प्र. स. )*

આ જીવો જે ઠેકાણે જન્મ્યા, તેજ ગુહ્ય સ્થાનમાં આસક્ત થાય છે, અને જે( સ્તન )નું પાન કર્યું તેનું જ મર્દન કરવા લાગ્યા. અહો! આશ્ચર્ય છે કે મૂઢ લોકોને વૈરાગ્ય કેમ નહીં થતો હોય ? ૨૪.

श्रुतमतिबलवीर्यप्रेमरूपायुरङ्ग-
स्वजनतनयकान्ताभ्रातृपित्रादि सर्वम् ।
तितउगतजलं वा न स्थिरं वीक्षतेऽङ्गी,
तदपि बत विमूढो नात्मकृत्यं करोति ॥ २५ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० १८.

શ્રુત ( શાસ્ત્રાભ્યાસ ), બુદ્ધિ, બળ ( શરીરનું પરાક્રમ ), વીર્ય ( આત્માનું પરાક્રમ ), પ્રીતિ, રૂપ, આયુષ્ય, શરીર, સગાસંબંધી, પુત્ર, સ્ત્રી, ભાઇ અને પિતા વિગેરે સર્વ પદાર્થોને આ મનુષ્ય, ચાળણીમાં રહેલા જળની જેમ, અસ્થિર

( ચપળ ) જુએ છે, તો પણ ખેદની વાત છે કે તે મૂઢ મનુષ્ય આત્માનું કાંઇ પણ હિત કરતો નથી. ૨૫.

कल्लोलचपला लक्ष्मीः, संगमाः स्वप्नसन्निभाः ।
वात्याव्यतिकरोत्क्षिप्ततूलतुल्यं च यौवनम् ॥ २६ ॥

योगशास्त्र, च० प्र०, श्लो० ५९.

લક્ષ્મી પાણીના તરંગો જેવી ચપળ–અસ્થીર–છે, સ્વજનાદિકના મેળાપો સ્વપ્નના જેવા–ખોટા–છે અને યુવાવસ્થા, પવનના સપાટાથી ઉડાડેલ રૂની માફક, ( અચિરસ્થાયી ) છે. ૨૬.

किमत्र विरसे सुखं दयितकामिनी सेवने,
किमन्यजनप्रीतये द्रविणसंचये नश्वरे ।
किमस्ति भुवि भङ्गुरे तनयदर्शने वा भवे,
यतोऽत्र गतचेतसा तनुमता रतिर्बध्यते? ॥ २७ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० २४६.

આ સંસારમાં પુરૂષ અને સ્ત્રીના નીરસ મૈથુન સેવનમાં શું સુખ છે ? અન્ય જનોને પ્રીતિ ઉપજાવે એવા અને નાશવંત દ્રવ્ય ઉપાર્જન કરવામાં શું સુખ છે ? અથવા દુનીયામાં પુત્રના દર્શનમાં પણ શું સુખ છે ? કે જેથી આ ત્રણે બાબતમાં ચેતના રહિત પ્રાણી પ્રીતિને બાંધે છે–પ્રીતિમાન થાય છે ? ૨૭.

संसारे यानि सौख्यानि, तानि सर्वाणि यत्पुनः ।
न किंचिदिव दृश्यन्ते, तदौदासीन्यमाश्रयेत् ॥ २८ ॥

विवेकविलास, उल्लास ११, श्लो० ७१.

આ સંસારમાં, જે આપણી સ્થૂળ નજરે દેખાતાં સુખો છે તે નહિ જેવાં જ છે. એટલા જ માટે ઉદાસીનતા-( સમતા-વૈરાગ્ય ) ધારણ કરવી જોઇએ. ૨૮.

इदं स्वजनदेहजातनयमातृभार्यामयं,
विचित्रमिह केनचिद्रचितमिन्द्रजालं ननु ।
क कस्य कथमत्र को भवति तत्त्वतो देहिनः,
स्वकर्मवशवर्तिनस्त्रिभुवने निजो वा परः ॥२९॥

सुभाषितरत्नसंदोह, श्लो० २४९.

સ્વજન, પુત્રી, પુત્ર, માતા અને ભાર્યામય સર્વ વિચિત્ર પ્રકારના પદાર્થો કોઇએ ઇંદ્રજાળરૂપે બનાવ્યા છે. તત્ત્વથી વિચાર કરીએ તો આ દુનિયામાં પોતાના કર્મને વશ થયેલા પ્રાણીને કયે ઠેકાણે, કોનો, કેવી રીતે અને કોણ સ્વજન કે પરજન છે ? કોઇ જ નથી ! ૨૯.

भोगा न भुक्ता वयमेव भुक्ता-
स्तपो न तप्तं वयमेव तप्ताः ।
कालो न यातो वयमेव याता-
स्तृष्णा न जीर्णा वयमेव जीर्णाः ॥ ३० ॥

वैराग्यशतक ( भर्तृहरि ), श्लो० ७.

ભોગો તો ભોગવાયા નહિ પણ અમે જ ભોગરૂપ બની ગયા; તપનું આચરણ તો ન થયું પણ અમે જ તપાઇ ગયા-હેરાન થઇ ગયા; ( અમે સમજતા હતા કે સમય ચાલ્યો જાય છે પણ ) સમય તો એનો એ જ રહ્યો અને અમે જ

ચાલતા થયા અને અમારી તૃષ્ણા જીર્ણ ન થઈ પણ અમે જ જીર્ણ થઈ ગયા-ઘસાઈ ગયા. ૩૦.

विवेकविकलः शिशुः प्रथमतोऽधिकं मोदते,
तततो मदनपीडितो युवतिसंगमं वाञ्छति ।
पुनर्जरसमाश्रितो भवति सर्वनष्टक्रियो
विचित्रमतिजीवितं परिणतेर्न लज्जायते ॥ ३१ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० २६०.

પ્રથમ તો બાલ્યાવસ્થામાં વિવેક રહિત હોય છે તેથી બાળક અત્યંત ક્રીડાદિકમાં હર્ષ પામે છે. ત્યારપછી યુવાન થાય ત્યારે કામથી પીડા પામીને સ્ત્રીના સંગમને ઇચ્છે છે. ત્યારપછી વૃદ્ધાવસ્થાને પામે ત્યારે તેની સર્વ ક્રિયાઓ નષ્ટ થાય છે. તો પણ મનના પરિણામ થકી જીવિત પ્રત્યે તે લજ્જા પામતો નથી ( મનમાં વધારે જીવવા ઇચ્છે છે ) તે વિચિત્ર છે—આશ્ચર્ય છે. ૩૧.

अन्तकः पर्यवस्थाता, जन्मिनः सन्ततापदः ।
इति त्याज्ये भवे भव्यो मुक्तावुत्तिष्ठते जनः ॥ ३२ ॥

किरातार्जुनीय, स० १६, श्लो० १३.

નિરંતર આપત્તિને પામનારા પ્રાણીની પાસે અંતક—મૃત્યુ પણ રહેલો છે. તેથી આ સંસાર તજવા યોગ્ય છે, એમ જાણીને ભવ્ય જન મુક્તિ મેળવવા માટે ઉભો થાય છે—તૈયાર થાય છે. ૩૨.

विनश्वरमिदं वपुर्युवतिमानसं चञ्चलं,
भुजङ्गकुटिलो विधिः पवनगत्वरं जीवितम् ।
अपायबहुलं धनं बत परिप्लुवं यौवनं,
तथाऽपि न जना भवव्यसनसंततेर्बिभ्यति ॥३३॥

सुभाषितरत्नसंदोह, श्लो० २६१.

આ શરીર વિનશ્વર ( ક્ષણમાં નાશ પામે તેવું ) છે, સ્ત્રીનું મન ચપળ છે, વિધાતા સર્પ જેવો કુટિલ છે ( ક્ષણમાં સંપત્તિ અને ક્ષણમાં વિપત્તિ કરે તેવો છે ), જીવિત વાયુની જેવું શીઘ્ર જવાવાળું છે, ધન મેળવવામાં, વાપરવામાં અને રક્ષણ કરવામાં ઘણું કષ્ટ છે, અને યુવાવસ્થા પણ ચપળ છે–ઠેકડો મારીને ચાલી જાય તેવી છે. તો પણ માણસો સંસારના દુઃખની પરંપરાથી ભય પામતા નથી એ આશ્ચર્ય છે. ૩૩.

न किं तरललोचना समदकामिनी वल्लभा,
विभूतिरपि भूभुजां धवलचामरच्छत्रभृत् ।
मरुच्चलितदीपवज्जगदिदं विलोक्यास्थिरं,
परंतु सकलंजनाः कृतधियो वनान्ते गताः ॥३४॥

सुभाषितरत्नसंदोह, श्लो० २६६.

શું ચપળ નેત્રવાળી અને મદવાળી સ્ત્રી વહાલી લાગતી નથી ? વહાલી લાગે જ છે. તથા શ્વેત ચામર અને છત્રને ધારણ કરનારી રાજાની સમૃદ્ધિ પણ શું વહાલી લાગતી નથી ? વહાલી લાગે જ છે. પરંતુ આ સમગ્ર જગત વાયુથી ચપળ થયેલા દીવાની જેમ અસ્થિર છે એમ જોઈને–જાણીને પંડિત પુરૂષો વનમાં ગયા છે–વનવાસ કરી યોગી થયા છે. ૩૪.

श्रीर्विद्युच्चपला वपुर्विधुनितं नानाविधव्याधिभिः,
सौख्यं दुःखकटाक्षितं तनुमतां सत्संगतिर्दुर्लभा ।
मृत्य्वध्यासितमायुरत्र बहुभिः किं भाषितैस्तत्वतः,
संसारेऽस्ति न किञ्चिदङ्गिसुखकृत् तस्माज्जना जागृत ॥३५॥

सुभाषितरत्नसंदोह, श्लो० ३२०.

લક્ષ્મી વીજળીના જેવી ચપળ છે, શરીર વિવિધ પ્રકારના રોગોથી વ્યાપ્ત છે, સુખ દુઃખે કટાક્ષ કરેલું છે એટલે દુઃખ મિશ્રિત છે, પ્રાણીઓને સત્પુરૂષનો સંગ દુર્લભ છે, અને આયુષ્ય મૃત્યુએ અધ્યાસ કરેલું છે–દબાવેલું છે. આ બાબત વધારે કહેવાથી શું ? તત્ત્વથી કહીએ તો આ સંસારમાં કાંઈ પણ પ્રાણીને સુખકારક નથી. તેથી હે લોકો ! આત્માનું હિત કરવા જાગૃત થાઓ–તૈયાર થાઓ ! ૩૫.

### વૈરાગ્ય વગર નકામું:—

कष्टोपार्जितमत्र वित्तमखिलं द्यूते मया योजितं,
विद्या कष्टतरं गुरोरधिगता व्यापारिता कुस्तुतौ ।
पारम्पर्यसमागता च विनयो वामेक्षणायां कृतः,
सत्पात्रे किमहं करोमि विवशः कालेऽद्य नेदीयसि ? ॥३६॥

वैराग्यशतक ( पद्मानंद ), श्लो० ३१.

મહા કષ્ટથી ઉપાર્જન કરેલું સર્વ ધન મેં દ્યૂતને વિષે જોડ્યું–ઉડાવી દીધું, પરંપરાથી ચાલતી આવેલી વિદ્યા અત્યંત કષ્ટ પૂર્વક ગુરૂ પાસેથી પ્રાપ્ત કરી તે પણ કુત્સિત માણસોની (રાજાદિકની ) સ્તુતિ કરવામાં વાપરી, જેટલો વિનય હતો

તેટલો સ્ત્રીને વિષે કર્યો. તો હવે આજે મૃત્યુ નજીક આવ્યું છે તેથી પરાધીન થયેલો હું સત્પાત્રને વિષે શું કરૂં ? વિત્ત, વિદ્યા અને વિનય કાંઇ પણ મારી પાસે નહિ હોવાથી સત્પાત્રને આપી શકું એવું કાંઈ પણ મારી પાસે નથી. ૩૬.

येनेह क्षणभङ्गुरेण वपुषा क्लिन्नेन सर्वात्मना,
सद्व्यापारनियोजितेन परमं निर्वाणमप्याप्यते ।
प्रीतिस्तेन हहा सखे प्रियतमावक्त्रेन्दुरागोद्भवा,
क्रीता स्वल्पसुखाय मूढमनसा कोट्या मया काकिणी ॥३७॥

वैराग्यशतक ( पद्मानंद ), श्लो० ४१.

હે મિત્ર ! ક્ષણમાં નાશ પામનારા અને સર્વ પ્રકારે મલિન એવા શરીરને, જો સારા વ્યાપારમાં જોડયું હોય, તો તેનાથી મોક્ષપદ પણ મેળવાય છે, તે શરીરવડે મેં પ્રિયાના મુખરૂપી ચંદ્રની લાલીથી ઉત્પન્ન થયેલી પ્રીતિ જ મેળવી, તેથી ખેદની વાત છે કે-મૂઢ મનવાળા મેં થોડા સુખને માટે એક કરોડ દ્રવ્ય-વડે કાકિણી, કોડી ખરીદ કરી છે-ખરીદ કર્યા જેવું કર્યું છે. ૩૭.

अहन्यहनि भूतानि, गच्छन्ति यममन्दिरम् ।
शेषा जीवितुमिच्छन्ति, किमाश्चर्यमतः परम् ? ॥ ३८ ॥

महाभारत, शांतिपर्व, अ० ११, श्लो० २१.

દિવસે દિવસે ( હમેશાં ) પ્રાણીઓ યમરાજના મંદિરમાં જાય છે ( આ વાત સર્વ જન પ્રસિદ્ધ છે ) છતાં બાકી રહેલા પ્રાણીઓ જીવવાને ઈચ્છે છે. તો આથી બીજું શું આશ્ચર્ય ? મોટું આ જ આશ્ચર્ય છે. ( અન્યથા જો જીવવાને ન ઈચ્છતા હોય તો આત્મહિત કરવામાં જ તત્પર થવા જોઈએ. ) ૩૮.

क्षान्तं न क्षमया गृहोचितसुखं त्यक्तं न सन्तोषतः,
सोढा दुःसहशीतवाततपनाः क्लेशा न तप्तं तपः।
ध्यातं वित्तमहर्निशं नियमितप्राणैर्न शंभोः! पदं,
तत् तत् कर्म कृतं यदेव मुनिभिस्तैस्तैः फलैर्वंचिताः॥३९॥

वैराग्यशतक (भर्तृहरि), श्लो० ६.

અમે રોગાદિકના પરવશપણાથી સર્વ સહન કર્યું, પરંતુ ક્ષમા ગુણે કરીને સહન કર્યું નહીં. ઘરને ઉચિત એવા વિષયાદિક સુખનો ત્યાગ કર્યો, પરંતુ સંતોષથી ત્યાગ ન કર્યો. સહન ન થઇ શકે તેવા શીત, વાયુ અને તપના ક્લેશોને દારિદ્રપણાને લીધે સહન કર્યા, પણ પંચાગ્નિ વિગેરે તપ કર્યો નહીં. નિરંતર ધનનું ધ્યાન કર્યું, પણ પ્રાણોને તથા ઇંદ્રિયોને નિયમમાં રાખીને મહાદેવના ચરણનું ધ્યાન ન કર્યું. આ પ્રમાણે મુનિઓ જે જે કર્મ કરે તે તે અમે કર્યું. પરંતુ વિપરીત બુદ્ધિથી કર્યું તેથી તે તે ફળવડે અમે વંચિત રહ્યા છીએ. તેમનું ફળ કાંઇ પણ મળ્યું નહીં. ૩૯.

**વૈરાગ્ય વગરનો મૂર્ખ:—**

आत्मा यद्विनियोजितो न विनये नोग्रं तपः प्रापितो,
न क्षान्त्या समलंकृतः प्रतिकलं सत्येन न प्रीणितः।
तत्त्वं निन्दसि नैव कर्महतकं प्राप्ते कृतान्तक्षणे,
दैवायैव ददासि जीव! नितरां शापं विमूढोऽसि रे॥४०॥

वैराग्यशतक (पद्मानंद), श्लो० ३२.

હે જીવ! તેં તારા આત્માને વિનયમાં જોડ્યો નથી, ઉગ્ર તપને પમાડ્યો નથી, ક્ષમાવડે શણગાર્યો નથી, દરેક વખત

સત્ય વચન બોલવાવડે પ્રસન્ન કર્યો નથી, છતાં મૃત્યુનો સમય પ્રાપ્ત થયો ત્યારે તું તારા અધમ કર્મની નિંદા કરતો નથી, અને ઉલટો દૈવને જ અત્યંત ગાળો આપે છે ! તો ખરેખર તું મૂઢ-મૂર્ખ-છે ! ૪૦.

दुष्प्रापं मकराकरे करतलाद्रत्नं निमग्नं यथा,
संसारेऽत्र तथा नरत्वमथ तत्प्राप्तं मया निर्मलम् ।
भ्रातः पश्य विमूढतां मम हहा नीतं यदेतन्मुधा,
कामक्रोधकुबोधमत्सरकुधीमायामहामोहतः ॥ ४१ ॥

वैराग्यशतक ( पद्मानंद ), श्लो० ४०.

જેમ હાથમાંથી સમુદ્રમાં પડી ગયેલું રત્ન ફરીથી પ્રાપ્ત થવું મુશ્કેલ છે, તેમ આ સંસારમાં મનુષ્યપણું ફરીથી પ્રાપ્ત થવું મુશ્કેલ છે, અને તે નિર્મળ મનુષ્યપણું મને પ્રાપ્ત થયું, તો પણ હે ભાઇ ! મારી મૂઢતાને તું જો. ખેદની વાત છે કે તે મનુષ્યપણું મેં કામ, ક્રોધ, કુબોધ-વિપરીત જ્ઞાન, ઇર્ષ્યા, કુબુદ્ધિ-વિપરીત બુદ્ધિ, માયા-કપટ અને મહામોહથી નીષ્ફળ ગુમાવ્યું. ૪૧.

ઉત્કૃષ્ટ વૈરાગ્યઃ—

महानिशायां प्रकृते, कायोत्सर्गे पुराद्बहिः ।
स्तम्भवत् स्कन्धकषणं, वृषाः कुर्युः कदा मयि ? ॥ ४२ ॥

योगशास्त्र, प्र० ३, श्लो० १४४.

મધ્યરાત્રિએ નગરની બહાર, હું કાયોત્સર્ગ કરીને ઉભો હોઉં તે વખતે, મને થાંભલો જાણી, બળદો મારા શરીરે પોતાના

સ્કંધનું ( શરીરનું ) ઘસવું ક્યારે કરશે ? આવો મારો દિવસ ક્યારે આવશે ? ૪૨.

## વૈરાગ્યનો ઉપાયઃ—

दृढतामुपैति वैराग्यभावना येन येन भावेन ।
तस्मिन् तस्मिन् कार्यः, कायमनोवाग्भिरभ्यासः ॥ ४३ ॥

प्रशमरति, श्लो० १६.

જે જે ભાવોવડે વૈરાગ્યની ભાવના દૃઢ થાય તે જ ભાવોમાં શરીર, મન અને વાણીવડે અભ્યાસ કરવો જોઈએ. ૪૩.

## વૈરાગ્યનું ફળઃ—

विभिन्नाः अपि पन्थानः, समुद्रं सरितामिव ।
मध्यस्थानां परं ब्रह्म, प्राप्नुवन्त्येकमक्षयम् ॥ ४४ ॥

ज्ञानसार, माध्यस्थाष्टक, श्लो० ६.

જેમ ભિન્ન ભિન્ન માર્ગે વહેતી નદીઓ એકજ સમુદ્રને આવી મળે છે તેમ મધ્યસ્થોના ભિન્ન માર્ગ હોવા છતાં અન્તે એક જ અક્ષય પરબ્રહ્મને જ પ્રાપ્ત કરે છે. ૪૪.

संसारावासभीरूणां, त्यक्तान्तर्बाह्यसङ्गिनाम् ।
विषयेभ्यो निवृत्तानां, श्लाघ्यं तेषां हि जीवितम् ॥ ४५ ॥

तत्त्वामृत, श्लो० २२१.

સત્ય વચન બોલવાવડે પ્રસન્ન કર્યો નથી, છતાં મૃત્યુનો સમય પ્રાપ્ત થયો ત્યારે તું તારા અધમ કર્મની નિંદા કરતો નથી, અને ઉલટો દૈવને જ અત્યંત ગાળો આપે છે! તો ખરેખર તું મૂઢ–મૂર્ખ–છે! ૪૦.

दुष्प्रापं मकराकरे करतलाद्रत्नं निमग्नं यथा,
संसारेऽत्र तथा नरत्वमथ तत्प्राप्तं मया निर्मलम् ।
भ्रातः पश्य विमूढतां मम हहा नीतं यदेतन्मुधा,
कामक्रोधकुबोधमत्सरकुधीमायामहामोहतः ॥ ४१ ॥

वैराग्यशतक ( पद्मानंद ), श्लो० ४०.

જેમ હાથમાંથી સમુદ્રમાં પડી ગયેલું રત્ન ફરીથી પ્રાપ્ત થવું મુશ્કેલ છે, તેમ આ સંસારમાં મનુષ્યપણું ફરીથી પ્રાપ્ત થવું મુશ્કેલ છે, અને તે નિર્મળ મનુષ્યપણું મને પ્રાપ્ત થયું, તો પણ હે ભાઇ! મારી મૂઢતાને તું જો. ખેદની વાત છે કે તે મનુષ્યપણું મેં કામ, ક્રોધ, કુબોધ–વિપરીત જ્ઞાન, ઇર્ષ્યા, કુબુદ્ધિ–વિપરીત બુદ્ધિ, માયા–કપટ અને મહામોહથી નીષ્ફળ ગુમાવ્યું. ૪૧.

ઉત્કૃષ્ટ વૈરાગ્યઃ—

महानिशायां प्रकृते, कायोत्सर्गे पुराद्बहिः ।
स्तम्भवत् स्कन्धकषणं, वृषाः कुर्युः कदा मयि ? ॥ ४२ ॥

योगशास्त्र, प्र० ३, श्लो० १४४.

મધ્યરાત્રિએ નગરની બહાર, હું કાયોત્સર્ગ કરીને ઉભો હોઉં તે વખતે, મને થાંભલો જાણી; બળદો મારા શરીરે પોતાના

સ્કંધનું ( શરીરનું ) ઘસવું ક્યારે કરશે ? આવો મારો દિવસ ક્યારે આવશે ? ૪૨.

વૈરાગ્યનો ઉપાયઃ—

दृढतामुपैति वैराग्यभावना येन येन भावेन ।
तस्मिन् तस्मिन् कार्यः, कायमनोवाग्भिरभ्यासः ॥ ४३ ॥

प्रशमरति, श्लो० १६.

જે જે ભાવોવડે વૈરાગ્યની ભાવના દૃઢ થાય તે જ ભાવોમાં શરીર, મન અને વાણીવડે અભ્યાસ કરવો જોઈએ. ૪૩.

વૈરાગ્યનું ફળઃ—

विभिन्नाः अपि पन्थानः, समुद्रं सरितामिव ।
मध्यस्थानां परं ब्रह्म, प्राप्नुवन्त्येकमक्षयम् ॥ ४४ ॥

ज्ञानसार, माध्यस्थाष्टक, श्लो० ६.

જેમ ભિન્ન ભિન્ન માર્ગે વહેતી નદીઓ એકજ સમુદ્રને આવી મળે છે તેમ મધ્યસ્થોના ભિન્ન માર્ગ હોવા છતાં અન્તે એક જ અક્ષય પરબ્રહ્મને જ પ્રાપ્ત કરે છે. ૪૪.

संसारावासभीरूणां, त्यक्तान्तर्बाह्यसङ्गिनाम् ।
विषयेभ्यो निवृत्तानां, श्लाघ्यं तेषां हि जीवितम् ॥ ४५ ॥

तत्त्वामृत, श्लो० २२१.

જેઓ સંસારમાં નિવાસ કરવાથી ભય પામતા હોય, જેઓએ આભ્યંતર અને બાહ્ય સંગ-પરિગ્રહ-નો ત્યાગ કર્યો હોય અને જેઓ વિષયોથી નિવૃત્ત-વિરક્ત-થયા હોય, તેમનું જીવિત વખાણવા લાયક છે. ૪૫.

वैराग्यशस्त्रहतमोहतमोऽमलांत-
दृष्टयाऽपदिष्टपरिदृष्टहिताहितार्थः ।
चौरोऽपि शुद्धयति शमेन द्रढप्रहारी-
वापैति वा दवजवो जलदेन किं न ? ॥ ४६ ॥

कर्पूरप्रकरण, श्लो० ३६.

વૈરાગ્યરૂપ શસ્ત્રથી હણાયું છે મોહરૂપી અજ્ઞાન જેનું એવી-પોતાની નિર્મલ અંતર્દૃષ્ટિથી જોયા છે અને જાણ્યા છે, પોતાના હિત અને અહિત પદાર્થો જેણે, એવો ચોર દ્રઢપ્રહારી સમતાએ કરીને શુદ્ધ થાય છે, કારણ કે-શું દાવનલનો વેગ મેઘના જલથી શાન્ત નથી થતો ? અર્થાત્ થાય છે. ૪૬.

न चेन्द्रस्य सुखं किञ्चिन्नचापि चक्रवर्तिनः ।
सुखमस्ति विरक्तस्य, मुनेरेकांत जीविनः ॥ ४७ ॥

ન તો ઇંદ્રને કોઇ પણ પ્રકારનું સુખ છે કે ન તો ચક્રવર્તીને કોઇ પણ પ્રકારનું સુખ છે! ખરૂં સુખ તો એકાંત જીવન ગાળતા એવા વૈરાગ્ય પામેલા સાધુને જ છે. ૪૭.



## इंद्रियभोग ( ४६ )

**ઇન્દ્રિયભોગની વસ્તુઓઃ—**

सुगन्धो वनिता वस्त्रं, गीतं ताम्बूलभोजनम् ।
मन्दिरं वाहनं चैव, अष्टौ भोगाः प्रकीर्तिताः ॥ १ ॥

સુગંધ, સ્ત્રી, વસ્ત્ર, ગીત, તાંબૂલ, ભોજન, ઘર અને વાહન આ આઠ પ્રકારના ભોગ કહેલા છે. ૧.

**ઇંદ્રિયભોગનું પ્રાબલ્યઃ—**

दासत्वमेति वितनोति विहीनसेवाम्,
धर्मं धुनोति विदधाति विनिंद्यकर्म ।
रेफश्चिनोति कुरुतेऽति विरूपवेषं,
किं वा हृषीकवशतस्तनुते न मर्त्यः ॥२॥

सुभाषितरत्नसंदोह, श्लो० ९६.

ઇંદ્રિયોને આધીન થયેલો માણસ ગુલામીને પામે છે, હલકા માણસની પણ સેવા કરે છે, ધર્મને દૂર કરે છે, નીચ કામને કરે છે, પાપને ભેગું કરે છે અને કદરૂપા વેશને પણ કરે છે. ભલા એવું શું છે કે જે એ નથી કરતો ? ૨.

भवारण्यं मुक्त्वा यदि जिगमिषुर्मुक्तिनगरीं,
तदानीं मा कार्षीर्विषयविषवृक्षेषु वसतिम् ।

यतश्छायाऽप्येषां प्रथयति महामोहमचिरा-
दयं जन्तुर्यस्मात्पदमपि न गन्तुं प्रभवति ॥ ३ ॥

सिन्दूरप्रकरण, श्लो० ९८.

હે ભવ્ય પ્રાણી ! જો તું સંસારરૂપી અરણ્યને મૂકીને–ઓળંગીને–મુક્તિરૂપી નગરીમાં જવા ઇચ્છતો હો, તો વિષયરૂપી વિષવૃક્ષોને વિષે–તળે–તું નિવાસ કરીશ નહીં. કારણ કે તે વૃક્ષોની માત્ર છાયા જ શીઘ્રપણે મહામોહને ઉત્પન્ન કરે છે, કે જે મોહથી જંતુ એક પગલું પણ આગળ જવા સમર્થ થતો નથી–જઇ શકતો નથી. ૩.

## ઇંદ્રિયભોગથી નુકસાનઃ—

वृद्धास्तृष्णाजलापूर्णैरालवालैः किलेन्द्रियैः ।
मूर्च्छामतुच्छां यच्छन्ति, विकारविषपादपाः ॥ ४ ॥

ज्ञानसार, इन्द्रियजयाष्टक, श्लो०

તૃષ્ણારૂપી જળથી ભરેલા એવા ઇન્દ્રિયોરૂપી ક્યારાઓથી મોટા થયેલા વિકારરૂપી વિષવૃક્ષો, પ્રાણીઓને ગહન મૂર્છા પમાડે છે. ૪.

इन्द्रियाणां यदा छन्दे, वर्तते मोहसङ्गतः ।
तदात्मैव भवेच्छत्रुरात्मनो दुःखबन्धकः ॥ ५

तत्त्वामृत,

મોહને વશ થયેલો જીવ જ્યારે ઇંદ્રિયોની ઇચ્છાને વર્તે છે, ત્યારે દુઃખનો બંધ કરનાર પોતાનો આત્મા પોતાનો શત્રુ થાય છે. ૫.

यतश्छायाऽप्येषां प्रथयति महामोहमचिरा-
दयं जन्तुर्यस्मात्पदमपि न गन्तुं प्रभवति ॥ ३ ॥

सिन्दूरप्रकरण, श्लो० ९८.

હે ભવ્ય પ્રાણી ! જો તું સંસારરૂપી અરણ્યને મૂકીને–ઓળંગીને–મુક્તિરૂપી નગરીમાં જવા ઇચ્છતો હો, તો વિષયરૂપી વિષવૃક્ષોને વિષે–તળે–તું નિવાસ કરીશ નહીં. કારણ કે તે વૃક્ષોની માત્ર છાયા જ શીઘ્રપણે મહામોહને ઉત્પન્ન કરે છે, કે જે મોહથી જંતુ એક પગલું પણ આગળ જવા સમર્થ થતો નથી–જઇ શકતો નથી. ૩.

**ઇંદ્રિયભોગથી નુકસાનઃ—**

वृद्धास्तृष्णाजलापूर्णैरालवालैः किलेन्द्रियैः ।
मूर्च्छामतुच्छां यच्छन्ति, विकारविषपादपाः ॥ ४ ॥

ज्ञानसार, इन्द्रियजयाष्टक, श्लो० २.

તૃષ્ણારૂપી જળથી ભરેલા એવા ઇન્દ્રિયોરૂપી ક્યારાઓથી મોટા થયેલા વિકારરૂપી વિષવૃક્ષો, પ્રાણીઓને અતિગહન મૂર્ચ્છા પમાડે છે. ૪.

इन्द्रियाणां यदा छन्दे, वर्तते मोहसङ्गतः ।
तदात्मैव भवेच्छत्रुरात्मनो दुःखबन्धकः ॥ ५ ॥

तत्त्वामृत, श्लो० ८१.

મોહને વશ થયેલો જીવ જ્યારે ઇંદ્રિયોની ઇચ્છા પ્રમાણે વર્તે છે, ત્યારે દુઃખનો બંધ કરનાર પોતાનો આત્મા જ પોતાનો શત્રુ થાય છે. ૫.

संसारसागरनिरूपणदत्तचित्ताः,
संतो वदंति मधुरां विषयोपसेवाम् ।
आदौ विपाककसमये कटुकां नितांते,
किंपाकपाकफलभुक्तिमिवांगभाजाम् ॥ ६ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ९०.

જે સજ્જન પુરૂષો સંસારસાગરનું નિરૂપણ કરવામાં દત્તચિત્ત હોય છે તેઓ વિષયોના ભોગને, પ્રાણીઓના માટે કિંપાક વૃક્ષના ફળના ભક્ષણની માફક, પ્રારંભમાં મધુર પરન્તુ એના વિપાકના સમયે છેવટે કડવો માને છે. ૬.

पतंगभृंगमीनेभसारंगा यान्ति दुर्दशाम् ।
एकैकेंद्रियदोषाच्चेदुष्टैस्तैः किं न पंचभिः ? ॥ ७ ॥

ज्ञानसार, इंद्रियजयाष्टक, श्लो० ७.

પતંગીયું, ભમરો, માછલી, હાથી અને હરણ માત્ર એક એક ઇંદ્રિયના ( ભોગના ) દોષથી દુર્દશાને પ્રાપ્ત થાય છે તો પછી પાંચેથી તો શું ન થાય ? ૭.

सारंगान् भ्रमरान् इभांश्च शलभान् मीनांश्च मृत्युंगतान्,
कर्णघ्राणशरीरनेत्ररसनाकामैः प्रकामोत्सुकः ।
दृष्ट्वा शिष्टपथप्रवृत्तिविपिनश्रेणीसमुत्पाटने,
साटोपद्विपमिन्द्रियव्रजमिमं धीमान् विधत्ते वशम् ॥ ८ ॥

कस्तूरीप्रकरण, श्लो० १२६.

હરણો ( સંગીત ) સાંભળવાની ઈચ્છાથી મરણ પામે છે, ભમરા સુગંધની ઈચ્છાથી મરણ પામે છે, હાથીઓ સ્પર્શ-સુખની ઈચ્છાથી મરણ પામે છે, પતંગીયા તેજની ઈચ્છાથી મરણ પામે છે અને માછલાઓ સ્વાદની ઈચ્છાથી મરણ પામે છે. આ પ્રમાણે ઇંદ્રિયોના સુખની ઈચ્છાથી મરણ પામતા જીવોને જોઇને, ડાહ્યો માણસ, પોતાની ઈચ્છાતૃપ્તિ માટે અત્યંત ઉત્સુક હોવા છતાં, સારા માર્ગવાળી પ્રવૃત્તિરૂપી જંગલના સમૂહને તોડી પાડવામાં ઉદ્દામ હાથી સમાન એવા, ઇંદ્રિયોના સમૂહને પોતાને આધીન કરે છે. ૮.

सपन्नेष्वपि भोगेषु, महतां नास्ति गृध्नुता ।
अन्येषां गृद्धिरेवास्ति, शमस्तु न कदाचन ॥ ९ ॥

तत्त्वामृत, श्लो० १३६.

મોટા પુરૂષોને, ભોગો પાસે હોવા છતાં તેમાં આસક્તિ થતી નથી. જ્યારે બીજા–હલકા–મનુષ્યોને હમેંશા લાલચ રહ્યા જ કરે છે અને તેથી કદીપણ તેમને શાંતિ થતી નથી. ૯.

ઇંદ્રિયભોગઃ ઝેરઃ—

वरं हालाहलं भुक्तं, विपं तद्भवनाशनम् ।
न तु भोगविपं भुक्तमनन्तभवदुःखदम् ॥ १० ॥

तत्त्वामृत, श्लो० ७७.

એ એક જ ભવનો નાશ કરવાવાળું એવું હળાહળ ઝેર ખાવું સારૂં છે, પરન્તુ અનંત ભવમાં દુઃખને આપવાવાળું એવું ભોગરૂપી ઝેર ખાવું સારૂં નથી. ૧૦.

ઇંદ્રિયભોગઃ સુખાભાસઃ—

इन्द्रियप्रभवं सौख्यं, सुखाभासं न तत्सुखम् ।
तच्च कर्मविबन्धाय, दुःखदानैकपण्डितम् ॥ ११ ॥

तत्त्वामृत श्लो० ७८.

ઇંદ્રિયોથી જે સુખ ઉત્પન્ન થાય છે તે, માત્ર સુખનો આભાસ જ છે, પણ તે ખરૂં સુખ નથી. તે (ઇંદ્રિયજન્ય સુખ) કર્મનો બંધ કરનારૂં છે, અને એકાંત દુઃખ આપવામાં જ કુશળ છે. ૧૧.

ઇંદ્રિયભોગઃ શત્રુઃ—

अक्षाण्येव स्वकीयानि, शत्रवो दुःखहेतवः ।
विषयेषु प्रवृत्तानि, कषायवशवर्तिनः ॥ १२ ॥

तत्त्वामृत, श्लो० ८०.

વિષયોમાં પ્રવર્તેલી પોતાની ઇંદ્રિયો જ, કષાયને વશ થયેલા પ્રાણીને, દુઃખના હેતુરૂપ—દુઃખ આપનારા—શત્રુ સમાન છે. ૧૨.

ઇંદ્રિયભોગની નિરર્થકતાઃ—

कृमितुल्यैः किमस्माभिर्भोक्तव्यं वस्तु सुन्दरम् ।
येनात्र गृहपंकेषु. सीदामः किमनर्थकम् ? ॥ १३ ॥

तत्त्वामृत, श्लो० १३८.

ઘરરૂપી કાદવમાં, કીડા સમાન આપણે, કઇ સારી વસ્તુનો ઉપભોગ કરવાનો છે કે જેથી આપણે નકામા હેરાન થઇએ છીએ. ૧૩.

# इंद्रियजय ( ४७ )

## ઇંદ્રિયજયની વિશેષતાઃ—

विवेकद्विपहर्यक्षैः, समाधिधनतस्करैः ।
इन्द्रियैर्न जितो योऽसौ, धीराणां धुरि गण्यते ॥ १ ॥

ज्ञानसार, इन्द्रियजयाष्टक, श्लो० ८.

વિવેકરૂપી હાથીને ( હેરાન કરવામાં ) સિંહ સમાન એવી, અને સમાધિરૂપી ધન ચોરવામાં ચોર સમાન એવી, ઇંદ્રિયોવડે જે માણુસ જીતાયો નથી, તે માણુસ ધીર પુરૂષોમાં શ્રેષ્ઠ ગણાય છે. ૧.

विद्वांसो बहुशो विचारवचनैश्चेतश्चमत्कारिणः,
शूराः सन्ति सहस्रशश्च समरव्यापारबद्धादराः ।
दातारोऽपि पदे पदे घनधनैः कल्पद्रुकल्पाः कलौ,
ते केऽपीन्द्रियतस्करैरपहृतं येषां न पुण्यं धनम् ॥ २ ॥

कस्तूरीप्रकरण, श्लो० १३०

આ કળીયુગમાં પણુ એવા ઘણાય વિદ્વાનો છે કે જે વિચારપૂર્ણુ વચનોવડે ચિત્તને ચમત્કાર પમાડે, એવા હ શૂરવીરો છે કે જેમને લડાઇના કામમાં આદરભાવ હોય કલ્પવૃક્ષના જેવા, ખૂબ ધનને આપનારા એવા દાતારો પણુ ડ ને પગલે મળે છે. પણુ એવા માણુસો અત્યારે ક્યાં છે જેમનું પુણ્યરૂપી ધન ઇંદ્રિયરૂપી ચોરોએ ન ચોર્યું હોય ? ૨.

जीयन्तां दुर्जया देहे, रिपवश्चक्षुरादयः ।
जितेषु तेषु लोकोऽयं, ननु कृत्स्नस्त्वया जितः ॥ ३ ॥

व्यासदेव.

શરીરને વિષે રહેલા અને દુઃખે કરીને જીતી શકાય તેવા ચક્ષુ વિગેરે ઇંદ્રિયોરૂપી શત્રુઓને જીતવા યોગ્ય છે. કારણ કે તે જીતાયેથી, આ સમગ્ર લોક તેં જીત્યો છે એમ જાણવું. ૩.

ઇંદ્રિયજયનો આદેશઃ—

आत्मानं विषयैः पाशैर्भववासपराङ्मुखम् ।
इन्द्रियाणि निबध्नन्ति, मोहराजस्य किङ्कराः ॥ ४ ॥

ज्ञानसार, इन्द्रियजयाष्टक, श्लो० ४.

સંસારવાસથી પરાઙ્મુખ થયેલા આત્માને, મોહરાજાના ઇંદ્રિયોરૂપી નોકરો, વિષયરૂપી પાશવડે બાંધી દે છે. ( માટે હે આત્મા ! તું ઇન્દ્રિયો પર કાબુ મેળવવા પ્રયત્નશીલ થા.) ૪.

इन्द्रियाणां विचरतां, विषयेष्वपहारिषु ।
संयमे यत्नमातिष्ठेद्विद्वान् यन्तेव वाजिनाम् ॥ ५ ॥

मनुस्मृति, अ० २, श्लो० ८८.

જેમ સારથિ ઘોડાઓને તાબે રાખે છે, તેમ મનને હરણ કરનારા વિષયોમાં ફર્યા કરતી ઇંદ્રિયોને કબજે રાખવા માટે વિદ્વાન પુરૂષે યત્ન કરવો જોઇએ. ૫.

सरित्सहस्रदुष्पूर–समुद्रोदरसोदरः ।
तृप्तिमान्नेन्द्रियग्रामो भव तृप्तोऽन्तरात्मना ॥ ६ ॥

ज्ञानसार, इन्द्रियजयाष्टक, श्लो० ३.

હજારો નદીઓથી ન પૂરાય એવા સમુદ્રના ઉદર સમાન ઇન્દ્રિયોનો સમૂહ તૃપ્ત થયો નથી તેમ તૃપ્ત થવાનો પણ નથી, માટે હે ચેતન ! એ બાહ્ય પદાર્થોને છોડી અંતરાત્મા-વડે તૃપ્ત થા ! ૬.

### ઇંદ્રિયજયઃ મોક્ષમાર્ગઃ—

बिभेषि यदि संसारान्मोक्षप्राप्तिं च काङ्क्षसि ।
तदेन्द्रियजयं कर्त्तुं, स्फोरय स्फारपौरुषम् ॥ ७ ॥

ज्ञानसार, इन्द्रियजयाष्टक, श्लो० १

હે આત્મા ! જો તું સંસારથી બીતો હો અને મોક્ષ મેળવવાને ઇચ્છતો હો, તો ઇન્દ્રિયો પર જય મેળવવાને, ઘણું પરાક્રમ ફોરવ. ૭.

### ઇંદ્રિયજયઃ સાચું સ્વર્ગઃ—

इन्द्रियाण्येव तत्सर्वं, यत्स्वर्गनरकावुभौ ।
निगृहीतविसृष्टानि, स्वर्गाय नरकाय च ॥ ८ ॥

योगशास्त्र, पृ० ५६. ( प्र. स. )

જે સ્વર્ગ અને નરક એ બન્ને વસ્તુઓ છે તે સર્વ ઇંદ્રિયો જ છે. કેમકે ઇંદ્રિયોનો નિગ્રહ કર્યો હોય તો તે સ્વર્ગને માટે થાય છે, અને ઇંદ્રિયોને છુટી મૂકી હોય તો તે નરકને માટે થાય છે. ૮.

ઇંદ્રિયજયઃ સાચું બળઃ—

आदित्यचंद्रहरिशंकरवासवाद्याः,
शक्ता न जेतुमतिदुःखकराणि यानि ।
तानींद्रियाणि वलवंति सुदुर्जयानि,
ये निर्जयंति भुवने वलिनस्त एव ॥ ९ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० ९३.

જે અત્યંત દુઃખને કરવાવાળી ઇંદ્રિયોને, સૂર્ય, ચંદ્ર, વિષ્ણુ, મહાદેવ કે કૃષ્ણ પણ ન જીતી શક્યા, તે બળવાન અને દુઃખે કરીને જીતી શકાય એવી ઇંદ્રિયોને જે લોકો જીતે છે તે જ સાચા બળવાન છે. ૯.

ઇંદ્રિયજયનો ઉપાયઃ—

अक्षाश्वान्निश्चलान् धत्स्व, विषयोत्पथगामिनः ।
वैराग्यप्रग्रहाकृष्टान्, सन्मार्गे विनियोजय ॥ १० ॥

तत्त्वामृत, श्लो० ७९.

હે જીવ ! વિષયોરૂપી ઉન્માર્ગે જનારા ઇંદ્રિયોરૂપી અશ્વોને વૈરાગ્યરૂપી લગામવડે ખેંચીને સ્થિર કર, અને સન્માર્ગે પ્રવર્તાવ. ૧૦.

तदिन्द्रियजयं कुर्यान्मनःशुद्ध्या महामतिः ।
यां विना यमनियमैः, कायक्लेशो वृथा नृणाम् ॥ ११ ॥

योगशास्त्र, प्र० ४, श्लो० ३४.

મહા બુદ્ધિમાન મનુષ્યે, મનની શુદ્ધિવડે, ઇંદ્રિયોનો જય કરવો યોગ્ય છે, કે જે મનની શુદ્ધિ વિના, મનુષ્યોને, યમ નિયમ પાળવાવડે જે કાયક્લેશ કરવો તે વૃથા છે. ૧૧.

इन्द्रियाणि प्रवर्तन्ते, विषयेषु निरन्तरम् ।
सज्ज्ञानभावनासक्ता वारयन्ति हिते रताः ॥ १२ ॥

तत्वामृत, श्लो० ८२.

ઇંદ્રિયો પોતે જ નિરંતર વિષયોમાં પ્રવર્તે છે, પરંતુ સત્ય જ્ઞાનની ભાવનામાં આસક્ત થયેલા તથા આત્માનાં હિતમાં તત્પર થયેલા પુરૂષો, તે ઇંદ્રિયોને વિષયોથી નિવારે છે. ૧૨.

ઇંદ્રિયજયનું ફળઃ—

इन्द्रियप्रसरं रुद्धा, स्वात्मानं वशमानय ।
येन निर्वाणसौख्यस्य, भाजनत्वं प्रपत्स्यसे ॥ १३ ॥

तत्वामृत, श्लो० १३५.

ઇંદ્રિયોના ફેલાવાને રોકીને, તું તારા આત્માને તારે આધીન કરી લે, કે જેથી તું મોક્ષસુખની યોગ્યતાને મેળવી શકે. ૧૩.





# कलह (४८)

**કલહની નિંદાઃ—**

> अग्निः सूते यथा धूमं, धूमः सूतेऽसितद्युतिम् ।
> अन्यायोऽप्ययशः सूते, तद्वत्क्लेशश्च किल्बिशम् ॥ १ ॥

हिंगुलप्रकरण, कलहप्रक्रम, श्लो० १.

જેવી રીતે અગ્નિ ધૂમાડાને ઉત્પન્ન કરે છે, ધૂમાડા કાળાશને ઉત્પન્ન કરે છે અને અન્યાય અપકીર્તિને પેદા કરે છે, તેવી રીતે ક્લેશ પાપને ઉત્પન્ન કરે છે. ૧.

**કલહ અને અગ્નિઃ—**

> स्तोकोऽप्यग्निर्दहत्येव, काष्ठादिप्रभृतं घनम् ।
> क्लेशलेशोऽत्र तद्वच्च, वृद्धितस्तनुदाहकः ॥ २ ॥

हिंगुलप्रकरण, कलहप्रक्रम, श्लो० २.

જો થોડો પણ અગ્નિ પડી ગયો હોય તો તે લાકડા વિગેરે તમામના સમૂહને બાળી નાંખે છે, તે જ પ્રમાણે ક્લેશ પણ વધી જાય તો શરીરને બાળી નાખે છે. ( એટલે કે ક્લેશ અને અગ્નિ બન્ને સરખા છે. ) ૨.

### કલહથી નુકસાનઃ—

कलंकेन यथा चंद्रः, क्षारेण लवणांबुधिः ।
कलहेन तथा भाति, ज्ञानवानपि मानवः ॥ ३ ॥

हिंगुलप्रकरण, कलहप्रक्रम, श्लो० ३.

જેવી રીતે ચંદ્રમા કલંકથી દેખાય છે અથવા તો સમુદ્ર ખારાપણાથી જેવો લાગે છે તેવોજ, જ્ઞાનવાન્-વિદ્વાન્-માણુસ પણ, કલહ કરવાથી લાગે છે. ૩.

आत्मानं तापयेन्नित्यं, तापयेच्च परानपि ।
उभयोर्दुःखकृत्क्लेशो यथोष्णरेणुका क्षितौ ॥ ४ ॥

हिंगुलप्रकरण, कलहप्रक्रम, श्लो० ४.

જેવી રીતે જમીન ઉપર તપી ગયેલી રેતી પોતાની જાતને ગરમ કરે છે અને પારકાને પણ દઝાડે છે તેવી જ રીતે ક્લેશ પણ હમેશાં પોતાને અને પારકાને બાળીને બન્નેને દુઃખી કરનાર છે. ૪.

नश्यन्ति ज्ञातयः प्रायः, कलहादितरेतरम् ।
मिलिता एव वर्धन्ते कमलिन्य इवांभसि ॥ ५ ॥

विवेकविलास, अष्टम उल्लास, श्लो० ४०८.

કલહ કરવાથી નાતોનો પરસ્પરમાં નાશ થાય છે. અને જો એ હળીમળીને રહે તો કમળો જેમ પાણીમાં વધે છે તેમ, વૃદ્ધિ પામે છે. ૫.

# अभ्याख्यान ( ४९ )

## અભ્યાખ્યાનની નિંદાઃ—

देवेषु किल्बिषो देवो ग्रहेषु च शनैश्वरः ।
अभ्याख्यानं तथा कर्म, सर्वकर्मसु गर्हितम् ॥ १ ॥

हिंगुलप्रकरण, अभ्याख्यानप्रक्रम, श्लो० ४.

જેમ દેવતાઓમાં કિલ્બિષ નામના દેવતા હલકા ગણાય છે, ગ્રહોમાં શનિશ્વર હલકો ગણાય છે, તે જ પ્રમાણે બધાય કર્મોમાં પારકા ઉપર ખોટું આળ ચઢાવવાનું કર્મ હલકું છે. ૧

## અભ્યાખ્યાનનો દોષઃ—

काचकामलदोषेण, पश्येन्नेत्रे विपर्ययम् ।
अभ्याख्यानं वदेज्जीव्हा, तत्र रोग क उच्यते ? ॥ २ ॥

हिंगुलप्रकरण, अभ्याख्यानप्रक्रम, श्लो० १.

આંખોમાં કંઇ ઉલટું દેખાય તો એમાં કમળાના રોગનો દોષ છે, પણ જો જીભ પારકા ઉપર ખોટું કલંક ઉચ્ચારે તો ત્યાં કોનો દોષ કાઢવો ? ૨.

## અભ્યાખ્યાનનો ત્યાગઃ—

यथाऽभक्ष्यं न भक्ष्येत, द्वादशव्रतधारिभिः ।
अभ्याख्यानं न चोच्येत, तथा कस्यापि पंडितैः ॥ ३ ॥

हिंगुलप्रकरण, अभ्याख्यानप्रक्रम, श्लो० २.

જેવી રીતે બારવ્રતધારી માણસોએ અભક્ષ્યનું ભક્ષણ ન કરવું જોઇએ, તે જ પ્રમાણે સમજદાર માણસોએ કોઇપણ માણસ ઉપર ખોટું કલંક લગાડવું નહિ. ૩.

# पैशून्य ( ५० )

## પૈશૂન્યથી નુકસાનઃ—

> अन्यस्य तापनाद्यर्थं, पैशुन्यं क्रियते जनैः ।
> स्वात्मा हि तप्यते तेन, यदुप्तं स्यात्फलं च तत् ॥ १ ॥

हिंगुलप्रकरण, पैशून्यप्रक्रम, श्लो० ३.

બીજાને ખેદ આપવા માટે માણસો ચાડી ખાય છે. પણ તેથી ઉલ્ટો પોતાનો જ આત્મા ખેદ પામે છે, કેમકે જેવું વાવ્યું હોય તેવું ફલ મળે છે. ૧.

> धर्मं धुनोति विधुनोति धियां समृद्धिं,
> श्लाघां सिनोति च दुनोति दयाविलासम् ।
> चिंतां चिनोति च तनोति तनूप्रतापं,
> क्रोधं धिनोति च नृणां पिशुनत्वमेतत् ॥ २ ॥

कस्तूरीप्रकरण, श्लो० ७९.

ચાડીયાપણું, માણસોના ધર્મને દૂર કરે છે, બુદ્ધિની સમૃદ્ધિને નાશ કરે છે, કીર્તિને ઢાંકી દે છે, દયાની લાગણીને ક્ષતિ પહોંચાડે છે, ચિંતાને ભેગી કરે છે, શરીરને તાપ આપે છે અને ક્રોધને વધારે છે. ૨.

दानं च विफलं नित्यं, शौर्यं तस्य निरर्थकम् ।
पैशून्यं केवलं चित्ते, वसेद्यस्याऽयशो भूवि ॥ ३ ॥

हिंगुलप्रकरण, पैशून्यप्रक्रम, श्लो० ४.

જેના મનમાં કેવળ ચાડી જ રહેલી છે, તેનું દાન હંમેશાં નિષ્ફલ જાય છે, તથા તેનું પરાક્રમ પણ નિષ્ફલ જાય છે, અને તેનો અપયશ પૃથ્વીમાં વિસ્તાર પામે છે. ૩.

પૈશૂન્યનો ત્યાગઃ—

चेत्पापापचयं चिकीर्षसि रिपोर्मूर्ध्नि क्रमौ धित्ससि,
क्लेशध्वंसमभीप्ससि प्रवसनं सर्वागसां दित्ससे ।
दुःकीर्तिं प्रजिहीर्षसि प्रतिपदं प्रेत्यश्रियं लिप्ससे,
सर्वत्र प्रविधेहि तत् प्रियसखे पैशून्यशून्यं मनः ॥ ४ ॥

कस्तूरीप्रकरण, श्लो० ७६.

જો તું પાપનો નાશ કરવાને ચાહતો હોય; શત્રુના મસ્તક ઉપર પગ મૂકવા ચાહતો હોય; ક્લેશના નાશને ચાહતો હોય; દરેક પ્રકારના દોષને દેશવટો દેવાને ચાહતો હોય; ખરાબ કીર્તિનો ત્યાગ કરવાને ચાહતો હોય અને ડગલે ને પગલે પરલોકની લક્ષ્મીને મેળવવા ચાહતો હોય તો, હે વ્હાલા મિત્ર! તું બધેય ઠેકાણે તારા મનને ચાડી ખાવાની ભાવના વગરનું બનાવ! ૪.

પૈશૂન્યના ત્યાગનું ફળઃ—

सौभाग्यादिव सुंदरी सुविनयाद् विद्येव वीथीश्रिया–
मुद्योगादिव साहसादिव महामंत्रादिसिद्धिः पुनः ।

पीयूषादिव नीरूजत्वमचिरात् पूजा च पुण्यादिव,
स्फूर्जत्कीर्तिभरो नरं पिशुनतात्यागादुपागच्छति ॥५॥

कस्तूरीप्रकरण, श्लो० ८०.

જેવી રીતે સારૂં ભાગ્ય હોય તો સારી સ્ત્રી મળે છે; સારા વિનયથી વિદ્યા મળે છે; ઉદ્યમ કરવાથી પૈસાનો માર્ગ મળે છે; સાહસથી મોટા મંત્રોની સિદ્ધિ મળે છે; અમૃતથી તત્કાળ આરોગ્ય મળે છે; અને પુણ્યથી પૂજા મળે છે તેવી રીતે ચાડીયાપણાનો ત્યાગ કરવાથી સ્ફુરાયમાન એવી કીર્તિનો સમૂહ માણસને મળે છે. ૫.

दानशीलतपोभावै--रस्यैधते वृषो भुवि ।
यस्य मनोवचः कायैः, पैशून्यं नाभिसंश्रयेत् ॥ ६ ॥

हिंगुलप्रकरण, पैशून्यप्रक्रम, श्लो० २.

જે માણસના મન વચન અને કાયા ચાડીનો આશ્રય કરીને રહેલ નથી તે શ્રેષ્ઠ માણસોના ધર્મ, દાન, શીલ, તપ, અને ભાવ વૃદ્ધિ પામે છે. ૬.





# रति–अराति (५१)

## રતિ–અરતિથી નુકસાનઃ—

आदौ रागस्ततो द्वेषस्तस्मात् क्लेशपरंपरा ।
तद्वदादौ रतिश्चारतिस्ततः कर्मबंधनम् ॥ १ ॥

हिंगुलप्रकरण, रतिअरतिप्रक्रमं, श्लो० २.

રાગ અને પછી દ્વેષ; અને તેથી ક્લેશની પરંપરા થાય છે તેમ પહેલાં રતિ અને પછી અરતિ અને તેથી કર્મબંધન થાય છે. ૧.

## રતિની ભાવનાઃ—

वरं छाया वरं वायुर्वरं पुत्रो वरं धनम् ।
वरं बंधुर्वरं जायेत्यादिरत्युद्भवं वचः ॥ २ ॥

हिंगुलप्रकरण. रति–अरतिप्रक्रम, श्लोक ३.

છાયા, વાયુ, પુત્ર, ધન, બંધુ તથા સ્ત્રી ઉત્તમ છે ઈત્યાદિક વચન રતિથી ઉત્પન્ન થયેલું જાણવું. ૨.

## અરતિની ભાવનાઃ—

उष्णा छाया धनं स्तोकं, वायुर्लूतादिसंयुतः ।
कुपुत्रः कुलटा रामेत्याद्यरत्युद्भवं वचः ॥ ३ ॥

हिंगुलप्रकरण, रतिअरतिप्रक्रम, श्लो० ४.

છાયા ઉષ્ણ છે, ધન થોડું છે, વાયુ લૂઆદિક વાળો છે, પુત્ર દુરાચારિ છે. સ્ત્રી કુલટા છે. ઇત્યાદિક વચન, અરતિથી જાણવું. ૩.

# परपरिवाद (५२)

## નિંદાની નીચતાઃ—

वक्तुं नैव क्षमा जीह्वा, यदि मूकस्य तद्वरम् ।
परं परापवादं च, जंजप्यते न तद्वरम् ॥ १ ॥

हिंगुलप्रकरण, परापवादप्रक्रम, श्लो० २.

મૂંગા માણુસની જીભ કંઈપણ બોલવાને સમર્થ ન થાય તે વધારે સારૂં છે, પણ પારકાની નિંદા બોલવી એ સારૂં નથી. ૧.

रजांसि दशना यत्रा-ऽधरोष्ठठिक्करीद्वयम् ।
मूर्खरसना परापवादगूथं समुद्धरेत् ॥ २ ॥

हिंगुलप्रकरण, परापवादप्रक्रम, श्लो० १.

જ્યાં દાંતરૂપી માટી છે અને હોઠરૂપી બે ઠીબડીઓ છે, એવી મૂર્ખ માણુસની જીભ પારકાની નિંદારૂપ વિષ્ટાને ઉપાડ્યા કરે છે. ૨.

एके च जातिचंडालाः, कर्मचंडालो निंदकः ।
ज्ञात्वेति हृदये सम्यक्, परापवादमात्यजेत् ॥ ३ ॥

हिंगुलप्रकरण, परापवादप्रक्रम, श्लो० ४.

આ દુનિયામાં કેટલાક તો જાતિચંડાલો છે. પણ પારકાની નિંદા કરનારા તો કર્મચંડાલો છે, એમ સારી રીતે હૃદયમાં જાણીને પારકાની નિંદાનો ત્યાગ કરવો. ૩.

## નિંદાથી નુકસાનઃ—

वक्त्रं परापवादेन, स्वस्य यत्समलं कृतम् ।
तच्च केनाप्युपायेन, कर्तुं नार्हति निर्मलम् ॥ ४ ॥

हिंगुलप्रकरण, परापवादप्रक्रम, श्लो० ३.

પારકાની નિંદા કરવાથી પોતાના મુખ ઉપર જે મલીનતા લાગે છે, તે મલીનતા કોઇપણ ઉપાયથી દૂર થઈ શકતી નથી. ૪.

परपरिभवपरिवादात्मोत्कर्षाच्च बध्यते कर्म ।
नीचैर्गोत्रं प्रतिभवमनेकभवकोटिदुर्मोचम् ॥ ५ ॥

प्रशमरति, श्लो० १००.

પારકાનું અપમાન કરવાથી, પારકાની નિંદા કરવાથી અને પોતાના વખાણ કરવાથી દરેક ભવમાં નીચ ગોત્ર કર્મનો બંધ થાય છે કે જે કરોડ ભવમાં પણ મુશ્કેલીથી છોડી શકાય છે. ૫.

## પોતાની અને પારકાની નિંદાઃ—

सदा मूकत्वमासेव्यं, वाच्यमानेऽन्यमर्मणि ।
श्रुत्वा तथा स्वमर्माणि, बाधिर्यं कार्यमुत्तमैः ॥ ६ ॥

विवेकविलास, अष्टमोल्लास, श्लो० ३२२.

ઉત્તમ પુરૂષે બીજાની નિંદા થતી હોય તેવે સમયે હમેશાં મુંગા રહેવું અને પોતાની નિંદા થતી સાંભળવામાં આવે ત્યારે બહેરા બની જવું. ૬.

स्वस्तुतिं परनिंदां वा, कर्ता लोकः पदे पदे ।
परस्तुतिं स्वनिंदां वा, कर्ता कोऽपि न दृश्यते ॥ ७ ॥

પોતાના વખાણ કરનાર અને પારકાની નિંદા કરનાર માણસ પગલે પગલે મળે છે, પણ પારકાના વખાણ અને પોતાની નિંદા કરનાર કોઇપણ નથી દેખાતો. ૭.

## નિંદાનો ત્યાગ શા માટે:—

सर्वमदस्थानानां मूलोद्घातार्थिना सदा यतिना ।
आत्मगुणैरूत्कर्षः परपरिवादश्च संत्याज्यः ॥ ९ ॥

प्रशमरति, श्लो० ९९.

બધાય પ્રકારના મદનો મૂળથી નાશ કરવાની ભાવનાવાળા સાધુ પુરૂષે હમેશાંને માટે આત્મપ્રશંસા અને પારકી નિંદાનો ત્યાગ કરવો જોઇએ. ૯.

## નિંદાનો ત્યાગ અને ફળ:—

यदीच्छसि वशीकर्तुं, जगदेकेन कर्मणा ।
परापवादसस्येभ्यश्चरंतीं गां निवारय ॥ १० ॥

उपदेशप्रासाद भाषांतर, स्तंभ ९, व्या० १३३.*

જો એકજ કાર્ય કરીને તું જગતને વશ કરવા ચાહતો હોય તો પારકાની નિંદારૂપ ઘાસને ચરતી એવી ( તારી જીભ રૂપી ) ગાયને રોકી રાખ. ૧૦.

# मायामृषावाद (५३)

## માયામૃષાવાદનું પરિણામ:—

मनस्यन्यद् वचस्यन्यद्, मायामृषा च सोच्यते ।
कदाऽपि सुखदा न स्याद्विश्वे यथा पणांगना ॥ १ ॥

हिंगुलप्रकरण, मायामृषावाद्प्रक्रम, श्लो० १.

મનમાં કંઇ અને વચનમાં કંઈ તે માયામૃષાવાદ કહેવાય છે અને તેથી વેશ્યાસ્ત્રીની માફક, તે કદાપિ પણ સુખ કરનાર નથી થતું. ૧.

## માયામૃષાવાદની કટુતા:—

फलं यथेन्द्रवारुण्याः, कटु मायामृषावचः ।
अंतरंगधिया श्रेयस्करं नस्याद्यतोऽत्र च ॥ २ ॥

हिंगुलप्रकरण, मायामृषावाद्प्रक्रम, श्लो० २.

જેમ ઇંદ્રવારૂણી નામની લતાનું ફળ કડવું છે, તેવું માયામૃષાવાદભર્યું વચન કડવું હોય છે. માટે અંતરંગ બુદ્ધિથી આ દુનીયામાં તે કલ્યાણકારી હોતું નથી. ૨.

## માયામૃષાવાદનો ત્યાગ:—

खड्गधारां मधुलिप्तां, विद्धि मायामृषां ततः ।
वर्जनीया प्रयत्नेन, विदुषा शिववांछता ॥ ३ ॥

हिंगुलप्रकरण, मायामृषावाद्प्रक्रम, श्लो० ३.

માયામૃષાવાદ એ મધથી ચોપડેલી ખડ્ગધારા સરખું જાણવું જોઇએ અને તેથી કલ્યાણને ચાહનારા એવા વિદ્વાન પુરૂષોએ પ્રયત્ન પૂર્વક તેનો ત્યાગ કરવો જોઇએ. ૩.

# मिथ्यात्व ( ५४ )

મિથ્યાત્વનું સ્વરૂપઃ—

अदेवे देवबुद्धिर्या, गुरुधीरगुरौ च या ।
अधर्मे धर्मबुद्धिश्च, मिथ्यात्वं तद्विपर्ययात् ॥ १ ॥

योगशास्त्र, पृ. ५८, श्लो० ३. ( प्र. स. )

અદેવને વિષે જે દેવબુદ્ધિ કરવી, અગુરૂને વિષે જે ગુરૂબુદ્ધિ કરવી, અને અધર્મને વિષે જે ધર્મબુદ્ધિ કરવી, તે સમકિતના લક્ષણથી વિપરીત હોવાથી મિથ્યાત્વ કહેવાય છે. ૧.

दुरंतमिथ्यात्वतमोदिवाकरा विलोकिताशेषपदार्थविस्तराः ।
वदन्ति मिथ्यात्वतमो जिनेश्वरा यथार्थतत्वाप्रतिपत्तिलक्षणम् २

सुभाषितरत्नसंदोह, श्लो० १२८.

દુઃખે કરીને નાશ કરી શકાય એવા મિથ્યાત્વરૂપી અંધકારને દૂર કરવામાં સૂર્ય સમાન અને તમામ પદાર્થોના સમૂહનું જેમણે દર્શન કર્યું છે એવા જિનેશ્વર ભગવાનોએ, વાસ્તવિક તત્ત્વો પ્રત્યેની જે અશ્રદ્ધા તેને મિથ્યાત્વરૂપી અંધકાર કહેલ છે. ૨.

મિથ્યાત્વની નિંદાઃ—

जन्मन्येकत्र दुःखाय, रोगो ध्वान्तं रिपुर्विषम् ।
अपि जन्मसहस्रेषु, मिथ्यात्वमचिकित्सितम् ॥ ३ ॥

योगशास्त्र, पृ. ५८, ( प्र. स. )

રોગ, અંધકાર, શત્રુ અને વિષ ( ઝેર ) એ સર્વે, પ્રાણીને એકજ જન્મનું દુઃખ આપી શકે છે. પરંતુ જેનો ઉપાયજ નથી એવું મિથ્યાત્વ તો હજારો જન્મને વિષે દુઃખ આપનાર થાય છે. ૩.

**वरं विषं भुक्तमसुक्षयक्षमं, वरं वनं श्वापदवन्निषेवितम् ।**
**वरं कृतं वह्निशिखाप्रवेशनं, नरस्य मिथ्यात्वयुतं न जीवितम् ॥४**

सुभाषितरत्नसंदोह, श्लो० १४०.

પ્રાણોનો નાશ કરવામાં સમર્થ એવું ઝેર ખાવું સારૂં છે, હિંસક પશુઓની માફક જંગલમાં જઈને રહેવું સારૂં છે, અને અગ્નિની જ્વાળાઓમાં પ્રવેશ કરવો એ પણ સારો છે પરંતુ મિથ્યાત્વથી યુક્ત એવું જીવન સારૂં નથી. ૪.

**मिथ्यात्वं परमो रोगो मिथ्यात्वं परमं तमः ।**
**मिथ्यात्वं परमः शत्रुर्मिथ्यात्वं परमं विषम् ॥ ५ ॥**

योगशास्त्र, पृ. ५८. ( प्र. सः )

મિથ્યાત્વ જ મોટામાં મોટો રોગ છે, મિથ્યાત્વ જ મોટો અંધકાર છે, મિથ્યાત્વ જ મોટો શત્રુ છે, અને મિથ્યાત્વ જ મોટું હળાહળ ઝેર છે. ૫.

## મિથ્યાત્વની ભાવનાઃ—

**नास्ति नित्यो न कर्ता च, न भोक्तात्मा न निर्वृतः ।**
**तदुपायश्च नेत्याहुर्मिथ्यात्वस्य पदानि षट् ॥ ६ ॥**

अध्यात्मसार, प्रबंध ४, श्लो० ६०.

આત્મા નામની કોઇ વસ્તુ નથી, આત્મા નિત્ય નથી, આત્મા કર્તા નથી, આત્મા ભોક્તા નથી, આત્મા બંધ વિગેરેથી વેગળો થયેલો નથી અને એ આત્માનો ( મોક્ષનો ) ઉપાય નથીઃ એ પ્રમાણેના છ પદો ( છ વાક્યો ) મિથ્યાત્વના સમજવા ( એટલે કે મિથ્યાત્વીને આવી ભાવના થાય છે ). ૬.

## મિથ્યાત્વની પ્રબળતાઃ—

ददातु दानं बहुधा चतुर्विधं,
करोतु पूजामतिभक्तितोऽर्हताम् ।
दधातु शीलं तनुतामभोजनं,
तथाऽपि मिथ्यात्ववशो न सिद्ध्यति ॥ ७ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० १४३.

મિથ્યાત્વને આધીન થયેલો જીવ, ભલે અનેક પ્રકારે ચારે પ્રકારનું દાન આપતો હોય, અરિહંત ભગવાનની ખૂબ પૂજા કરતો હોય, બ્રહ્મચર્યને ધારણ કરતો હોય, કે ઉપવાસ કરતો હોય, તો પણ તેની સિદ્ધિ થઇ શકતી નથી. ૭.

करोति दोषं न तमत्र केसरी, न दंदशूको न करी न भूमिपः ।
अतीव रुष्टो न च शत्रुरुद्धतो यमुग्रमिथ्यात्वरिपुः शरीरिणाम् ।८।

सुभाषितरत्नसंदोह, श्लो० १४१.

મિથ્યાત્વરૂપી પ્રચંડ શત્રુ, પ્રાણીઓનું જેવા પ્રકારનું નુકસાન કરે છે તેવા પ્રકારનું નુકસાન કેસરીસિંહ, ફણીધર નાગ, હાથી, રાજા કે અત્યંત કોપાયમાન થયેલો અને ઉદ્ધત એવો શત્રુ પણ નથી કરતો. ૮.

મિથ્યાત્વથી નુકસાનઃ—

दयादमध्यानतपोव्रतादयो
गुणाः समस्ता न भवंति सर्वथा ।
दुरंतमिथ्यात्वरजोहतात्मनो
रजोयुतालाबु गतं यथा पयः ॥ ९ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० १३७.

જેવી રીતે માટી ચોપડેલ તુંબડામાં રહેલું પાણી બહાર લઈ શકાતું નથી, તેવી રીતે મુશ્કેલીથી નાશ કરી શકાય એવા મિથ્યાત્વથી હણાયેલ આત્માવાળા પ્રાણીને દયા, ઇંદ્રિયોનું દમન, ધ્યાન, તપ, વ્રત વિગેરે ગુણો નથી થઇ શકતા. ૯.

अपैति तत्वं सदसत्वलक्षणं,
विना विशेषं विपरीतलोचनः ।
यदृच्छया मत्तवदस्तचेतनो
जनो जिनानां वचनात् पराङ्मुखः ॥ १० ॥

सुभाषितरत्नसंदोह, श्लो० १३८.

શ્રી જિનેશ્વર ભગવાનના વચનોથી દૂર થયેલો એટલે કે મિથ્યાદૃષ્ટિ પ્રાણી, પોતાની સ્વેચ્છાચારી વૃત્તિથી, દારૂ પીને મત્ત થયેલ માણસની માફક, ચેતનાશૂન્ય થઇને અને ઉલટી દૃષ્ટિવાળો થયો છતો, સત્ અને અસત્ લક્ષણવાળા તત્ત્વોમાં કોઇ પણ પ્રકારની વિશેષતાને નથી સમજી શકતો. ૧૦.

पयो युतं शर्करया कटूयते, यथैव पित्तज्वरभाविते जने ।
तथैव तत्त्वं विपरीतमङ्गिनः, प्रतीपमिथ्यात्वदृशो विभासते ।११।

જેમ પિત્તજ્વરે કરીને સહિત એવા મનુષ્યને સાકરયુક્ત દૂધ કડવું લાગે છે, તેમ વિપરીત–મિથ્યાત્વ–દૃષ્ટિવાળા પ્રાણીને સત્ય તત્વ વિપરીતપણે ભાસે છે. ૧૧.

विचित्रवर्णांचितचित्रमुत्तमं,
यथा गताक्षो न जनो विलोकते ।
प्रदर्श्यमानं न तथा प्रपद्यते,
कुदृष्टिजीवो जिननाथशासनम् ॥ १२ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० १४५.

જેવી રીતે આંખ વગરનો માણસ, વિચિત્ર પ્રકારના રંગથી રંગાયેલું એવું ઉત્તમ પ્રકારનું ચિત્ર જોઇ શકતો નથી તેવી રીતે મિથ્યાદૃષ્ટિ જીવ, જિનેશ્વર ભગવાનના શાસનને, બતાવવા છતાં પણ, સ્વીકારતો નથી. ૧૨.

कथं न रमते चित्तं, धर्मेऽनेकसुखप्रदे ? ।
जीवानां दुःखभीरूणां, प्रायो मिथ्यादृशो यतः ॥ १३ ॥

तत्वामृत, श्लो० ५६.

દુઃખથી ડરતા એવા જીવોનું ચિત્ત, અનેક સુખને આપવાવાળા એવા ધર્મને વિષે કેમ નથી રમતું ? કારણ કે લગભગ એવા પ્રાણીઓ મિથ્યાદૃષ્ટિ હોય છે. ( મિથ્યાદૃષ્ટિ જીવને ધર્મ પ્રત્યે રૂચી નથી થતી. ) ૧૩.

ददाति दुखं बहुधाऽति दुःसहं,
तनोति पापोपचयोन्मुखां मतिम् ।

यथार्थबुद्धिं विधुनोति पावनीं,
करोति मिथ्यात्वविषं न किं नृणाम् ? ॥ १४ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० १५०.

મિથ્યાત્વરૂપી ઝેર અનેક પ્રકારના અસહ્ય દુઃખોને આપે છે, બુદ્ધિને પાપ ભેગું કરવાવાળી બનાવે છે, પવિત્ર એવી સાચી બુદ્ધિને દૂર કરે છે. ભલા એવું શું છે કે જે મિથ્યાત્વરૂપી ઝેર, માણસોને, ન કરતું હોય ? ૧૪.

दधातु धर्मं दशधा तु पावनं, करोतु भिक्षाशनमस्तदूषणम् ।
तनोतु योगं धृतचित्तविस्तरं, तथापि मिथ्यात्वयुतो न मुच्यते १५

सुभाषितरत्नसंदोह, श्लो० १४२.

( ક્ષમાદિક ) દશ પ્રકારના પવિત્ર સાધુ ધર્મને–ચારિત્રને ભલે ધારણ કરો, બેંતાળીશ દોષરહિત ભિક્ષાનું ભોજન કરો તથા ચિત્તના વિસ્તારને ધારણ કરનાર યોગને ભલે વિસ્તારો, તો પણ જો તે પુરૂષ મિથ્યાત્વ સહિત હોય તો તે કદાપિ મોક્ષને પામતો નથી. ૧૫.

यथाऽन्धकारान्धपटावृतो जनो
विचित्रचित्रं न विलोकितुं क्षमः ।
यथोक्ततत्त्वं जिननाथभाषितं,
निसर्गमिथ्यात्वतिरस्कृतस्तथा ॥ १६ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० १३६.

જેમ અંધકારના જેવા કાળાપાટા બાંધેલ માણસ વિચિત્ર પ્રકારનું ચિત્ર જોવાને સમર્થ થતો નથી, તેમ સ્વાભાવિક

મિથ્યાત્વવડે તિરસ્કાર કરાયેલો પુરૂષ, જિનેંદ્રે કહેલા યથાર્થ તત્ત્વને જોઇ-જાણી શકતો નથી. ૧૬.

## મિથ્યાત્વનું કડવું ફળઃ—

त्रिलोककालत्रयसंभवासुखं,
सुदुःसहं यत् त्रिविधं विलोक्यते ।
चराचराणां भवगर्तवर्तिनां,
तदत्र मिथ्यात्ववशेन जायते ॥ १७ ॥

सुभाषितरत्नसंदोह, श्लो० १३९.

સંસારરૂપી ખાઈમાં વર્તનારા ચર અને અચર-ત્રસ અને સ્થાવર-પ્રાણીઓને આ ત્રણ જગત અને ત્રણકાળમાં ઉત્પન્ન થતું ત્રણ પ્રકારનું એટલે શરીર, મન અને વચન સંબંધી-જે કાંઇ અતિ દુઃસહ દુઃખ જોવામાં આવે છે, તે સર્વ મિથ્યાત્વના વશથી ઉત્પન્ન થાય છે. ૧૭.

दुर्वचनं पराधीनं, शरीरे कष्टकारकम् ।
शल्यं शल्यतरं तस्मात्, मिथ्यात्वशल्यमात्मनि ॥ १८ ॥

हिंगुलप्रकरण, मिथ्यात्वशल्यप्रक्रम, श्लो० २.

કષ્ટ આપનાર એવું કડવું વચન અને પરાધીનપણું શરીરમાં જેટલું શલ્ય કરે છે તેના કરતાં મિથ્યાત્વ આત્મામાં વધુ શલ્ય સમાન છે. ૧૮.

शत्रुभिर्निहितं शस्त्रं, शरीरे जगति नृणाम् ।
यथा व्यथा करोत्येव, तथा मिथ्यात्वमात्मनः ॥ १९ ॥

हिंगुलप्रकरण, मिथ्यात्वशल्यप्रक्रम, श्लो० १.

શત્રુઓએ શરીરપર ફેંકેલું શસ્ત્ર જેમ આ જગતમાં માણસોને દુઃખ આપે છે, તેમ મિથ્યાત્વશલ્ય આત્માને દુઃખ આપે છે. ૧૯.

## મિથ્યાત્વનો ત્યાગઃ—

मिथ्यात्वं परमं बीजं, संसारस्य दुरात्मनः ।
तस्मात्तदेव मोक्तव्यं, मोक्षसौख्यं जिघृक्षुणा ॥ २० ॥

तत्वामृत, श्लो० ५३.

ખરાબ છે સ્વરૂપ જેનું એવા સંસારનું, મિથ્યાત્વ એ મોટું બીજ છે. એટલા માટે મોક્ષ સુખ મેળવવાની ઇચ્છાવાળા માણસે એ ( મિથ્યાત્વ ) નો જ ત્યાગ કરવો જોઇએ. ૨૦.

मिथ्यात्वशल्यमुन्मूल्य, स्वात्मानं निर्मलीकुरु ।
यथाऽजस्त्रं सुसिंदूररजसा भुवि दर्पणः ॥ २१ ॥

हिंगुलप्रकरण, मिथ्यात्वशल्यप्रक्रम, श्लो० ४.

જેવી રીતે હંમેશ સિંદુરની રજથી દુનીયામાં દર્પણ નિર્મલ થાય છે તેમ હે ભવ્ય પ્રાણી ! તું મિથ્યાત્વશલ્યને મૂળમાંથી ઉખેડીને તારા પોતાના આત્માને નિર્મલ કર ! ૨૧.

## મિથ્યાત્વના ત્યાગનો ઉપાયઃ—

स्वाध्यायेन गुरोर्भक्त्या, दीक्षया तपसा तथा ।
येन केनोद्यमेनैव, मिथ्यात्वशल्यमुद्धरेत् ॥ २२ ॥

हिंगुलप्रकरण, मिथ्यात्वशल्यप्रक्रम, श्लो० ३.

સ્વાધ્યાય કરીને, ગુરૂ મહારાજની ભક્તિ કરીને, દીક્ષાવડે

તેમ જ તપવડે; એમ ગમે તે પ્રકારના ઉદ્યમથી મિથ્યાત્વરૂપી શલ્યને ઉખેડી નાખવું જોઇએ. ૨૨.

મિથ્યાત્વના ત્યાગનું ફળઃ—

मिथ्यात्वत्यागतः शुद्धं, सम्यक्त्वं जायतेऽङ्गिनाम् ।
अतस्तत्परिहाराय, यतितव्यं महात्मना ॥ २३ ॥

अध्यात्मसार, प्रबंध ४, श्लो० ५९.

પ્રાણીઓને, મિથ્યાત્વનો ત્યાગ કરવાથી, શુદ્ધ સમકિત ઉત્પન્ન થાય છે. એટલા માટે મહાત્મા પુરૂષે એનો ત્યાગ કરવા માટે પ્રયત્ન કરવો. ૨૩.



# शुद्धिपत्रक

| पृष्ठ | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ૫ | ૨૧ | ૫૩૨ | ૫૩૫ |
| ૨૨ | ૧૧ | ૭૧ | ૭૧ * |
| ૩૨ | ૫ | त्रिससिता | विशसिता |
| ૪૩ | ૯ | દ્રષ્ટાંત | દૃષ્ટાંત |
| ૪૩ | ૨૧ | દ્રષ્ટાંત | દૃષ્ટાંત |
| ૪૪ | ૧૦ | विभ्रमो | विभ्रमो |
| ૪૮ | ૨ | पशुन् | पशून् |
| ૪૯ | ૧૭ | स्रष्टा | स्रष्टा |
| ૫૦ | ૧૨ | रायसूय- | राजसूय- |
| ૫૯ | ૨૦ | સ્થલ | સ્થૂલ |
| ૬૧ | ૨૧ | દ્રષ્ટાંત | દૃષ્ટાંત |
| ૬૭ | ૮ | તે | જે |
| ૮૮ | ૧૧ | षष्टिर्वर्ष- | षष्टिवर्ष- |
| ૮૮ | ૧૩ | शतातप | शातातप |
| ૮૯ | ૧૬ | કીતિ | કીર્તિ |
| ૯૧ | ૩ | करोती | करोति |
| ૯૨ | ૧૯ | -न्नमुञ्चामः | -न्न मुञ्चामः |
| ૧૦૪ | ૧૬ | પરપાટી | પરિપાટી |
| ૧૧૧ | ૧૧ | तथाहि | तथा हि |

| पृष्ठ | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ११४ | ९ | यद्युष्प्रयुक्तं | यद्दुष्प्रयुक्तं |
| ११५ | २ | પરિણામ | પરિમાણ |
| ११६ | ८ | प्राऽज्ञ– | प्राज्ञ– |
| ११६ | २१ | વિગેરેનો | વિગેરેનો પણ |
| ११७ | १९ | परिग्रहाधिकं | परिग्रहाधिकः |
| ११७ | २१ | महत्वाद्धि | महत्त्वाद्धि |
| ११७ | २१ | मजत्येव | मज्जत्येव |
| १२१ | ९ | चत्र | यत्र |
| १२३ | २१ | આવતો | આવતા |
| १२४ | ५ | ५१ प्र० स० षा० | ५२ ( प्र० सं० ) |
| १२४ | १० | द्वाविंशाति | द्वाविंशति |
| १२४ | १५ | તેં | તેં વિગેરે |
| १२५ | ३ | भक्षणादु:ख– | भक्षणाद्दु:ख– |
| १२५ | ९ | गृज्जनं | गृञ्जनं |
| १२७ | ३ | च्चैव | चैव |
| १२८ | ३ | કંદમૂળના અથાણાનું | કંદમૂળ તથા બોળ અથાણાનું |
| १३० | ६ | પિતૃલોકિ | પિતૃલોકો |
| १३० | १८ | રીંગણાના | રીંગણાનું |
| १३१ | ११ | શુદ્ર | શૂદ્ર |
| १३१ | १४ | ब्रह्मघ्नां– | ब्रह्मघ्नां– |
| १३१ | १८ | બ્રહ્મહત્યારા | બ્રહ્મહત્યારા |
| १३१ | २० | नहु | न हु |
| १३१ | २१ | विहु | वि हु |
| १३१ | २२ | स्तम्य | स्तम्भ |
| १३२ | १४ | ગોર સયુક્ત | ગોરસ યુક્ત |

| पृष्ठ | पंक्ति | अशुद्धि | शुद्धि |
| --- | --- | --- | --- |
| १३३ | ३ | चरस्र– | चतस्र– |
| १३३ | ११ | मृक्षणं | म्रक्षणं |
| १३३ | ११ | –चतुविधं | –चतुर्विधं |
| १३४ | ३ | मद्यं | मद्ये |
| १३६ | १० | स्तभ्य | स्तम्भ |
| १३७ | ६ | –मंगी– | –मङ्गि– |
| १३७ | ७ | –निन्द्रिता | –निन्दिता |
| १३७ | १८ | गुरुणां | गुरूणां |
| १३८ | ७ | પઙ્યા | પઙ્યો |
| १३८ | १६ | –न्नरीनत्ति | –न्नरीनर्त्ति |
| १३९ | ९ | धाम्यति | ताम्यति |
| १४१ | १४ | स्कंध– | स्कन्द– |
| १४२ | ९ | –तत्व– | –तत्त्व– |
| १४२ | १७ | अश्वमेघेन | अश्वमेधेन |
| १४२ | १८ | योगवासिष्ट | योगवासिष्ठ |
| १४२ | २१ | અશ્વમેધ | અશ્વમેધ |
| १४३ | १९ | पुंसां | पुंसाम् |
| १४५ | ३ | मासं | मांसं |
| १४६ | १३ | જીવોનો | જીવોના |
| १४७ | ८ | भक्षिका– | मक्षिका– |
| १४७ | ९ | सुधि– | सुधी– |
| १५० | ९ | मुष्णान्तो | मुष्णन्तो |
| १५० | ९ | व्यथुः | व्यधुः |
| १५० | १७ | अप्योषध– | अप्यौषध– |
| १५० | १९ | प्रकाशक | प्रकाश |
| १५० | २१ | કામકૂટ | કાળકૂટ |

| पृष्ठ | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| १५२ | ३ | -भीरूभिः | -भीरुभिः |
| १५२ | ४ | यावज्जीयं | यावज्जीवं |
| १५३ | १० | उर्ध्व- | ऊर्ध्व- |
| १५३ | ११ | कथंकार | कथंकारं |
| १५५ | १३ | બન્નૈ | બન્ને |
| १५७ | १४ | વીગેરે | વિગેરેની |
| १५८ | ७ | ખાધ | ખાધા |
| १६० | ७ | स्वभ्रस्य | श्वभ्रस्य |
| १६३ | १८ | योगवासिष्ट | योगवासिष्ठ |
| १६३ | १८ | १०८ | २०८ |
| १७० | १५ | उल्लाचं | उल्लोचं |
| १७४ | १२ | ચારિત્ર | સામાયિક |
| १७८ | २ | तदेव | तदेवं |
| १८२ | १२ | पर्वण्या- | पर्वाण्या- |
| १८६ | ६ | श्राद्ध | श्राद्ध |
| १९१ | १९ | भूङ्क्ते | भुङ्क्ते |
| १९६ | ६ | मघुर- | मधुर- |
| १९८ | १३ | तस्मान्त्रि- | तस्मात्त्रि- |
| १९९ | २० | श्लाघ्य | श्लाघ्य |
| २०० | १९ | महाम्य- | महात्म्य- |
| २०१ | ३ | -र्योन्नात(न्व)ति | -र्योऽन्नातति तु |
| २०२ | ३ | तथव | तथैव |
| २०३ | १७ | विल्लास | त्रिलास |
| २०५ | ३ | -सत्व- | -सत्त्व- |
| २०५ | ६ | સત્વ, | સત્ત્વ, |
| २०९ | ६ | वम्भ्रम्यते | बम्भ्रम्यते |

| पृष्ठ | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ૨૧૩ | ૧૭ | तत्वामत | तत्त्वामृत |
| ૨૧૭ | ૫ | श्लो० ३१ | अ० १, श्लो० ३१ |
| ૨૨૧ | ૧૩ | ઇંદ્રિવિજય | ઇંદ્રિયવિજય |
| ૨૨૭ | ૧૨ | –सदृ्शो | –सदृशो |
| ૨૨૭ | ૧૫ | નિંદવા લાયક | હિંસક |
| ૨૩૫ | ૮ | –सम्यक्त्त्व– | –सम्यक्त्व– |
| ૨૩૭ | ૧૯ | रंगध्यान– | रङ्गद्ध्यान– |
| ૨૩૮ | ૩ | હર્ષયુક્ત | ઉછળતા એવા |
| ૨૩૮ | ૬ | એ બન્ને | બન્ને |
| ૨૪૧ | ૭ | ( परमानंद ) | ( पद्मानन्द ) |
| ૨૫૦ | ૧૦ | मानान्द्रि | मानाद्रिं |
| ૨૫૦ | ૧૯ | धरणीरूहो | धरणीरुहो |
| ૨૫૨ | ૧૮ | पुसः | पुंसः |
| ૨૫૫ | ૨૨ | निसंशयं | निःसंशयं |
| ૨૫૮ | ૬ | सारङ्गै– | सारङ्गै– |
| ૨૫૯ | ૯ | બોલવવાની | બોલાવવાની |
| ૨૬૫ | ૨૦ | –नुष्टान– | –नुष्ठान– |
| ૨૬૫ | ૨૧ | विदधत्समा– | विदधन् समा– |
| ૨૬૮ | ૫ | –श्चन्द्रन– | –श्चन्दन– |
| ૨૭૪ | ૨૨ | ધનના | ધનનો |
| ૨૭૭ | ૧૩ | उत्तराध्यन– | उत्तराध्ययन– |
| ૨૮૪ | ૧૧ | –दुसञ्चरं, | –दुस्सञ्चरं, |
| ૨૮૬ | ૯ | विजृंभितं | विजृम्भितं |
| ૨૮૬ | ૧૬ | લોભથીજમુક્તિમેળવવીતે, | લોભનો ત્યાગ કરવો તે, |
| ૨૯૨ | ૧૯ | हितापदेश. | हितोपदेश. |
| ૨૯૫ | ૬ | निरूपद्रवा | निरुपद्रवा |

| पृष्ठ | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ३०४ | १६ | सती | सति |
| ३०७ | १३ | –मभिनन्द । | –मभिनन्दः। |
| ३१० | ८ | भो | भोः |
| ३११ | १७ | मुचते | मुच्यते |
| ३१२ | ३ | દોષને | દ્વેષને |
| ३१२ | ५ | विद्धयेरन् वाक्यशल्यैर्व– | विद्धयेरन् वाक्यशल्यैश्व व– |
| ३१८ | १० | સમતાપ | સમતા |
| ३२८ | २२ | શકા | શકાય |
| ३३४ | ३ | माध्यस्थ्य | माध्यस्थ्यं |
| ३३४ | ३ | वैराग्यः | वैराग्यं |
| ३३४ | ४ | दोषक्षयं. | दोषक्षयः |
| ३३६ | १५ | भवनीयः | भावनीयः |
| ३३७ | २० | भ्रान्त्य– | भ्रान्त्या– |
| ३४१ | ४ | જેવા | જેવો |
| ३४७ | १७ | मुक्ताव्र– | मुक्तावु– |
| ३५१ | ४ | शंभो. ! | शंभोः |
| ३५३ | १२ | वह्म | व्रह्म |
| ३५७ | ४ | नितांते, | नितान्तं, |
| ३६५ | ४ | किल्विशम्- | किल्विषम् |
| ३६५ | १० | काष्टादि | काष्ठादि |
| ३६६ | ११ | –जीव्हा, | –जिह्वा, |
| ३६६ | ११ | रोग | रोगः |
| ३६६ | १५ | ત્યાં કોનો દોષ કાઢવો ? | ત્યાં કઇજનતનો રોગકહી શકાય ? |
| ३७३ | ६ | મલીનતા | મલિનતા |
| ३७३ | ७ | મલીનતા | મલિનતા |
| ३७४ | ७ | –हत्कर्पः | –हःकर्पः |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૩૭૪ | ૧૪ | –ससेभ्य– | –सस्येभ्य- |
| ૩૭૫ | ૨ | પરિણામ | સ્વરૂપ |
| ૩૭૬ | ૬ | –लावु गतं | –लाबुगतं |
| ૩૭૯ | ૧૨ | तत्वं | तत्त्वं |
| ૩૭૯ | ૧૨ | –सत्व– | –सत्त्व– |
| ૩૮૦ | ૨૦ | રૂચી | રૂચિ |
| ૩૮૩ | ૧૨ | યથાऽजस्त्रं | યથાऽजस्रं |
| | ઘણે સ્થળે | त्रिषष्ठी | त्रिषष्टि |
| | ” ” | पैशून्य | पैशुन्य |
| | ” ” | तत्वामृत | तत्त्वामृत |
| | ” ” | चाणाक्यनीति | चाणक्यनीति |



# આબૂ

જગદ્વિખ્યાત આબૂ પહાડની ન્હાનામાં ન્હાની અને મ્હોટામાં મ્હોટી દર્શનીય વસ્તુઓ, રસ્તાઓ અને એક દર્શકને ઉપયોગી થઇ પડે એવી તમામ વસ્તુની માહિતી આપનારૂં, તેમજ આબૂનાં મંદિરોની ઝીણામાં ઝીણી કોરણીઓ અને સુંદર સુંદર ભાવોના લગભગ ૭૫ ફોટાઓથી અલંકૃત આ પુસ્તક, જેમ આબૂના યાત્રિઓને ઉપયોગી છે, તેમ ભારતવર્ષની પ્રાચીન શીલ્પકળા અને ઐતિહાસિક શોધખોળના અભ્યાસીઓ માટે પણ ઘણું જ મહત્વનું છે. એના લેખક છે:–ઈતિહાસતત્ત્વવેત્તા, શાન્તમૂર્ત્તિ મુનિરાજશ્રી જયન્તવિજયજી. મ્હોટો ગ્રંથ, સુંદર એન્ટિક કાગળો, ૭૫ ફોટાઓ, પાકું બાઇન્ડીંગ અને ઉત્તમ જેકેટ હોવા છતાં,

કિંમત માત્ર અઢી રૂપીઆ.

આની હિંદી આવૃત્તિ પણ બહાર પડી ચૂકેલ છે, ફોટા વિગેરે બધું ઉપર પ્રમાણે જ. કિં. ૨–૮–૦

લખો:—

શ્રીવિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા,

છોટા સરાફા, ઉજ્જૈન. (માલવા)

અને જાણીતા બુકસેલરોને ત્યાંથી પણ મળશે.